૪૮૭૯

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી.

# प्राचीनकाव्यमाळा.

## ग्रंथ १६

## प्रेमानंदकृत.

# मार्कंडेयपुराण.

भाग १ लो.

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.
વડોદરા.

સંવત ૧૯૪૬-૪૭ સન ૧૮૯૦-૯૧.
કીમત ૧-૦-૦
( સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે ).

Under the liberal patronage of

His Higness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

Sena Khaskhel Samsher Bahadur

Baroda.

# PRACHIN KAVYA MALA,

or

Old Gujarati Poetical Series,

Vol. XVI.

## POET PREMANAND'S MARKANDEYA PURAN

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántávála

and

Nathashankar Pujashankar Shastri.

A. D. 1890-91.

Price Re 1-0-0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માનેછે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા(પૃથિવી)નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ(ખનિજ ધન રત્નાદિ)ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરેછે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરે છે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખ શાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઇ પડ્યા છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા. ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધિમાં ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂં.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગૂજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઈરેકટર ઑફ વર્નાક્યૂલર ઈન્સ્ટ્રક્શન રાવ સાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરા નિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તેસારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબત મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગ સારૂ બાહર લાવી તે દ્વારા સહૃવિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેસ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર, આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. **રાધાબાઈ** તથા **દીવાળીબાઈ** નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે, અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઈ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જરપ્રજા અને સર્વ ગુર્જર વાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કેઃ—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY

કવિતા સ્વતઃ ઈશ્વરની એક વસ્તુ છે. ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહ અને શક્તિમાં ઈશ્વર પેઠે થઈએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ટતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરમાં આવે છે તે પ્રસિદ્ધ છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય. ધર્મશાળાઓ, દેવાલય, જળાશય. વિશ્રામસ્થાન, આદિ કીર્ત્તિસ્તંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મ-શાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવેછે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઇ સહૃદયજનોના અન્તઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ—રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખનો અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ સા-

ધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઈ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઈ જશભાઈ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ એમ. એ. એલ. એલ. બી.

ખાનબાહાદુર જમસેદજી અરદેસર દલાલ. એમ. એ. એલ. એલ. બી.

રાવસાહેબ પીતાંબરભાઈ જેઠાભાઈ.

રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરારાજ્યનિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જર વાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તેમાટે તેમનો અન્તઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.
સંવત ૧૯૪૬ના વૈશાખ
સુદી ૧. તા. ૨૦ એપ્રિલ સન
૧૮૯૦ રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# मार्कंडेयपुराणनुं.

## ग्रंथविवेचन.



આ ગ્રંથનું વિવેચન કરતા પેહેલાં માર્કંડેયપુરાણમાં શો વિષય સમાયલોછે તે સંક્ષેપમાં બતાવવું ઉચિત ધારીએ છીએ. મહાભારતમાં ઉપજેલા ચાર સંદેહનું નિરાકરણ કરવા માટે જૈમિનિઋષિ માર્કંડેય પાસે ગયા અને તેમણે ચાર બ્રાહ્મણ પુત્રો જેઓ શાપથી પક્ષિપણાને પામી ગયા હતા તેમની પાસે મોકલ્યા. તેમણે તે સંશયના ખુલાસા કર્યા. તે ઉપરાંત હરિશ્ચંદ્રનું આખ્યાન, જડનું આખ્યાન, સતી સ્ત્રીનું આખ્યાન અને દત્તાત્રેયનું આખ્યાન એમાં છે. આ ગ્રંથમાં એટલો ભાગ પ્રસિદ્ધ કર્યો છે અને મદાલસા આખ્યાનથી આરંભીને બાકીનો ભાગ હવે પછી પ્રસિદ્ધ થશે.

આ માર્કંડેયપુરાણનું કવિતા બદ્ધ ભાષાંતર મહાકવિ પ્રેમાનંદે કરેલું છે. ઘણુંકરીને કવિઓ પુરાણોમાંથી વસ્તુ માત્ર લેઈને પછી પોતાની કલ્પના શક્તિના બળ પ્રમાણે તેમાં વધારો ઘટાડો કરી નવા ગ્રંથો રચે છે એવો પ્રઘાત આ દેશના કવિઓમાં જોવામાં આવે છે, અને પ્રેમાનંદે પણ તે પ્રમાણે અનેક રસમય ગ્રંથો લખીને વિજય મેળવ્યો છે, એમ છતાં કેટલાંક કારણથી આ ગ્રંથનુ તેણે ચોખ્ખું ભાષાંતરજ કર્યું છે. ગ્રંથ વાંચનારને જણાશે કે જે શૈલીથી પ્રેમાનંદે આ ગ્રંથ લખ્યો છે તે જોતાં અજાણ્યો માણસ ભાગ્યેજ એમ કહી શકશે કે આ તેનું શબ્દશઃ ભાષાંતર છે; પણ અમે મૂળ ગ્રંથને આ ગ્રંથ સાથે ઘણી જગોએ મેળવી જોયો છે અને તેથી અમે આશ્ચર્ય સાથે કહી શકીએ છીએ કે આ ગ્રંથ શુદ્ધ ભાષાંતર છે. અને તે એટલે સુધી કે મૂળ ગ્રંથમાંનો એક પણ શ્લોક ભાષાંતર કરતાં તેણે છોડી દીધો નથી! હા, કોઈ કોઈ જગાએ જ્યાં કવિને રસ જમાવવા જેવું જણાયું ત્યાં તેણે મૂળ કરતાં કાંઈક વધારો કર્યો છે ખરો; પણ એ વધારો એવો છે કે જેથી કરીને તે વાંચનારને રસમાં ડૂબાડી દે છે!

આ અપ્રતિમ કવિએ આ ગ્રંથ દ્રૌપદીહરણની પેઠે કે અષ્ટાવક્રાખ્યાનની પેઠે કાવ્ય રૂપ બાંધ્યો નથી પણ પુરાણ રૂપજ રચ્યો છે. અર્થાત્ સંસ્કૃત ભાષાના કાવ્યની અને પુરાણની ભાષાશૈલીમાં જેવો ફેર હોય છે તેવો અહીં પણ જણાય છે. પુરાણમાં સર્વત્ર સાદી અને સરળ ભાષા છતાં કોઈ કોઈ ઠામે કાવ્ય જેવી ભાષાશૈલી જોવામાં આવે છે તેમ આમાં પણ જોવામાં આવે છે. કાવ્ય નાના પ્રકારના છંદોમાં રચેલું હોય છે તેમ આ કવિએ કરેલાં કાવ્ય આપણે તેવાં જોઈ ગયા છીએ; અને પુરાણ જેમ અનુષ્ટુપ્ જેવા સેહેલા છંદમાં લખાયલું હોય છે તેમ આ ભાષાંતર પણ સેહેલી દેશીઓમાં કે રાગમાં લખેલું છે. પુરાણમાં ક્વચિત્ કાવ્ય જેવી રચનાવાળા શ્લોક જોવામાં આવે છે તેમ આમાં પણ હરિગીત વગેરે છંદો કાવ્ય જેવી શબ્દ રચનાથી શણગારી ને લખ્યા છે. વસ્તુ વર્ણન તો ભાષાંતર હોવાથી પુરાણનુંજ છે માટે આ ગ્રંથને કાવ્યની નહિ પણ પુરાણની પંક્તિમાં મૂકી શકાય એમ છે.

પ્રેમાનંદ પોતે ગંભીર કવિ છતાં તે મોજીલો અને વિનોદી છે, તેથી તેની કવિતામાં આપણને વાગ્વિનોદ પણ ઠામ ઠામ મળી આવે છે. પેહેલા કડવામાં મંગળાચરણ કરતાં ગણપતિનાં વખાણમાં તે લખે છે કે— **"કહું શુદ્ધિ બુદ્ધિ સાથે આવે, તવ મેં જાણ્યું મળશે"!** અને એવાંજ વચનો ઠામ ઠામ વાચકને સ્મિત કરાવે છે.

બીજા કડવાથી ગ્રંથનો આરંભ થાય છે. વ્યાસ મહાત્માએ કરેલા મહાભારત ગ્રંથની પ્રશંસા કરીને પછી તેમાં ચાર સંશય ઉપજવાથી તેનો ખુલાસો પૂછવા જૈમનિ માર્કંડેય પાસે જાય છે. માર્કંડેય તેનો ખુલાસો તો કરતા નથી પણ તે ખુલાસો કરનારા પક્ષીઓનો ઇતિહાસ કહી વિંધ્યાચળમાં વસનારા પક્ષીઓ પાસે તેને મોકલે છે. પક્ષીઓનો ઇતિહાસ કહેતાં નારદે અપ્સરાઓની માંહોમાંહે જે લઢાઇ કરાવી તે જેટલી મૂળગ્રંથમાં છે તેના કરતાં કાંઇક વિસ્તારથી પ્રેમાનંદે વર્ણવી છે પણ સ્ત્રીઓની લઢાઇનું આબેહુબ ચિત્ર આપ્યું છે! એજ પ્રસંગમાં સાતમા કડવામાં શુક્રનીતિમાં કહેલો મરણની બીક ન રાખવા વિષેનો ઉપદેશ પણ કવિએ અસરકારક રીતે વર્ણ્યો છે.

પક્ષીઓ જૈમિનિને તેના પ્રશ્નના ખુલાસા જૂદી જૂદી કથાઓ દ્વારા કહે છે. જેમાં છેલ્લા પ્રશ્નના ખુલાસા માટે હરિશ્ચંદ્રનું આખ્યાન કહે છે. હરિશ્ચંદ્ર આખ્યાનનું ઇતિવૃત્તજ જો કે હૃદય ભેદક છે, ત્યારે તે પ્રેમાનંદ જેવા મહાકવિની કલમથી કેવું લખાયું હશે તે વર્ણવવા કરતાં પ્રેમાનંદથી જાણીતા રસજ્ઞોએ કલ્પવા જેવું વિશેષ છે. આ આખ્યાનમાં કરૂણ રસની તો પરિસીમા છે! કરૂણ રસને પુષ્ટ કરવાને રૌદ્ર, ભયાનક, બીભત્સ, અદ્ભુત, વત્સલ, એવા રસ તથા મુનિવિષયા રતિ, નૃપવિષયા રતિ, વગેરે ભાવ પણ મનોહર રીતે વર્ણ્યા છે. આખ્યાનના નાયક હરિશ્ચંદ્રને ધીરપ્રશાંત વર્ણ્યો છે તથા પ્રતિનાયક વિશ્વામિત્રને ક્રૂર અને ક્રોધી વર્ણ્યો છે. રાજાની ધર્મશીળતા અને સત્યપરાયણતાનો મહાન્ બોધ એમાં સમાયલો છે તથા તે સાથે શ્રોતાનાં હૃદયને પીગળાવી નાખે એવાં પાત્રોનાં ચરિત્ર ચીતરીને નાના પ્રકારના સદુપદેશ વ્યંજિત કર્યા છે. એ આખું આખ્યાનજ રસમય છે તેથી એમાંથી ત્યાગભાગ કરવા જેવું અમને કાંઇ લાગતું નથી તથાપિ ઉપર બતાવેલા રસ અને ભાવ કેવા વર્ણ્યા છે તે પ્રત્યક્ષ બતાવવાને તેમાંથી એક એક નમુનો અહીં બતાવ્યો છે, જે ઉપરથી વિવેકી આખા ગ્રંથની તુલના કરી શકશે.

વિશ્વામિત્રને રાજસૂયની દક્ષિણા આપવાની પ્રતિજ્ઞા કર્યા પછી હરિશ્ચંદ્ર નગર છોડીને નીકળ્યો, તે વખતે તેના વિયોગથી દુઃખિત થયેલી પ્રજા બહુ શોક કરવા લાગી. તેનું વર્ણન કરતાં કવિ કહે છે કે:

જે પુષ્પ વેરેલે સ્થાનક હીંડતા,
અતિ અયોગ્ય રૂપાળી;
તે કંટક વનભણી પતિની પૂંઠે,
ચાલવા લાગી સુંવાળી!
નગર લોકે પત્ની પુત્રની સાથે,
રાય દુઃખિયો દીઠો જ્યારે;
કે ત્રાહિ ત્રાહિ કરી ત્રાડ પાડી મુખ,
પ્રભુ મુખ દિન દેખીશું કયારે"!
"અહો રાય! એક મુહૂર્ત ઊભા રહો,
શું નાના નાસ કરો આમ;

નેત્રભૃંગે મુખારવિંદરસપીવા,
સ્વામી વાધ્યોછે મોટી મામ".
"છાયા ભૂત આ કાયા થાશે,
મૂકી સર્વે વૈભવ વાટ;
હા નાથ! હા અનાથ સ્વામી,
આ શું ઓછો ઉચ્ચાટ!
હા રાજ! હા મહારાજ નામી!
અમને તજવાનો ધારો ઘાટ;
રે રે સ્વામી! આ નવ ઘટે
એમ વઢી પડે છતાપાટ "!

ઇત્યાદિ વર્ણન રાજનવિષય રતિભાવનું છે, અને તે કરૂણરસનું પોષણ કરનારૂં છે એ તેમાં વર્ણવેલા શોક સ્થાયિભાવને લીધે સ્પષ્ટ છે.

એજ કડવામાં મુનિની ક્રૂરતાનું નિદર્શન કરતાં કવિ લખે છે કેઃ-

" સુકોમળાથી ચલાય ન વેલું,
તેને ઝટપટ ચલવી જાતો.
જેને ચાલવાનો અભ્યાસ ન પેહેલાં,
તે ચાલતાં ઘણી થાકી;
ધીમે ચાલવા ચિત્ત ચતુરા ધારે તેને
હરિશ્ચંદ્ર ખેંચે હાંકી.
કૃતાંત કોપ મુનિનો જોઇ
નૃપ વારંવારે નારી ખેંચે;
તોય તેનાથી ચલાય ન જરિયે,
લચી પડતી લલના લેંચે.
તે જોઈ નૃપનું મન ગભરાતું,
રે દૈવ આ શું મહાદુઃખ;
તેવે તેને ત્યાં કરવા આવ્યા,
કૌશિક મુનિ તો સુખ.
શું અલ્યા નારીથી નવ ચલાયે,
એનો કરૂં હું આજ ઉપાય;
શાણી સુરભિ નવ ચાલે પંથે,

તેને દંડની શિક્ષા દેવાય,
તો આ મારા દંડ કાષ્ટવડે હું
હાંકું સુરભિ તારી;
એમ કહી દંડ મારવા લાગ્યા.
રે મુનિ ! દયા ગઈ કયાં ધારી !

ઇત્યાદી એમાં મુનિનો ક્રોધ શોકનું ઉદ્દીપન કરનારોછે. એ પછી હરિશ્ચંદ્ર ગહન વનમાં પ્રવેશ કરેછે તે વનનું તથા તેમાં હરિશ્ચંદ્રને પડતાં કષ્ટનું ચિત્તવેધક વર્ણન છે. મુનિને કરેલા વાયદાનો અવધિ થઇ રહેવા આવ્યો એમ માલમ પડતાં હરિશ્ચંદ્ર તથા તેની પત્ની મૂર્છા પામે છે, તે જોઇ તેના કારણને ન જાણનારા બાળકનું વર્ણન કવિ કરેછે:

"બાળ રડે ઉભો હો, કે' નહિ માગું ખાવા.

ઊઠો ઊઠો માતાજી હો, બાપજી કયમ થયા આવા !

એ વચન કોના હૃદયને ભેદનારાં નથી એમ છતાં પ્રેમાનંદ તો કડવાની છેવટે લખેછે કે,

" પ્રેમાનંદ શાનો હો, કરૂણા નવ કહી પૂરી

વલણ.

કરૂણા પુરી નવ કહી, લહી રસની લે'ર રે;
પુરાણી બાવા કરૂણા ગાયે, જેને માધવની મે'ર રે.

આ કડવું અસલ ગ્રંથમાં ન છતાં પ્રેમાનંદે નવીનજ લખ્યુંછે અને તે કરૂણ રસનું પોષણ કરવાને બહુ જરૂરનું છે.

વીસમા કડવામાં હરિશ્ચંદ્રની સ્ત્રી વેચાય છે તે સંબંધી વર્ણવતાં કવિ લખે છે કે:—

" કેશે સાહી સ્ત્રી ખેંચવા લાગ્યો,
જો જો બ્રાહ્મણ ખરા ખાંટ !
સ્ત્રી કે' પિતાજી મૂકો મુજને,
હું આવું તમારી સાથ;

આ કેશ મારા કોઇએ નવ ખેંચ્યા,
તમો ખેંચો જુએ મારો નાથ " !
" તેનો અજ્ઞાન બાળક જોઇ માતાને,
મૂકાવવા શુ ફ્રોડયો;
વસ્ત્રે વળગી પડયો કાકપક્ષાળો,
મુખે પાડે ઘણી ઘણી રા'ડયો !
રે મા ! આ વૃદ્ધ તને કયમ ખેંચે,
મારા જનકને મૂકી આજ ?
રોહિતાશ્વ વળી રૂદન કરી કે'
આજ કોપશે મા ! મહારાજ " ! !
" ઓ મા ! ઓ મા ! કરી પાછળ ધાયો,
વળગી પડયો તેની કોટ;
સાટું કરનારે લાત મારી એક
સાહી તેની દડ ચોટ.
અહો માતા ! હે માતા ! કહીને,
બાઝયો બાલુડો બાંય. "

ઈત્યાદિ. ઉપરનાં ઉદાહરણથી વાચનાર જોઈ શકશે કે હરિશ્ચંદ્ર આખ્યાનના વિષયના ખોખાને કરૂણ રસથી ભરી તેનો તાબુ' બનાવવાને કવિએ કસર કરી નથી !

એકવીસમા કડવામાં કરૂણના ઉદ્દીપન રૂપે સ્મશાનનું વર્ણન કરી ભયાનક અને બીભત્સ રસ વર્ણવ્યા છે, ચોવીશમા કડવામાં રાગનુ સ્થાન વર્ણવી અદ્દભુત રસની વ્યંજના કરી તે વડે કરૂણ રસનું પોષણ કર્યું છે. એકત્રીસમા કડવામાં આડી અને બકનુ યુદ્ધ વર્ણવી ભયાનક તથા અદ્દભુત રસનું ભાન શ્રોતાને કરાવ્યું છે. એવી રીતે હરિશ્ચંદ્રાખ્યાન કવિ પૂરૂં કરે છે. એમાં કરૂણ રસ મુખ્યઅંગી છતાં બીજા ઉપર રહ્યા તેવા રસ અને ભાવ તેના અંગભૂત થઈ ગૌણ રૂપે વર્ણાયા છે અને એમ ગૌણ રૂપે વર્ણાઇ મુખ્ય રસની પુષ્ટિ કરે, પરતુ પોતે મુખ્ય થઇ જઇ મુખ્ય રસને ગૌણ ન

કરી દે એવી સાવચેતી રાખવામાં કવિનું કૌશલ છે. પ્રેમાનંદે આ આખ્યાનમાં વિશ્વામિત્રનો ક્રોધ સારી રીતે વર્ણવ્યો છે. અને તેથી શ્રોતાને તેના પ્રતિ તિરસ્કાર ઉપજાવી હરિશ્ચંદ્રના દુ:ખમાં તેમને સમવિભાગી કરે છે. જો તે ક્રોધ એવી રીતે વર્ણ્યો હોત કે તેથી હરિશ્ચંદ્રનો શોક દબાઇ જાય અને શ્રોતાના મનમાં મુનિનો ક્રોધ માત્ર જાગ્રત થઇ રહે તો આ કાવ્ય રૌદ્રરસમય બની રહેત! પણ હવે રસજ્ઞ વાંચનારને એની એજ વાત ફરી ફરીને કહેવા કરતાં તે પછી માર્કંડેયમાં શું છે તે કહીએ છીએ.

બત્રીશમા કડવાથી એક બ્રાહ્મણના જડ જેવા દેખાતા પણ મહાજ્ઞાની પુત્રનું આખ્યાન છે. એ આખ્યાન દ્વારા ગ્રંથકારે સદાચાર અને દુરાચાર ગણાવ્યા છે તથા તેનાં સારાં અને માઠાં ફળ પરલોકમાં ભોગવવાં પડે છે તેનું વર્ણન છે. નાનાપ્રકારનાં નરકોનુ વર્ણન કરવું એ પણ પુરાણનો એક વિષય હોવાથી મૂળ ગ્રંથકારે કેટલાક અધ્યાય તેમાં રોકયા છે અને તેથી શ્રદ્ધાળુ લોકો ભય પામી દુરાચરણથી દૂર રહે એવો ગ્રંથકારનો આશય જણાય છે.

ઓગણચાળીશમા કડવામાં સતીની કથાદ્વારા પાતિવ્રત્યનો મહિમા વર્ણવ્યો છે. અને તે પછી અલર્કને યોગજ્ઞાન દત્તાત્રેયથી પ્રાપ્તથયુ માટે દત્તાત્રેયની ઉત્પત્તિ વર્ણવી છે દત્તાત્રેયની ઉત્પત્તિનું વર્ણન પણ સતીનોજ મહિમા સૂચવે છે.

એવી રીતે માર્કંડેયના ૧૯ અધ્યાયની કથા જેટલો ગ્રંથ આ પેહેલા ભાગમાં બાહાર પાડવામાં આવ્યો છે. બાકીના અધ્યાયોની કથા જે ભાગમાં પ્રકટ થશે ત્યાં તેનુ વિવેચન પણ આપવામાં આવશે, માટે તે વિષે અહીં કાંઈ કહેતા નથી.

॥ श्रीजगदीश्वरायनमः ॥

# प्रेमानंदकृत

# मार्कंडेयपुराण.

### श्लोक.

अचतुर्वदनोब्रह्माद्विबाहुरपरोहरिः ॥
अभाललोचनःशंभुर्भगवान्बादरायणः ॥ १ ॥

### કડવું ૧ લું.

રાગ કેદારો.

ગુરૂગણનાયકને પરણમું, દુર્મતિટાળકને હું નમું;
સુખદાયક જડપણું ટાળીએ રે. ૧
સાર કરો માતા સરસ્વતી, ગૌરી દીજે ગરવી ગતિ;
આતા કહી માતા ભાળીએ રે. ૨

---

શ્લોક—માર્કંડેયપુરાણ આરંભતાં તે પુરાણના કર્ત્તા મહાત્મા વ્યાસ મુનિને કવિ પરંપરાગત શ્લોકવડે પ્રણામ કરે છેઃ अचतुर्वदनः ઇ૦—ભગવાન બાદરાયણ વ્યાસ ચાર મુખ વગરના બ્રહ્મા છે—અર્થાત્ છે તો બ્રહ્મદેવજ પણ ચાર મુખ નથી એટલીજ ખામી છે. વળી તે બે હાથવાળા બીજા વિષ્ણુ છે. અને કપાળમાં ત્રીજા નેત્ર વિનાના શંભુ છે. મતલબ કે વ્યાસ મુનિ સત્વ, રજસ્, અને તમસ્, એવા ત્રણ ગુણોએ યુક્ત એક ઇશ્વર છે. વસ્તુ-**નિદર્શનાત્મક** મંગળાચરણ.

૧ હવે કવિ **નમસ્કારાત્મક.** મંગળાચરણ કરે છેઃ ગુરૂ ઇ૦—સ્પષ્ટ છે. ગણનાયક—ગણપતિ. ૨ આતા—હે લાડકા !

## ઢાળ.

આતા કહીને માતા ભાળો, ટાળો દુર્મતિ તંત્ર;
ભારતી આરતી મારી પૂરિયે, જાણું નહિ જપ જંત્ર. ૩
મંત્ર વ્યાસ શીખવિયો ગુરૂએ, અહોનિશ તે ગાવો;
હરિકથામૃત પ્રેમે પ્રાશી, લઇએ રૂડો લા'વો. ૪
પુરાણી નહિ પણ પુરાણી કે'તા, લાખો લોકો આવે;
ખરૂં કરૂં જન બોલ્યું જાણે, હરિ ભક્તિ કરી ભાવે. ૫
શિવપુરાણ સમર્થ કરે કવિ, વાયુ વશ કે' તર્ણું;
અગાધ ગતિ એવી નવ મારી, ક્યાં પા'ણો ક્યાં પર્ણ. ૬

---

૩ આરતી—આરત—ઇચ્છા. ૪ મંત્ર વ્યાસ—વ્યાસ નામનો મંત્ર. પ્રાશી —ખાઈ. ૫ પુરાણના પુસ્તકનું કવિતામય ભાષાંતર કરવાનો હેતુ કહે છે: પુરાણી ઇ૦—૨૫૯૮ છે.

૬ પુરાણ લખતાં બીજા કવિઓ ગર્વ કરે છે. તે ન કરતાં પોતે વિનય કરી બતાવે છે: 'શિવ ઇ૦—કોઈ કવિ પોતે સમર્થ થઈને શિવપુરાણ કરે છે અને કહે છે કે વાયુને વશ જેમ તરણું છે તેમ મારે વશ કવિતા છે. પણ પ્રેમાનંદ કહે છે કે મારી તો એવી ( એ કવિના જેવી ) અગાધ મતિ ( વક્રોક્તિ ) નથી. કેમ નથી તે દૃષ્ટાંતથી કહી બતાવે છે: ક્યાં ઇ૦— પા'ણો ( અર્થાત્ ભારે બુદ્ધિનો ) ક્યાં અને પર્ણ ( પાંદડું—અર્થાત્ હલકી બુદ્ધિનો ) ક્યાં ?—એ બેની તુલના કેમ થઈ શકે ? તાત્પર્ય કે તે કવિ તો પાહાણા જેવો ભારે છે અને હું તો પાંદડા જેવો હલકો છું ! **હીનોપમા.** આ વચન સામળને ઉદ્દેશીને કહ્યું જણાય છે. કેમકે સામળ એક જગોએ પોતે કરેલા ગ્રંથો ગણાવતાં લખે છે કે,

### છપ્પો.

સિંહાસન બત્રીશ તાર્તિબજ કીધી તેણે,
**શિવપુરાણ સમર્થ અર્થ જણાવ્યો જેણે;**
રીઝથી રેવાખંડ દંડ જમ દૂતનો ટાળી,

માર્કંડેય પુરાણ ક્યહાં ને, ક્યાં હું જન મતિમંદ;
છિદ્રિત મતિ નૌકામાં બેસું, નહિ અનુષ્ટુપ છંદ ! ૭
માર્કંડેયનિધિ ક્યમ કરી તરશું, તવ ગુરૂવર કે' આમ;
વ્યાસ નારાયણ હૃદયે રાખો, થાશે ઇચ્છિત કામ. ૮
ગુરૂ કે' ગર્વ ગુમાવી દેજો, તજી હુંપદનું નામ;
એમ કરચે તો પાર ઉતરશો, પ્રકટી નૂતન હામ. ૯
ગુરૂ કે' ગણનાયક છે લેખક, વ્યાસતણી કવિતાના;
કૃષ્ણદ્વૈપાયન પર કૃપાળ છે, ( લહી ) ગુણગાતા સવિતાના. ૧૦
કહ્યું શુદ્ધિ બુદ્ધિ સાથે આવે, તવ મેં જાણ્યું મળશે !
ધારી ધ્યાને કીર્તન આરંભ્યું, અઘના ઓઘજ બળશે. ૧૧
કે' સરસ્વતી તો સા'યે આવે, બાદરાયણ જ્યાં બોલે;
મતિ નિર્મળ તે મારી કરશે, તરૂણી સ્વારથ તોલે. ૧૨
તેત્રીશ કોટિ સહસ્ર ઇઠચાશી, આવે વ્યાસની પાસે;
શેષ મહેશ રમેશ સમેતે, આવે ગુણગણઆશે. ૧૩

---

ડાકોરના ઠાકોર વર્ણવીને હદ વાળી;
વૈતાળ પચીશી વર્ણવી, શુક બોંતેરી ભાવે ધરી;
**વાયુને વશ છે તરણ જયમ, ત્યમ સામળ કવિએ કરી.**

૭ છિદ્રિત ઇ૦—કાણી મતિ રૂપી નાવમાં. અર્થાત મારી મતિ સુદૃઢ નથી. નહિ ઈ૦—ગૂજરાતી ભાષામાં સંસ્કૃતના જેવો સરળ અને ટૂંકો અનુષ્ટુપ છંદ પણ નથી. છંદ તો ગૂજરાતીમાં થઇ શકે પણ ભાષા અનુકૂળ નહિ હોવાથી શોભતો નથી. એમ કહેવાની મતલબ છે. ૮ માર્કંડેયનિધિ—માર્કંડેય પુરાણ રૂપી સમુદ્ર. ગુરૂનાં વચન કહી બતાવે છેઃ વ્યાસ ઇ૦—સ્પષ્ટ છે.૧૦ કૃષ્ણદ્વૈપાયન—વ્યાસ. સવિતાના—સૂર્યના કે પરમેશ્વરના. ૧૨ બાદરાયણ—વ્યાસ. તરૂણી ઇ૦—સરસ્વતી રૂપી તરૂણી પોતાના સ્વાર્થનો તોલ કરશે. અર્થાત્ હું હરિગુણ ગાઇશ એ સરસ્વતીનીજ કીર્તિ છે.

૧૩ બીજા દેવો પણ પોતાની મતલબ વિચારી વ્યાસને સહાય કરવા આવે છે તેમ મારી પાસે પણ આવશે, એવા વિચારથી તે કહી બતાવે છેઃ

ગિરિજાપતિ ને દાનવ માનવ, વ્યાસની પાસે ઊભે;
એક કૃપાથી કારજ થાશે, તેથી મમ મન લુભે. ૧૪
પુરાણી કે' છે પ્રાકૃત કરતાં, સર્વે તું પર રૂઠે;
સંસ્કૃતનું પ્રાકૃત કરી કે'તાં, પુરાણીને પ્રભુ ત્રૂઠે ! ૧૫
પંચવાયકા પુરાણી કે'તા, કદી ખોટી નવ થાશે;
પંસચમાન પરમેશ્વરના ગુણ, ગાતાં મન મકલાશે. ૧૬
એવું તેવું મનમાં સમજી, હરિના ગુણ અમિ ગાશું;
આખડી પડતાં ઊઠી ઊઠી, વારે વારે ધાશું. ૧૭
ઇમિ કરતાં જો મરણ ગર્તમાં, પડિયા તો સુખી થાશું;
વંત્યાક પોથીનાં પોથીમાં ધરી, પુરાણી પેઠ ન જાશું ! ૧૮

---

તેત્રીશ ઇ૦—સ્પષ્ટ છે. તેત્રીશકોટિ—( દેવ ). સહસ્ર ઈઠયાશી– ( ઋષિ ). રમેશ—લક્ષ્મીપતિ—વિષ્ણુ. સમેતે—સુદ્ધાં. ગુણગણઆશે—અમારા ગુણના ગણ વ્યાસ વિસ્તારશે. એવી આશાથી.

૧૪ ઊભે—ઊભા રહે. એક કૃપાથી ઈ૦–સર્વ દેવમય એકલા વ્યાસની-જ કૃપાથી મારૂં ગ્રંથરચનરૂપ કારજ થશે.

૧૫ સ્વાર્થી પુરાણીઓ કવિને જે અપવાદ આપે છે તે કહી બતાવે છે: પુરાણી ઇ૦—સ્પષ્ટ છે. ત્યારે પુરાણી પણ મારી પેઠે સંસ્કૃતનું પ્રાકૃત કરીનેજ સમજાવે છે તેમને પ્રભુ ત્રૂઠે, એ સંભવિત નથી તે વક્રોક્તિથી કહી બતાવે છે: સંસ્કૃતનું ઇ૦—સ્પષ્ટ છે.

૧૬ પુરાણી કવિને અપવાદ આપીને તેને દૃઢ કરે છે: પંચવાયકા ઇ૦ —અર્થાત્ અમેજ નથી કહેતા પણ સર્વે કહે છે માટે " પંચ ત્યાં પરમેશ્વર " એ ન્યાયથી પણ અમારૂં કહેવું સત્ય છે. કવિ પરિહાર કરે છે: પંચ સમાન ઇ૦–સ્પષ્ટ છે.

૧૮ ગર્ત—ખાડો. પુરાણીઓ તો માત્ર પેટને અર્થે પુરાણ વાંચે છે ! પરમાર્થ સાધવાને નહિ. એ વાત લોકોક્તિથી જણાવીને પુરાણીની મશ્કરી કરે છે: વંત્યાક ઇ૦—સ્પષ્ટ છે. જાશું—એમને એમ મરી જઇશું.

વાદ વિવાદ વા'લો નહિ વિઠલ, તેથી હારૂં સહુથી;
માર્કંડેયપુરાણ ભણું છું, હારી રે'વું બહુથી. ૧૯
નમું પુરાણી નમું વ્યાસજી, નમું વેદાંતી બાવા;
સર્વાચારી વિનતિ મારી, ઉર ધરી દ્યો ગુણગાવા ! ૨૦
પારવતી પરમેશ્વર પૂરો, આશા ધરી જે મનમાં;
બ્રહ્મા સાવિત્રી સમજાવો, તોલ વધારી તનમાં. ૨૧
રૂક્મિણીરમણ રૂક્મિણી મારી, આશા પૂરો પ્રેમે;
સર્વને સાષ્ટાંગ કરી હું, કથા કથું જેમ તેમે. ૨૨
મારો ધારો તારો ત્રિકમ, જ્યમ ત્યમ પાર ઉતારો;
કોવિદજન ! કવિતા નથી કરતો, (વર) હરિગુણગણ લવારો. ૨૩

## વલણ.

છે હરિગુણગણ લવારો મારો, સારો અર્થ સમારો રે;
માર્કંડેયપુરાણ નિશ્ચિથી, તારો પાર ઉતારો રે. ૨૪

## કડવું ૨ જું.

### રાગ ધનાશ્રી.

સર્વવ્યાપી જે સર્વેશ્વર જી, સર્વ નરોત્તમ જે શ્રીનર જી;
સર્વ દેવીમાં શ્રીસરસ્વતી જી, સર્વ મુનિમાં વ્યાસ મહામતિ જી. ૧

---

૧૯ નિંદા કરનારની પણ નિંદા ન કરતાં નિંદકે હારવું, એ ઉપદેશને અનુસરે છે. વાદ ૪૦—૨૫૯ છે. ૨૧. ત્રિમૂર્ત્તિની સ્તુતિ કરેછે: પારવતી-પરમેશ્વર ૪૦—૨૫૯ છે. રૂક્મિણીરમણ—કૃષ્ણ—વિષ્ણુ.

૨૩ મારો ધારો—પોતાનો માનો. વર ૪૦—હરિના ગુણના ગણ રૂપી લવારો પણ વર ( ઉત્તમ ) છે. ૨૪ છે ૪૦—હરિના ગુણના ગણરૂપી મારા લવારાને સમારો અને મારો અર્થ સારો. અથવા તે લવારામાંથી સારા અર્થને સુધારો. ૧ નર—એ નામના મહામુનિ.

## ઢાળ.

મહામતિ શ્રીવેદવ્યાસને, નમસ્કાર કરી ભાવે;
કલ્યાણ થાવા સર્વનું, રચું ગ્રંથ નિધિ કા'વે. ૨
મહામુનિ મહા તેજસ્વી, વ્યાસ શિષ્ય જૈમિનિ નામ;
સમ્યક્ તપસ્વી વેદાધ્યયની, મુનિ માર્કંડેય મહાકામ. ૩
તેને આશ્રમ જઇને મળિયા, વામ્યા પથનું દુઃખ;
ત્યાર પછે તે પૂછવા લાગ્યા, મુનિ ઉપજાવો સુખ. ૪
વ્યાસ મુનિએ લખિયું મોટું, ભારત પૂરણકામ;
જે કપટાદિક દોષ રહિત છે, આગમ અનુસ્યૂત શ્યામ. ૫
જાતિ શુદ્ધિએ યુક્ત મનોહર, સમ્યક શબ્દે સોહે;
પૂર્વપક્ષ સિદ્ધાંત સયુક્તિક, સ્થાપન માપન મોહે. ૬
એવું મહાભારત આખ્યાન કે, ઇતિહાસ કે' કોય;
તે ભારત કેવું તે કે'વા, સરસ્વતી સમર્થ ન હોય. ૭

---

૩ સમ્યક્—રૂડા. વેદાધ્યયની-વેદ ભણનાર. મહાકામ—મોટી ઈચ્છા રૂપ—અર્થાત્ ઇચ્છા પૂરનાર. ૪ મળિયા—( જૈમિનિ ). પથનું-અર્થાત્ રસ્તાના થાકનું.

૫ જૈમિનિ માર્કંડેયને પ્રશ્ન પુછે છે: વ્યાસ ઇ૦- સ્પષ્ટ છે. પૂરણકામ —કામ ( મનોરથ ) પૂરનારૂં. ભારતના ગુણ વર્ણે છે: જે ઇ૦—સ્પષ્ટ છે. આગમ ઇ૦—હે શ્યામ ! ( ભગવાન્ ! ) તે ભારત આગમ ( શાસ્ત્રોથી ) અનુસ્યૂત ( અર્થાત્ યુક્ત ) છે.

૬ જાતિ—( વર્ણ, શબ્દ, પદાર્થ, આદિકની અથવા સામાન્યાદિ જાતિ ). શુદ્ધિ—શબ્દની અને અર્થની. પૂર્વપક્ષ—સંશયનું સ્થાપન. સિદ્ધાંત —સંશયનું ખંડન. સયુક્તિક—અનુમાન, દૃષ્ટાંત, વગેરે યુક્તિઓ સહિત. સ્થાપન—( ધર્માદિક સિદ્ધાંતનું ). માપન—( પ્રમાણાદિકે કરીને સિદ્ધાંતને (સિદ્ધ કરવા રૂપ ). મોહે—એવું સ્થાપન અને માપન જોઈને મારૂં મન મોહ પામે છે.

તદપિ મતિ અનુસારે ભાખું, સુણીએ ઋષિવર આજ;
સુરમાં શૌરિ દ્વિપદ નરમાં દ્વિજ, શ્રેષ્ઠ મનાય મા'રાજ. ૮
સર્વસ્વ અલંકારમાં જ્યમ, ચૂડામણિ શ્રેષ્ઠ મનાય;
આયુધ માંય જ્યમ વજ્ર અલૌકિક, ઈંદ્રીમાં મન ગણાય. ૯
તે વિધિએ સહુ શાસ્ત્ર વિષે મુનિ, મહાભારત છે મોટું;
શું શું એમાં સમાયું મુનિવર, ક્યમ કે'વું છત છોટું. ૧૦
ભારતમાં ભરિયાં છે માનો, ધર્મ અર્થ કામ ને મોક્ષ;
પરસ્પર દોષ ઉપજાવે એવા, વર્ણ્યા રહી પરોક્ષ. ૧૧
છેલ્લે ફળ પ્રાપ્તિના કારણ, ભિન્ન ભિન્ન મુનિ વર્ણ્યા;
શોક મોહ દાખવિયા જ્યાં ત્યાં, કો રાંડ્યા કો પરણ્યા. ૧૨
શ્રેષ્ઠ ધર્મશાસ્ત્ર પણ ભારત, ઉત્કૃષ્ટ અર્થશાસ્ત્ર પણ તેહ;
સર્વ શિરોમણિ કામશાસ્ત્ર તે, મોક્ષશાસ્ત્ર પણ એહ. ૧૩

---

૮ સુરમાં—દેવમાં. શૌરિ-કૃષ્ણ. દ્વિપદ—બે પગવાળા. દ્વિજ—બ્રાહ્મણ. ૧૦ છત છોટું—છતમાં છોટું.

૧૧ પરસ્પર દો૦—ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પદાર્થ પરસ્પર દોષ ઉપજાવે એવા છે. એવી રીતે કે, ધર્મ સાધતાં અર્થની અને કામની હાનિ થાય છે. અર્થ સાધતાં ધર્મ, કામ અને મોક્ષની હાનિ થાય છે. કામ સાધતાં ધર્મ, અર્થ અને મોક્ષની હાનિ થાય છે. અને મોક્ષ સાધતાં અર્થ અને કામની હાનિ થાય છે. એમ પરસ્પર દોષ ઉપજાવે એવા છતાં પણ પરોક્ષ રહીને ( આખ્યાનાદિ દ્વારા ) તે ચારે પદાર્થોને ( પરસ્પર ઉપકારી ) વર્ણ્યા છે

૧૨ છેલ્લે ફ૦—હે મુનિ ! છેવટે ધર્માદિ ભિન્ન ભિન્ન મોક્ષ રૂપી પદાર્થો ફળની પ્રાપ્તિના કારણ રૂપ છે. એમ પણ વર્ણ્યા છે. જુઓ મહાભારત મહાપ્રસ્થાનિક પર્વ: વ્યાસ કહે છે " ऊर्ध्वबाहुर्विरौम्येषनचकश्चिच्छृणोति-मे । धर्मादर्थश्चकामश्च ૦"—" હું ઉંચા હાથ કરીને બૂમો પાડું છું પણ મારૂં કોઇ સાંભળતું નથી; ધર્મથી અર્થ અને કામ પ્રાપ્ત થાય છે " બીજું શું વર્ણ્યુ છે તે કહે છે. શોક મો૦—સ્પષ્ટ છે.

ચાર વેદ ચતુરાનન ભારત, ચતુર આશ્રમ સ્થિતિ સાધન;
મહામતિ વ્યાસ મુનિએ ભાખ્યું, ભારત મોહનું મારણ. ૧૪
વળી રચના તેની કરીછે કેવી, સુણિયે મુનિદેવ;
એકમેકમાં વિરોધ ન આવે, સાચી સાધે સેવ. ૧૫
વેદ રૂપી હિમાલય પર્વત, તે માંહેથી વહેતો;
વ્યાસ વાક્ય વારિ પ્રવાહ જે, કુતર્ક વૃક્ષને ગ્રહેતો. ૧૬
તે પ્રવાહ જ્યમ રજ લઇ જાતાં, પૃથ્વી નિર્મળ કરતો;
તેમ વ્યાસ વાક્યે નિર્મળતા, નિર્દોષ સ્વાર્થમાં સરતો. ૧૭
વ્યાસ રચિત ભારત તે જાણો, વારિહૃદ છે મોટો;
કથા રૂપ અગાધ વારિએ, ભરિયો નહિ જ્યાં ટોટો. ૧૮
આખ્યાનો અરવિંદ અનુપમ, ખીલ્યાં ખાંતે દીસે;
કઠિન શબ્દ મન આનંદ પામી, અવ્યક્ત મરાળ મન હીસે. ૧૯
વેદત્રયથી વિસ્તૃત કહિયે, ભારત આરતવાળુ;

---

૧૪ ચાર ઈ૦—ચાર વેદ યુક્ત ભારત ચતુરાનન ( બ્રહ્મદેવ ) રૂપ છે. અને ચતુર ( ચાર ) આશ્રમ( બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ, અને સંન્યસ્ત )ની સ્થિતિનું સાધન છે. મોહ—( વિષયોમાં ).

૧૬ ભારતને નદીનું રૂપ આપી વર્ણ્યું છે. વેદ ઈ૦—સ્પષ્ટ છે. વારિપ્રવાહ—પાણીનો પ્રવાહ. ગ્રહેતો—અર્થાત્ પકડીને ઊખાડી નાખતો.

૧૭ નિર્દોષ સ્વાર્થમાં—દોષ રહિત ધર્માદિક અર્થમાં. અર્થાત્ જેમ પ્રવાહ પૃથ્વી ઉપરની રજ લેઇ જઇને તેને નિર્મળ કરેછે તેમ વ્યાસના વાક્ય રૂપી પ્રવાહ મનુષ્યના મનમાં વહીને તેને નિર્મળતા આપે છે તેથી મનુષ્ય દોષ રહિત સ્વાર્થમાં સરે છે. ૧૮ વારિહૃદ—પાણીનો ધરો.

૧૯ અરવિંદ—કમળ. જેના અર્થ ઝટ ન સમજાય એવા કઠિન શબ્દને કમળમાં પેઠેલા અવ્યક્ત ( અપ્રકટ ) મરાળ ( હંસ ) રૂપે વર્ણ્યું છે: કઠિન ઈ૦–સ્પષ્ટ છે.

તે ભારત રસ યથાર્થ ગ્રે'વા, આવ્યો દુઃખપ્રજાળુ! ૨૦
ગુરૂ પાસે મેં ઘણું વિચાર્યું, તવ સંશય મટી જાતા;
અજ્ઞાન ઉપજ્યું મનમાં એવું, તે ટાળો પ્રખ્યાતા! ૨૧
સંશય ટાળક નિકટ ન ગુરૂવર, માટે તમને પૂછું;
વેદવ્યાસનો મતિહીન માનો, જૈમિનિ શિષ્ય હું છું. ૨૨

## વલણ.

જૈમિનિ શિષ્ય હું છું સ્વામી, કૃષ્ણ દ્વૈપાયન કરૂણાળ રે;
પ્રેમાનંદ ઉપાસક જેનો, કરો કૃપા દેવ દયાળ રે. ૨૩

## કડવું ૩ જું.

### રાગ ગોડી.

માર્કંડેય મુનિ મહારાજ, આજ સિદ્ધ કરો મમકાજ;
ચાર સંદેહ ભારત માંય, મૂઢમતિથી પ્રકટ્યા જ્યાંય. ૧
તે નિવારો મુનિ દેવ, સ્વામી સાધું હું સમ્યક સેવ;
પ્રથમ સંશય ભાખું ભૂર, તેહ ટાળો મનસાપૂર! ૨
જગદુત્પત્તિ પાલન નાશ, કરતા કૃષ્ણ મહાપ્રકાશ;

---

૨૦ વેદત્રયી—ઋક્, યજુર્, સામ, એ ત્રણ વેદનો સમુદાય. ભારતવાળું—શ્રોતાને સાંભળવાની ઇચ્છા ઉત્પન્ન કરે એવું. દુઃખપ્રજાળુ! હે દુઃખને પ્રજાળનારા મહામુનિ માર્કંડેય! ૨૧ અજ્ઞાન ઉપજ્યું-( ગુરૂ પાસેથી દૂર ગયા પછી ).

૨૨ તમે કહેશો કે તે સંશય તારા ગુરૂને પૂછ. તો તેમ બને એવું નથી: સંશય ઈ૦—સ્પષ્ટ છે. નિકટ—પાસે. મતિહીન—( શિષ્યનું વિશેષણ ). ૧ જૈમિનિ માર્કંડેયને પ્રશ્ન કરે છે: માર્કંડેય ઈ૦—સ્પષ્ટ છે. ૨ મનસાપૂર! હે ઇચ્છા પૂરનારા.

છે ત્રિગુણથી વેગળા માટે, નિર્ગુણ નામ જપું શિર સાટે. ૩
એમ અનંત અવિચળ સ્વામી, કયમ નર દેહ ધર્યો ગુણગ્રામી !
બીજો સંશય મોટો મનમાં, મુનિ મહાતાપ કરે તે તનમાં. ૪
દ્રુપદતનયા દ્રૌપદી જેહ, પંચસ્વામીને સમર્પી દેહ;
એક પતિવાળી સતી સોહે, શાથી પંચ મુનિ મન મોહે ! ૫
ત્રીજો સંશય મારા ચિત્તમાં, ભૂલે ભાગ્યતાં વ્યાસ ન નીતમાં;
જે હળાયુધ હળધર શેષ, હારે જેથી મોટો મહેશ. ૬
તેને બ્રહ્મહત્યા શે વળગી, તે નિષ્કૃતિથી થઇ શે અળગી !
ચોથો સંદેહ મુજને મોટો, કરો મહા મુનિ તે ખોટો. ૭
પંચ કૃષ્ણાના સુત સમર્થ, શિર પંચ પાંડવ રૂપી ગર્થ;
તે હવા કેઇ પેર દેહથી જુઆ, વળી કેમ અનાથની પેર મુઆ ! ૮
એનું કહો મુનિ કારણ, હે અઘઓઘતણા તારણ;
તમો દુર્બુદ્ધિને આપો જ્ઞાન, મારી શંકા ટાળો ભગવાન ! ૯
સુણી જૈમિનિ કેરી વાણી, તેની શંકાને ઘણી વખાણી;
પછે બોલ્યા મુનિવર ત્યારે, વદતાં દોષ અષ્ટાદશ નિવારે. ૧૦

---

૩ જગદુત્પત્તિ—જગત્‌ની ઉત્પત્તિ. નિર્ગુણ બ્રહ્મ સગુણ નરદેહ કેમ ધર્યો, એવો પહેલો પ્રશ્ન પૂછે છે; જગદુત્પત્તિ ઈ૦—૨૫૯૮ છે. ૫ દ્રૌપદીને પાંચ પતિ છતાં સતીત્વ શા માટે ? એવો બીજો પ્રશ્ન પૂછે છે: દ્રુપદ ઈ૦—૨૫૯૮ છે. ૬ નીતમાં—નીતિમાં.

૭ બળરામને બ્રહ્મહત્યા કેમ વળગી ! એવો ત્રીજો પ્રશ્ન કરે છે: જે ઈ૦—૨૫૯૯ છે. ૮ ચોથો પ્રશ્ન પાંડવના પાંચ પુત્ર શા માટે મુઆ તે વિષે કહે છે: પંચ ઈ૦—૨૫૯૮ છે. ૯ અઘઓઘતણા—પાપના ઢગલાથી. દુર્બુદ્ધિને—દુષ્ટ બુદ્ધિવાળાને.

૧૦ વદતાં ઈ૦—માર્કંડેય મુનિ પોતે બોલતાં અષ્ટાદશ ( અઢાર ) દોષને નિવારે ( તજે છે ). બોલવામાં જે અઢાર પ્રકારના દોષ થાય છે તે તજ-

કર્યો દોષ રહિત ભાષણ પ્રારંભ, તજ્યા કામ ક્રોધ જેણે મહાદંભ;
માર્કંડેય કે' મુનિસત્તમ, તમો વ્યાસ શિષ્ય મહાઉત્તમ. ૧૧
અધુના સમય થયો કર્મ કરવા, ધર્મ ક્રિયાનું ધારણ ધરવા;
વિસ્તૃત ભાષણ કરી નવ શકું સમય વિના વ્યર્થ ન બકું. ૧૨
તારા પ્રશ્નના ઉત્તર કરે કોણ, તે હું દેખાડી દઉં ઓણ;
તેને મળો જઇ મહાપુન્ય, થાશે દર્શનથી પ્રૌઢ પુણ્ય. ૧૩

---

વા યોગ્ય છે. એ અઢાર દોષ પાતંજલ મહાભાષ્યમાં આ પ્રમાણે બતાવ્યા છે: (૧) સંવૃત—દીર્ઘ આકારાદિ સ્વર હ્રસ્વની પેઠે સંકોચીને બોલવો તે. (૨) કાલ—અક્ષરનું કંઠાદિ સ્થાન તજીને બીજા સ્થાનમાં બોલવું. (૩) ધ્માત—ઘણા શ્વાસને લીધે હ્રસ્વને પણ દીર્ઘની પેઠે બોલવો. (૪) એણીકૃત—ઓકાર કે ઉકાર સમજાય નહિ એવો સંદેહ યુક્ત ઉચ્ચાર. (૫) અંબૂકૃત—અક્ષરનો ઉચ્ચાર સ્પષ્ટ છતાં તે ગળાની માંહે જતો રહ્યો હોય એવો ઉચ્ચાર. (૬) અર્ધક—જ્યાં દીર્ઘ ઉચ્ચાર કર્યો છતાં હ્રસ્વ જેવો સંભળાય તે. (૭) ગ્રસ્ત—જીવ્હાના મૂળમાં ઉચ્ચારેલો વર્ણ જ્યાં અસ્પષ્ટ જેવો સંભળાતો હોય તે. (૮) નિરસ્ત—કઠોર ઉચ્ચાર. (૯) પ્રગીત—ગાવા જેવો ઉચ્ચાર. (૧૦) ક્ષ્વિણ—ધ્રુજતો કે થથડતો ઉચ્ચાર. (૧૧) અવિલંબિત-બીજો વર્ણ મિશ્ર હોય એવો ઉચ્ચાર. (૧૨) નિર્હત—નીરસ વર્ણનો ઉચ્ચાર. (૧૩) ઉપગીત—પાસેના વર્ણનો ગાવા-ની પેઠે ઉચ્ચાર. (૧૪) વિકીર્ણ—એક વર્ણ ઉચ્ચાર્યો છતાં અનેક વર્ણ ઉચ્ચાર્યાના જેવો ભાસ થાય તે. (૧૫) સંદષ્ટ—કપાઇ ગયો હોય તેવો ઉચ્ચાર. (૧૬) રોમશ—ગંભીરતારહિત ઉચ્ચાર. (૧૭) દ્રુત-અતિ ત્વરાથી ઉચ્ચાર. (૧૮) વિકંપિત—અતિ કંપિતપણે ઉચ્ચાર.

૧૧ મુનિસત્તમ—મુનિઓમાં શ્રેષ્ઠ. ૧૨ અધુના-હમણા. વિસ્તૃત—વિસ્તારવાળું. ૧૩ માટે તારા પ્રશ્નના ઉત્તર આપનાર બીજો બતાવું છું; તે કહે છે: તારા ૪૦—સ્પષ્ટ છે.

## વલણ.

પુણ્ય થાશે પાપ જાશે, સુણો જૈમિનિ વાણ રે;
પ્રેમાનંદ પુરાણીબાવા, કરે પ્રાકૃત પુરાણ રે. ૧૪

## કડવું ૪ થું

રાગ કેદારો.

માર્કંડેય વદે સુણો ઋષિ રાય રે,
કરૂં નિઃસંશય તારી કાય રે;
મુનિ હું દેખાડું ત્યાં તું જાય રે. ૧
પિંગાક્ષ વિબોધ સુપુત્ર નામ રે,
સુમુખ ચોથો પક્ષી અભિરામ રે;
તમે ત્યાં જાવ થાશે તમારૂં કામ રે. ૨
તે પક્ષી પ્રાણીઓમાં છે ઉત્તમ રે,
વળી તત્વજ્ઞાન માંહી છે અનુત્તમ રે;
હારે શાસ્ત્ર ચિંતનમાં મુનિસત્તમ રે. ૩
તેના પિતાનું નામ છે દ્રોણ રે,

---

૧૪ પુરાણનું પ્રાકૃતમાં કથન કરે છે માટે કવિ પોતાને પુરાણીબાવા રૂપે વર્ણે છેઃ પ્રેમાનંદ ૪૦—૨૫૯ છે.

૨ જૈમિનિને સંશયના ખુલાસા લેવા માટે જેની પાસે જવાનું માર્કંડેય કહે છે તેનાં નામ ગણાવે છેઃ પિંગાક્ષ ૪૦—દ્રોણના પુત્ર ચાર પક્ષી છે. (૧) પિંગાક્ષ, (૨) વિબોધ, (૩) સુપુત્ર, (૪) સુમુખ. ત્યાં તું જા. અભિરામ—સુંદર.

૩ અનુત્તમ–સર્વોત્તમ. હારે ઈ૦– જેનાથી મુનિસત્તમ (શ્રેષ્ઠ મુનિ) પણ શાસ્ત્રચિંતનમાં હારે અર્થાત્ તે મોટા શાસ્ત્રજ્ઞ છે.

એવા વેદાધ્યયનની ન નિર્ખ્યા ઓણ રે;
વાદી થાતાં જીતે નવ કોણ રે. ૪
રે'છે વિંધ્યાચળની કંદરા માંય રે,
ભાઇ જાઇ સંશય નિવારો ત્યાંય રે;
થાતાં દર્શન પાપ નાસે જ્યાંય રે. ૫
સુણી વાણી મુનિવર કેરી રે,
સુણી પક્ષી દર્શને સફળ થશે ફેરી રે;
આશ્ચર્યપામી અઘટના ઘેરી રે. ૬
ઋષિ શાર્દૂલ ! બોલ્યા જૈમિનિ રે,
આ અદ્દભુત વાત કહી બ્રહ્મ મુનિરે;
પક્ષીવાણી મનુષ્ય જેવી નવ સુણી રે. ૭
વળી તે આગમ નિગમ જાણે રે,
તિર્યક્ યોનિમાં જ્ઞાન કયાંથી આણે રે;
કથો મુનિ ! દ્રોણપુત્ર શે માણે રે. ૮

---

૪ ઓણ--અર્વાચીન કાળમાં. વાદી ઈ૦—તે પક્ષીઓ વાદી ( વાદ કરનારા ) થાતાં તેઓ કોણ ( કોને ) ન જીતે ? અર્થાત્ સહુનેજ જીતે. ૫ કંદરા—ગુફા.

૬ આશ્ચર્ય ઈ૦—માર્કંડેયના મુખથી આવી વાત સાંભળીને જૈમિનિએ આશ્ચર્ય પામીને અઘટના ( ન ઘટી શકે એવી રચના ) ઘેરી ( મનમાં રાખી ). અર્થાત્ પક્ષીઓ બોલે તથા તે તત્વજ્ઞાની હોય એ વાત ન બનવા જેવી છે એમ મનમાં આણ્યું.

૭ ઋષિશાર્દૂલ—ઋષિઓમાં શાર્દૂલ ( વ્યાઘ્ર ) જેવા-અર્થાત્ મોટા ઋષિ. માર્કંડેયનું સંબોધન.

૮ આગમ નિગમ--વેદશાસ્ત્ર. તિર્યક્યોનિ—પશુ પક્ષી આદિક જાતિ. કથો ઇ૦—હે મુનિ ! તે પક્ષી દ્રોણના પુત્ર થઇને ( પુત્રત્વ ) શાથી ભોગવે છે ! તે કથો.

તે મહાત્મા કયો દ્રોણદેવ રે,
જાણું પછે પુત્રની સાધું સેવ રે;
કયમ ધર્મ જ્ઞાન પામ્યા મુનિ એવ રે. ૯

મુનિ કે' જૈમિનિ તું સાંભળ રે,
સમાગમ નારદ અપ્સરાનો કળ રે;
નારદકથા કહું સુણ મહાબળ રે! ૧૦

ફરતા નંદન વનમાં ગયા નારદ રે,
સંયોગ ઇંદ્ર અપ્સરાનું જોયું હારદ રે;
જુએ સામું જ્યમ સુધી શારદ રે. ૧૧

એકમેકનું વદન તે જોતાં રે,
નવ કોઇ નિવૃત્ત હોતાં રે;
એવે જોઇ નારદને સુખ ખોતાં રે. ૧૨

પુરંદરે પૂર્ણ પ્રભા જવ નિરખી રે,
થયો ઉભો નારદને પરખી રે;

---

૯ એવ—નિશ્ચય. ૧૦ પક્ષીઓની ઉત્પત્તિ કહેતાં તેના ઉપોદ્ઘાત રૂપ નારદ અને અપ્સરાઓની કથા કહેવાનો આરંભ કરે છે: મુનિ ઇ૦—સ્પષ્ટ છે. કળ–સમજ.

૧૧ કથાનો ઉપક્રમ કરે છે: ફરતા ઇ૦—સ્પષ્ટ છે. ફરતા–ફરતા ફરતા. નંદન વનમાં–ઇંદ્રના નંદન નામે વનમાં. સંયોગ ઇ૦—ઇંદ્ર અને અપ્સરાના સંયોગનું હારદ નારદે જોયું. અર્થાત્ તેમના એકમેકના વિલાસ જોયા. શું હારદ જોયું તે ઉપમા આપીને વર્ણે છે: જુએ ઇ૦—જેમ કોઇ સુધી (સારી બુદ્ધિવાળો પુરૂષ) શારદ(શારદા–સરસ્વતી)ને અતિ પ્રીતિથી જોઇ રહે તેમ ઇદ્ર અને અપ્સરાઓ એકમેકનું વદન જોતાં, એવો ૧૨ મી કડી સાથે અન્વય.

૧૨ સુખ ખોતાં—નારદ ઋષિ પોતાની અમર્યાદા જોઇને રખેને શાપ દેશે, એવા ભયથી ત્રાસ પામતાં.

પછે ઇંદ્રે આસન આપ્યું મન હરખી રે. ૧૩
બલિવૃત્રઅરિ જવ ઉઠ્યો રે,
અપ્સરા સમૂહે જાણ્યું મુનિ રૂઠ્યો રે;
તેથી ઊઠી નમ્યે મુનિવર ત્રૂઠ્યો રે. ૧૪
દેવ દેવાંગનાથી પામી માન રે,
વાતચીત કરવા લાગ્યા ભગવાન રે;
પછે ત્યાં બોલ્યો શું મહાબળવાન રે. ૧૫
ઇંદ્ર કહે મુનિવર આજ રે,
તમને રિઝવવા મારે મહારાજ રે;
આ ઉભી અપ્સરા તેને સોંપો કાજ રે. ૧૬
મુનિ તમારી ઇચ્છા હોય તે નાચે રે,
કો' રંભા સુકેશી મન જ્યમ રાચે રે;
આ ઉર્વશી તિલોત્તમા ઉભી સાચે રે. ૧૭
ધૃતાચી મેનકા નાચવા ધારે રે,
અથવા અન્યને કો' આ વારે રે;
તવ મુનિશ્રેષ્ઠ નારદ વિચારે રે. ૧૮
મુનિ બોલ્યા વિચાર કરી ત્યારે રે,
કરો નૃત્ય રીઝે ઇંદ્ર જ્યારે રે;
પણ એક ટેક કહું દિલ ધારે રે. ૧૯

---

૧૩ પુરંદરે—ઇંદ્રે. પ્રભા—કાંતિ–તેજ ( મુનિનું ). ૧૪ બલિવૃત્રઅરિ —બલિ અને વૃત્રાસુરનો શત્રુ—ઇંદ્ર. અપ્સરાસમૂહે —બધી અપ્સરાઓએ.

૧૫ દેવ—ઇંદ્ર. દેવાંગના–અપ્સરા. ભગવાન–નારદ. મહાબળવાન— ( ઇંદ્રનું વિશેષણ ). ૧૭ રંભા—અપ્સરાનું નામ. સુકેશી–અપ્સરાનું નામ. ઉર્વશી અને તિલોત્તમા–એ બે અપ્સરાનાં નામ છે. ૧૮ ઘૃતાચી અને મેનકા–એ બે અપ્સરાનાં નામ છે.

જે હોય સર્વથી રૂપ શિરોમણિ રે,
જે હોય ઉદાર દાનેશ્વરી ઘણી રે;
તે નાચે શોભા જોઉં તે તણી રે. ૨૦

નૃત્ય કરો જે ગુણરૂપસહિતા રે,
નવ નાચશો ગુણરૂપરહિતા રે;
ગાવી ગુણવતી કેરી મારે ગીતા રે. ૨૧

સુણી નારદનું વેણ સાચું રે,
કોઇ કોઇનું નવ કે' કાચું રે;
તિલોત્તમા કે' મેનકાથી રાચું રે. ૨૨

રંભા ખંભા જેવી કે' સુકેશી રે,
આવે નૃત્ય કરવા તો ઉતારૂં ઠેશી રે;
ઉર્વશી કે' હું સર્વવિશેષી રે. ૨૩

ઘૃતાચી કે' ન મુજશી રૂપાળી રે,
અપ્સરા માત્ર દિસે હુંથી કાળી રે;
મેં મારા રૂપમાં સર્વ પ્રજાળી રે. ૨૪

કોઇ કે' મારી ઉદારતા જો જો રે,
અંગ અર્પણ કર્યાં સંશે ખોજો રે;
બીજી બાળા વ્યર્થ ઉપાડે બોજો રે. ૨૫

એણે કયા મુનિને ઠગિયા રે.
એના બાપ ભાઇ છે ઇંદ્રના વગિયા રે;
એના સગા ઘણા છે રગિયા રે. ૨૬

---

૨૧ ગુણરૂપરહિતા—ગુણ અને રૂપ વિનાની. ૨૨ કોઇ ઇ૦—અર્થાત્ સહુ કોઇ અપ્સરા પોતે પોતાનામાં ખામી છે એમ કહેતી નથી.

૨૩ રંભા ખંભા જેવી—કેળના સ્થંભ જેવી. સર્વ વિશેષી—સર્વના કરતાં વિશેષ. ૨૬ રગિયા—હઠીલા.

તેથી પામી છે પદવી મોટી રે,
સહસ્ત્રધા છે મારાથી ખોટી રે;
મુનિ સરખાં કયાં લોટા ને લોટી રે. ૨૭
એક કે' એ તો કમળમાંથી ઉપજી રે,
એક કે' એ તો વ્યભિચારે નિપજી રે;
તો કયાંથી મહતા ને હોયે રૂપજી રે. ૨૮
એમ લાગી સામાસામી દેવા મેણાં રે,
કોઈ ચઢાવે નાક ને નેણાં રે;
પછે લટિયાં પીંજાવા માંડયાં તેનાં રે. ૨૯
થઈ ગાળાગાળી પરથી મારામારી રે,
મહતા ઇંદ્રની મનમાં ન ધારી રે;
મોટીએ મોટી સાખ્ય વધારી રે. ૩૦
ગુલાબ જેવી ગોરી ચુંથાઇ રે,
ચંપા કળી જેવી છુંદાઈ રે;
મલ્લિકા જેવી ત્યાં મુંડાઇ રે. ૩૧
પળમાં થઈ ગયો રંગનો ભંગ રે,
આસને બેઠો થયો ઇંદ્ર દંગ રે;
ગયો નૃત્ય તાનતણો ઉમંગ રે. ૩૨
વીણા વાતા હસતા નારદ રે,
હસ્યાં શચી હસ્યાં ઘણું શારદ રે;
પછે તેનું સમજ્યા વાસવ હારદ રે. ૩૩
ઉઠી માર્જારીથી મૂકાવી મેના રે,

---

૩૦ મોટી સાખ્ય વધારી—મોટી લઢાઇ કરી । ૩૧ મલ્લિકા—મોગરો. ૩૩ શારદ—સરસ્વતી. વાસવ—ઇંદ્ર. હારદ—રહસ્ય. ( નારદે લડાઇ કરાવી મઝા જોવાને આ ટીખળ કર્યું, એવું ).

કોકિલા મૂકાવી શ્યેનીથી એના રે;
સિંહીથી મૂકાવી કો મૃગનેના રે. ૩૪
ઇંદ્ર કે' કરૂં સમાધાન તમારૂં રે,
લઢતાં રહી માનો જો અમારૂં રે;
નહિ તો હું આ વજ્રથકી વિડારૂં રે. ૩૫
ચાલે કપિલાનું જોર ક્યાં સુધી રે;
કે નવ ભય દર્શ્યો જ્યાં સુધી રે;
જોઈ ભય સર્વ થઇ ગઇ ત્યાં સૂધી રે. ૩૬
ઉભી અલબેલી હસ્તને જોડી રે,
વિખરી અલક તે દેતી જોડી રે;
થાયે મુખ્ય નાયિકા થોડી થોડી રે. ૩૭
ભાખો સ્વામી કરવું કેમ રે,
તજે સર્વ રામા હુંપદનો વે'મ રે;
આજ દર્શાવિયે એવો નેમ રે. ૩૮
ઇંદ્ર કે' મુનિને પૂછો એમ રે,
સર્વથી કો રૂપ ગુણાળી ક્ષેમ રે;
એ જેને કે' તે માનો તેમ રે. ૩૯
આવ્યા શાપ દેવાને નારદ મુન્ય રે,

---

૩૪ માર્જારી—બિલાડી જેવી ક્રૂર અપ્સરા મેન—મેનકા અથવા મેના જેવી કોમળ અપ્સરા. એજ પ્રમાણે કોકિલા અને શ્યેની, મૃગનેના અને સિંહી, વગેરેનું સમજવું. શ્યેની—બાજ પક્ષિણી. એના ( એન ) —સુંદર.

૩૬ અપ્સરાઓ ઇંદ્રના કથનને તાબે થાય છે તે વર્ણે છે: ચાલે ઈ૰—સ્પષ્ટ છે. કપિલા-ગોરી ગાય. સૂધી—સીધી. ૩૭ અલક—કેશની લટો. થોડી થોડી—અર્થાત્ અતિશય વિનયવાળી.

તેનું ન માનો તો પરવાર્યું પુણ્ય રે;
જઇ પાગ લાગો તજી ગર્વ ધુન્ય રે. ૪૦

## વલણ.

ગર્વ ધુન્ય તજી પાગ લાગો, એ કે'શે સારી કોણ રે;
જન પ્રેમાનંદ વર્ણવે, નારદ પરીક્ષક ઓણ રે. ૪૧

## કડવું ૪ થું.

### રાગ મેવાડો.

ઇંદ્ર અપ્સરાશુ ભાખે રે, સુણો તમે સર્વ ચતુરસુજાણ;
રૂપવતી મુનિ દાખે રે, પૂછો નારદને મૂકી માન. ૧
એ જેને કહે રૂપાળી રે, તેણે કરવો આજે નાચ;
ગોરી ગર્વને દો પ્રજાળી રે, બોલ્યા શચીપતિ રૂડેરી વાચ. ૨

### ઢાળ.

રૂડી વાણી સુણી શચીપતિની, હરખી મનમાં અપ્સરા;
અવિવેક ક્રોધ ને મોહ મહિલા, કરતી તન મનથી પરા. ૩
ઇંદ્રાનુસારી બોલી નારી, કહો મુનિ નારદ તમો;
છે કોણ રૂપાળી સર્વથી, મુનિ માન તજી માનું અમો. ૪
નારદ ભાખ્યા જૈમિનિ! જે તે, કહું સાંભળ તુંય;
નારદ કે' નગરાજ વિષે, વશ્યા દુર્વાસા જાણું હુંય. ૫
તેને તપથી જેહ ચળાવે, તે રૂપ ગુણે રસાળી;

---

૨ શચીપતિ–ઇંદ્ર. ૩ પરા–દૂર. ૪ ઇંદ્રાનુસારી—ઇંદ્રને અનુસરનારી.
૫ નગરાજ—પર્વતોનો રાજા—હિમાલય.

બાકી સર્વે વેવલાં, અહો મુગ્ધા ! મધ્યા ! બાળી ! ૬
નારદકેરાં વચન સુણીને, સર્વ શ્યામા થઇ સ્તબ્ધ;
ગર્વ ગોરીના ગળી ગયા, હવે કશું થશે ઉપલબ્ધ. ૭
માથું ધૂણાવી નયન ઢાળી, કહેવા લાગી ત્યાંય;
મુનિ એ તો અમથી નવ બને, ગણો હીન દીન મનમાંય. ૮
ઇંદ્ર ભણે જે કોઇ ન નારી, જે દુર્વાસાને ચળાવે ?
ઇંદ્રલોકનું માન નિશ્ચે, મુનિ નારદ ડૂબાવે. ૯
સર્વ સ્થળે મુનિ કે'તા હીંડે, જોકો રામા નવ જાગે;
શે રૂપ ગુણમાં ગોથાં ખાધાં, આવું કરવું'તું આગે ! ૧૦
અપ્સરાનું નામ ગયું ! તે સુણી વપુ વેણ બોલી;
જેણે અનેક મુનિને ચળાવિયા, ત્યાં તેણે તુલના તોલી. ૧૧
જ્યાં દુર્વાસા તપ કરે ત્યાં, અમો જાશું આજે;
શક્ર સમજ મેં ચળાવ્યો મુનિ, નારદકેરે કાજે. ૧૨
દુર્વાસાના દેહરૂપ રથને, ઈંદ્રીરૂપી વાજીને જાણું;
તે હાંકનાર મન સારથિને, કરૂં અતનુશરે કચરઘાણ. ૧૩
હાથમાંથી રાશ પાડું, કે ઘોડા દશદિશ નાસે;
સારથિ વિહોણો શૂર જેવો, મહામુનિ ત્યમ ભાસે. ૧૪

---

૬ મુગ્ધા—મોહ યુક્ત અવસ્થાવાળી સ્ત્રી. મુગ્ધા આદિક વારાંગનાનાં વિશેષણ છે. ૭ ગોરીના—ગણિકાઓના. ઉપલબ્ધ—પ્રાપ્ત. હવે શું પ્રાપ્ત થશે-હવે શી ગતિ થશે, એવી ફિકરમાં પડી !

૯ ઇંદ્ર ઈ૦—ઇંદ્ર કહે છે કે એવી નારી શું કોઇ નથી કે જે દુર્વાસાને ચળાવી શકે? ૧૦ જો ઇ૦—જો કોઈ સ્ત્રી જાગે નહિ—દુર્વાસાને ચળાવવાને તૈયાર થાય નહિ. ૧૧ વપુ—વપુ નામની અપ્સરા. ૧૩ વાજી—ઘોડા. અતનુશરે— કામના બાણુથી. ૧૪ રાશ—સંયમ રૂપી.

સુસારથિ મન મુનિનું જદપિ, કરૂં કુસારથિ આજ;
વિધિ હરિ હરકેરી મૂકાવું, તપશ્ચર્યા મહારાજ. ૧૫
આ બાણુ મારાં સજ કરી, હું જાઉં છું સુરદેવ;
હરિ ! અપ્સરાનું નામ ન જાયે, જેણે સાચી સાધી સેવ. ૧૬
એમ કહીને ચાલી નારી, તેનાં આસ સહુ અમુઝાય;
ઇંદ્રિ કે' ધન્ય ધન્ય રામા, તારી સમોવડ કોણ થાય. ૧૭
વખાણ સાંભળી વનિતા રીઝી, ગઇ હિમાચળ માંય;
જ્યાં દુર્વાસા મુનિ તપ કરે છે, અતિ શાંતિ દર્શે ત્યાંય. ૧૮
વ્યાઘ્ર મૃગને મારે નહિ, શ્યેન મારે નવ કપોત;
એ પ્રકારે સહુ શાંતિમાં, તપે મુનિ તપની જ્યોત. ૧૯
મુનિ પાસે જાવા કારણ, ઘણા કર્યા ઉપાય;
તોય તે જઇ શકી નહિ, તપે તપી તરૂણી કાય. ૨૦
મનમાંહે પછે વિચારી વનિતા, રહી એક કોશે દૂર;
શૃંગાર સોળે સજીને, આરંભ્યું ગાયન ત્યાં ભરપૂર. ૨૧
કોકિલા કંઠે ગાય કામિની, રાગ રાગણી છત્રીશ;
હાવ ભાવ અનુપમ કરતી, વળી કરતી મેષોન્મેષ. ૨૨
તાલ ન તૂટે સ્વર ન છૂટે, વાય મંદ સુગંધી વાય;
વસંત વિતનુ સાથે ફરતા, તેથી કંપી ઋષિવર કાય. ૨૩

---

૧૫ સુસારથિ—સારા સારથિ રૂપ. કુસારથિ—નઠારા સારથિ રૂપ. વિધિ—બ્રહ્મા. ૧૬ સુરદેવ—ઇંદ્ર. ૧૭ આસ—સગાં વાહાલાં.

૨૦ તપે ઈ૦—દુર્વાસાના તપથી તે તરૂણીની કાયા તપી. અર્થાત મુનિ ક્રોધથી શાપ દેશે એવો ભય લાગ્યો. ૨૨ મેષોન્મેષ—આંખ મીંચવી અને ઉઘાડવી. ૨૩ વાય—વાયુ. વિતનુ—કામ. કામદેવ અને વસંતઋતુ એ બે મિત્ર છે. અર્થાત્ વસંતઋતુ એ કામનો સહાયક છે.

ધ્યાન માન ઝટ ભૂલ્યા ક્રોધી, વિસ્મય પામ્યા મન;
ગાયન સુણવા ગોરો ફેરૂં, ધાઇ આવ્યા મહાજન. ૨૪
દૂરથી દેખી દ્વિરદગૌરી, મુનિએ માર્યું મન;
કળિમાં જે સહુ કે'વા માત્રે, તે સત્ય કર્યું મુનિ જન. ૨૫
તપ ભંગ કરવા આવી બાળા, વદી થયા કોપાવિષ્ટ;
વળી મુખેથી આમ બોલ્યો, સુણો જૈમિનિ શિષ્ટ. ૨૬
અરે મૂઢમતિ અપ્સરા, મહામદોન્મત ઉન્મત;
કષ્ટ સાધ્ય હું તપ કરૂં, તેને ભાંજ્યાની કરે મત. ૨૭
જા દુર્બુદ્ધિ પંખિણી થાજે, જો ચપળતા વશી મનમાં;
ચાર પુત્ર પરિવાર થાશે, નહિ નેહ તારા તનમાં. ૨૮
પુંશ્ચલિ! પૂરી પંખિણી મધ્યે, થઇશ નિશ્ચે આજ;
શસ્ત્રથી તુજ કાય છેદાશે, તવ સુધરશે તુજ કાજ. ૨૯
હવે ન બોલીશ બાળિકા, નહિ અનુગ્રહ કંઇ બીજો;
ઉદે પામ્યાં પુણ્ય પામો, રીઝો કે ના ખીજો. ૩૦
અવ્યક્ત મધુર કંકણ રવાળી, શાપી મુનિએ ત્યાંય;
રક્તાક્ષો થઇ ઋષિ ચાલ્યા, ભૂલોક તજી મન માંય ૩૧
જે સર્વ સ્થળમાં ગુણે ફળી, ચપળ તરંગા ગંગા;
તે નભગંગા ભણી મુનિવર ચાલ્યા, તન મનથી થઇ ચંગા. ૩૨

---

૨૪ ક્રોધી—ક્રોધી એવા દુર્વાસા મુનિ. ૨૫ દ્વિરદગૌરી—હાથણી. અર્થાત્ હાથણી સરખી સ્ત્રી અથવા હસ્તિની જાતિની સ્ત્રી. કલિમાં ઇ૦—કળિયુગમાં જે સહુ ( મન મારવું વગેરે ) કહેવા માત્ર છે તે સર્વ તે મુનિજને ( દુર્વાસાએ ) સત્ય કર્યું. અર્થાત્ મન માર્યું.

૩૦ ઉદે ઇ૦—જેવાં પુણ્ય ઉદય પામ્યાં તે પામો—ભોગવો. ૩૧ અવ્યક્ત — અસ્પષ્ટ. કંકણ રવાળી — કંકણના રવ( અવાજ )વાળી. રક્તાક્ષી—રાતા નેત્રવાળા.

૩૨ ચપળ તરંગા—ચંચળ તરંગવાળી. નભગંગા—આકાશગંગા. આ બે કડીવડે પ્રેમાનંદે માર્કંડેયના પ્રથમાધ્યાયનો છેલ્લો શ્લોક પૂરો કર્યો છે. નમુના દાખલ તે શ્લોક અહીં બતાવીએ છીએ.

પ્રથમ અધ્યાય પૂર્ણ કરતાં, ઉપજે મન આનંદ;
અશોક લોક ન્યાયે થશે, પુરાણીની મતિ મંદ. ૩૩
કવિઓ કે'શે ગર્વ કરે છે, પણ નહિ ગર્વની વાણ;
પ્રાકૃતમાં પુરાણ લખવું, જોઇએ ન મારે માન. ૩૪
ઇતિશ્રી માર્કંડેયપુરાણે, વપુશાપે પ્રથમોધ્યાય;
ગુરૂ પ્રતાપે ચાતુર્વિંશી, જન પ્રેમાનંદ ગાય. ૩૫

## વલણ.

જન પ્રેમાનંદ ગાય ગોવિંદ, અવર ન મનસા એક રે;
દુર્બુદ્ધિ હીન દીન જન, નવ મહતજશો વિવેક રે. ૩૬

## કડવું ૫ મું.

### રાગ ગોડીની ચાલ ટુંકડી.

માર્કંડેય કે' સુણ જૈમિનિ તુંય રે,
કશ્યપઋષિની કથા કહું હુંય રે;
કશ્યપના અરિષ્ટનેમિ રૂપથકી રે,
દ્વિજરાજ ગરૂડની સાંભળી વકી રે. ૧

---

इति वचनमसह्यं कोपसंरक्तदृष्टि
श्चलकलवलयां तां मानिनीं श्रावयित्वा
तरलतरतरंगां गां परित्यज्य विप्रः
प्रथितगुणगणौघां संप्रयातः खगंगाम् "

૩૩ અશોક લોક ન્યાય—લોકમાં કહેવત છે કે " અશોકને ઘેર શોક અને લોકને ઘેર વિવાહ " એ ન્યાયને અંગીકાર કરીને પ્રેમાનંદ કહે છે કે મને આનંદ થશે ત્યારે પુરાણીઓની બુદ્ધ મંદ થશે.

૩૫ વપુ શાપે—વપુ અપ્સરાને દુર્વાસાનો શાપ થયો તે સંબંધી.

૧ વપુ અપ્સરાને શાપ થયો તેનું પરિણામ બતાવનારી કથાનો આરંભ કરે છે: માર્કંડેય ૪૦-૨૫૫૮ છે. દ્વિજરાજ-પક્ષીઓનો રાજા. વકી-અર્થાત્ ઉત્પત્તિ.

ગરૂડનો સંપાતિ પુત્ર ભલેરો રે,
તેનો સુપાર્શ્વ શૂરવીર ઘણેરો રે;
સુપાર્શ્વનો પુત્ર થયો કુંતિ દ્વિજ રે,
કુંતિનું પ્રલોલુપ બીજ રે. ૨
પ્રલોલુપના કંક ને કંદર રે,
ગયો કંક કૈલાસ શિખર સુંદર રે;
તેણે ધનદનો અનુચર જોયો રે,
વિદ્યુદ્રૂપનામે સંશય ખોયો રે. ૩
કમળદળ સરખાં નયન છે તેનાં રે,
આચરણ અસુરતણાં છે જેનાં રે;
તે મનોહર શિલાતળ પર બેઠો રે,
સ્ત્રી સહિતે વારૂ વન પેઠો રે. ૪
પહેર્યાં સ્વેચ્છિત વસ્ત્ર ને હાર રે,
ઘણો મદિરાસક્ત અસુર કુમાર રે;
કરે નાના વિધના આહાર વિહાર રે,
કરે કેલી અલબેલીશું સાર રે. ૫
તેને કંકે જોયો જે વાર રે,
રાક્ષસ જોઇ ક્રોધ્યો અપાર રે;
અલ્યા નીચ પક્ષી તું આવ્યો કેમ રે,
સ્ત્રી સમીપ બેઠો હું ક્ષેમ રે. ૬
તજી ધર્મશાસ્ત્રનો તું નેમ રે,
મારા ભણી ધાયો આવે કેમ રે;
એકાંત માંહે બેઠાં હોય બેય રે,

---

૨ બીજ—અર્થાત્ પુત્ર. ૩ ધનદ—કુબેર. અનુચર—સેવક—કોઈ યક્ષ.
૬ રાક્ષસ ઈ૦—કંક પક્ષીને જોઈને રાક્ષસ ક્રોધ્યો.

ત્યાં સદબુદ્ધિ જાવાનું નવ કેં'ય રે. ૭
વળી સુમનીષા હોય જેને હ્રદે રે,
તે આવું આચરે કે' નહિ વદે રે;
એવાં વચન સુણી બોલ્યો કંક રે,
શી મુખે ભુંડી કરે ભંકરે. ૮
કૈલાસ પર્વત નથી કાંઈ તારો રે,
તેમ હે ભાઇ તે નથી મારો રે;
એ તો સર્વ કોઇને છે સરખો રે,
સર્વનું સ્વામિત્વ સરખું પરખો રે. ૯
તું શો રાખે મમતા મોટી રે,
છે કૈલાસ પર સ્વામિત્વની રીત ખોટી રે;
માર્કંડેય કે' સુણો જૈમિનિ રે,
અઠી કંક ઉપર કૂડી કીની રે. ૧૦
મહાક્રોધી થઇ ઊઠ્યો રાક્ષસ રે,
વધો મૂઢમતિ કરૂં જમને વશ રે;
એમ ભાખી ધરી અસિ કર રે,
પક્ષી છેદી નાખ્યો મહાવર રે. ૧૧
તેનું માંસ રૂધિર વે'વા લાગ્યું રે,
ખડ્ગ અસાધારણ વાગ્યું રે;
પાંખો ફફડાવી પૃથ્વી પડિયો રે,
કંક નરકદ્વાર જઇ ચડિયો રે. ૧૨
એ વાત સાંભળી કંદરે કાને રે,
થયો મૂર્ચ્છિત રહિત ભાને રે;

---

૮ સુમનીષા—સારી બુદ્ધિ. ભંક—ભાયા—વાણી. ૧૦ કીની—કીનો—વેર. ૧૨ નરકદ્વાર—યમદ્વાર. અર્થાત્ મૃત્યુ પામ્યો.

મનમાં નિશ્ચય કર્યો એવો રે,
રાક્ષસ મારૂં માર્યો ભાઇ જેદો રે. ૧૩
પછે તે અંડજ નગશૃંગે ચઢિયો રે,
ભ્રાતા ઔર્ધ્વદૈહિકે જડિયો રે;
ખેચરે સર્વ ક્રિયા તેની સાધી રે,
પછે ક્રોધ જ્વાળા સળગી બાધી રે. ૧૪
ક્રોધામર્ષ વડે આંખ ફાટી રે,
ફૂંક નાગેંદ્રની ત્યાં ગાઠી રે;
ઉડ્ડાણ ગતિએ ગરૂડ હારે રે,
ભાખ્યો મારા ભાઇને કો મારે રે. ૧૫
દુર્બુદ્ધિ હોય દનુજ કે દેવ રે,
આજ તેનો ઉતારૂં અહમેવ રે;
પાંખની ઝપટે કંપાવ્યા પરવત રે,
ઉડવા લાગ્યા ગિરિ મહામત રે. ૧૬
વેગે વારિદોને વિખેર્યા રે,
જાણું સર્વ શત્રુને જમપુર ફેર્યા રે;
તેણે મોટા મોટા પર્વત ઓળંઘ્યા રે,
લઘુ વૃક્ષ જીવિતથી લંઘ્યા રે. ૧૭
તે તો ઉડતો આવ્યો ત્યાંહી રે,

૧૩ કંદરે—કંકના ભાઇએ. ૧૪ નગશૃંગે—પર્વતના શિખર પર. ભ્રાતા ઈ૦—મરી ગયેલા ભાઇના ઔર્ધ્વદૈહિક( ઉત્તરસાધન )માં ગુંથાયો. ખેચર—પક્ષી.

૧૫ ક્રોધ વર્ણવે છે: ફુંક ઈ૦—તેના ક્રોધ આગળ નાગેંદ્ર( મહાસર્પ )ની ફૂંક ( ફુફવાટો ) પણ ગાઠી ( ધરાઈ ગઈ—અર્થાત્ ઓછી પડી ).

૧૭ વારિદોને—મેઘોને. લઘુ ઈ૦—હલકાં વૃક્ષો તો જીવતરની મર્યાદા ઓળંગી ગયાં—નાશ પામ્યાં.

( સુવર્ણ )પર્યંકે અસુર બેઠો જ્યાંહી રે;
અત્યંત મદ્યાસક્ત મતિવાળો રે,
કરેણ કુસુમ મુખ રક્તાક્ષી ભાળ્યો રે. ૧૮
શીર્ષકેશમાં ગૂંથ્યાં કુસુમ રે,
હરિચંદનથી શોભતો સુમ રે;
કેતકીપત્રના ગર્ભશા દાંત રે,
જે જોઇ ભય પામે વીર મહાંત રે. ૧૯
તેની વામ જંઘાએ નગ્ન વિશાળા રે,
બેઠી કોકિલા સ્વરી બાળા રે;
નામે મદનિકા મહામનહર રે,
સાક્ષાત કામતણું શકે ઘર રે. ૨૦
એવો સ્ત્રી સહિતે બેઠો ભૂર રે,
જોઇ ક્રોધ પામ્યો મહાશૂર રે;
પછે બોલ્યો રાક્ષસશું આમ રે,
ઉઠય દુરાત્મન્ કરય સંગ્રામ રે. ૨૧
વિશ્વાસુ ગફલતી મારો બંધુ રે,
માર્યો તેં તો હરીલુ સંધુ રે;
તારા જેવા અભિમાની મારૂં રે,
અવિશ્વાસપણું નવ ધારૂં રે. ૨૧
નિશ્ચે આજ તને ન ઉગારૂં રે,
તુંને જમપુર જતાં ન વારૂં રે;

---

૧૮ સુવર્ણપર્યંકે—સોનાના પલંગ ઉપર. મદ્યાસક્ત—દારૂ પીવામાં પ્રીતિયુક્ત. કરેણ કુ૦—કરેણના કુસુમ (ફૂલ) સમાન રાતા મુખવાળો અને રાતા નેત્રવાળો.

૧૯ સુમ—રૂપણુ—તીય. કેતકીપત્ર—કેવડાનું પાનું. ૨૧ ભૂર—મોટો-પ્રચંડ. દુરાત્મન્-દુષ્ટ બુદ્ધિવાળા.

વિશ્વાસઘાતી પડે નરક જેવે રે,
બાળ સ્ત્રી ઘાતી પડે મૂઢ કે'વે રે. ૨૩
તેવે સર્વ નરકે પડે તુંય રે,
આજ માર્યા વિણ ન મૂકું હુંય રે;
માર્કંડેય કહે સુણો મુનિ રે,
અસુરે પક્ષીની વાણી સુણી રે. ૨૪
ક્રોધાવિષ્ટ થઇ આપ્યો ઉત્તર રે,
વધો સ્ત્રી સમીપે મને નહિ ડર રે;
મેં તારા બંધુને હણ્યો જેગ રે,
મારૂં વીરપણું દીઠું દેખાડું તેમ રે. ૨૫
ખડ્ગે માર્યો તેને જે રીત રે,
તેવી આજ તારી કરૂં પ્રતીત રે;
એક ક્ષણ ઉભો રહે મૂઢ રે,
જેથી મૃત્યુ તુરીએ થઇશ આરૂઢ રે. ૨૬
( એમ ) વદી કાજળરાશિ સરખું શ્યામ રે,
વિદ્યુત પ્રકાશી ખડ્ગ ગ્રહ્યું આમ રે;
કે પક્ષી થયો ત્યાં સાવધ રે,
એકમેક કે'તા કરીએ વધ રે. ૨૭
એક બાજુએ છે દ્વિજરાજ રે,
એક બાજુએ રાક્ષસ બાજ રે;
જાણે ઇંદ્ર ગરૂડ કરતા હોય યુદ્ધ રે,
તેવા બે વીર દર્શે શુદ્ધ રે. ૨૮
રાક્ષસે ખડ્ગ ફેરવી શિર ઉપર રે,

૨૬ પ્રતીત—ખાતર નિશા. તુરી—ઘોડો. ૨૭ કાજળરાશિ—કાજળનો ઢગલો. ૨૮ બાજ—બાજ સરખો.

નાખ્યું પક્ષી પર ખર્યું નહિ પર રે;
ખડ્ગ સાંચું ચાંચમાં ચૂકવી રે,
સર્પ સાંતો ગરૂડ ઢુંકવી રે. ૨૯
ચાંચમાં સાહી પગતળે દાબી રે,
ટુકડે ટુકડા કર્યા શું રાબી રે;
પાંખ ફફડાવી કરી ગર્જના રે,
મુખ વેણ ભાખી કરી તર્જના રે. ૩૦
અસિ ભાગી જોઇ અસુર રે,
ક્રોધાવિષ્ટ થયો મહાપૂર રે;
બાહુયુદ્ધ કરવા તે આવ્યો રે,
તે તો પક્ષીના મનમાં ભાવ્યો રે. ૩૧
ઉભો રાક્ષસ કેરો સાંચો રે,
પૃથ્વી પર પાડી પક્ષીએ વાંચો રે;
છાતી ઉપર મૂકયો એક પાગ રે,
કાપ્યા કર પદ પામી લાગ રે. ૩૨
(૫૯) મસ્તક કર્યું વપુથી ભિન્ન રે,
સ્વામી મુઓ જોઇ થઇ નારી દીન રે;
તે ભયભીત થઇ બોલી આમ રે,
પક્ષીરાજ હું થઇશ તારી વામ રે. ૩૩
મુને જીવિતદાન જો દેશો રે,
તો તો સુખડાં હુંથી લેશો રે;
એમ કાલાવાલા તે કરતી રે,

---

૨૯ પર—પીછું. ૩૦ રાબી—(?) તર્જના—તિરસ્કાર. ૩૩ વામ—સ્ત્રી.

જઇ જઇ પક્ષીની પાંખ ધરતી રે. ૩૪
મને ઉગારો મુખ કે'તી રે,
દ્વિજકેરાં આચારણાં લેતી રે;
પછે પક્ષી ત્યાં શું કરતો રે,
( તે ) સહુ દ્વિજથી ભાખું હું ડરતો રે. ૩૫

## વલણ.

દ્વિજજનથી ડરતો હું ભાખું, જય ડરે હરિ હર બ્રહ્મ રે;
જન પ્રેમાનંદ નામ મિથ્યા, જાણ્યાં કવિતા સવિતા શ્રમ રે. ૩૬

## કડવું ૬ ઠ્ઠું.

### રાગ ધનાશ્રી.

તે સુરૂપા કે' થઉં તારી નાર જી, જીવતદાન દઇ થા ભરતાર જી;
નાશ કરતાં લાગે સ્ત્રીહત્યા જી, માનાય દ્વિજ બાળથી મોટી હત્યા જી. ૧
હત્યા મોટી સ્ત્રીતણી, તો તું ન કરીશ પક્ષીરાજ;

---

૩૫ દ્વિજ—પક્ષી. દ્વિજથી—બ્રાહ્મણોથી. સંસ્કૃત પુરાણનું પ્રાકૃત કરવાથી રીસાયલા બ્રાહ્મણોથી ડરતો, એવો અર્થ છે. ( વક્રોક્તિ ).

૩૬ દ્વિજથી પ્રેમાનંદ સરખો નિસ્પૃહી કવિ શામાટે ડરેછે ? તેનું કારણ શિષ્ટ પરંપરા બતાવે છેઃ જય હ૦—જ્યારે હરિ, હર, અને બ્રહ્મા સરખા ડરેછે ત્યારે હુંય ડરૂંછું. કોઇ કહેશે કે પ્રેમાનંદ ( પરમાનંદ રૂપ બ્રહ્મ ) તો કોઇથી ડરતો નથી ત્યારે તે નામવાળા. તમે કેમ ડરોછો ? તો જન પ્રે૦—જન પ્રેમાનંદ એવું નામ તો મિથ્યા છે, અને મેં જે કવિતા તથા સવિતા ( ઇશ્વર )ને જાણ્યા છે તે તો માત્ર શ્રમ રૂપ છે. ( કેમકે હું પરમાનંદ રૂપ થયો નથી ). 'શર્મ ' એવો પાઠ હોય તો, કવિતા અને સવિતા એ બે શર્મ ( સુખ ) રૂપ છે, તેમનેજ મેં સત્ય જાણ્યાં છે.

ઢાળ.

તારૂં મન સહુ રીત મનવી, કરીશ રૂડાં કાજ. ૨
ત્યારે તારૂ કહીને વનિતા તેડી, તરિયો બહુ વેર;
છૂત થઇને જુવતી મળતાં, આવ્યો હરખે ઘેર. ૩
હવે તે નારી જે પક્ષણી તે, હતી મેનકાની બાળ;
ઋષિશાપે કૂડી કાંવી, પડી પૃથ્વીનાં તતકાળ. ૪
તે મળી કંદરને સહી, છે જેની ભૃકુટી રસાળ;
સ્વેચ્છિત સ્વરૂપાધારિણી, થઈ ગરૂડી તે કાળ. ૫
કંદર સાથે કામ કેલી, કરે વિવિધ વિલાસ;
એમ કરતાં પ્રકટી તેને, તાર્ક્ષી બાળ પ્રકાશ. ૬
એ પુત્રી તે જૈમિનિ જાણો, જે દુર્વાસાએ શાપી;
હતી વપુ નામે અપ્સરા, (૭) કોપાગ્નિએ ઉથાપી. ૭
તેનું નામ તાર્ક્ષી કંદરે, પાડિયું ધરી નેહ;
હવે તે તણાં હું લગન ભાખું, સુણો મુનિવર તેહ. ૮
મંદપાળ મતિમાન મોટો, પક્ષી સત્તમ રાજ;
ચાર પુત્ર છે તેહને, તેનાં કનિષ્ઠ સહુ ગુણસાજ. ૯
વડો છે જરિતારિ નામે, કનિષ્ઠ દ્રોણ અભિધાન;
તે મહાધર્માત્મા વેદપાઠી, જેને સર્વ શાસ્ત્રનું જ્ઞાન. ૧૦
તાર્ક્ષી મોહી તે ઉપરે, મોહ્યો દ્રોણ તાર્ક્ષી જોઇ;
તેણે કંદરના અનુમતથકી, કરી લગન કેરો સોઇ. ૧૧
ધર્માત્મા પતિ પત્ની બે છે, કરે નાનાવિધ કેલિ;
તે ધર્મ પ્રમાણે આચરે, રમે રંગ અલબેલા–બેલી. ૧૨

---

૫ સ્વેચ્છિત સ્વરૂપાધારિણી—પોતાની ઇચ્છામાં આવે તેવું રૂપ ધરનારી ( હેતુગર્ભિત વિશેષણ હોવાથી પરિકરાલંકાર ). ૭ કોપાગ્નિ—( મુનિ દુર્વાસાનો ). ૧૨ બેલી—અલબેલી.

એવે તાર્ક્ષી સગર્ભા, થઇ એકાએકી;
તેને સાત પક્ષ થઇ ગયા, ત્યાં હવું શું વિશેખી. ૧૩
એકદા તાર્ક્ષી ભ્રમણ કરતાં, ગઇ કુરૂક્ષેત્રની માંય;
તે સમે મહાયુદ્ધ મચ્યું, કૈરવ પાંડવકેરૂં જ્યાંય. ૧૪
ભવિષ્ય લખિયું કોણ ભુંસે, તેનું કહું એંધાણ;
તાર્ક્ષીને ઇચ્છા ઉપજી, જોવા યુદ્ધનું મંડાણ. ૧૫
જેમ વિમાનમાં રહી દેવ જોતા, તેમ જોવા લાગી માદા;
ભગદત્ત અર્જુન યુદ્ધ કરતા, જે નવ બાણ મૂકે સાદા. ૧૬
જેમ ફુંકાગ માંહે તીડ ફરતાં, કે પતંગિયાં સંધ્યાકાળ;
તે રીતે નભ માંહ્ય ઊડતાં, ઘણાં શર દીસે વિકરાળ. ૧૭
આકાશ તેણે વ્યાપ્ત કીધું, ન દીસે દિનકર ભોમ;
રાત્રીએ પણ નવ દિસે, શુક્લપક્ષમાં સોમ. ૧૮
એવું યુદ્ધ જોતી હતી, તે તાર્ક્ષી રૂપ રસાળ;
એવે હરિકાર્મુકમાંથી છૂટ્યું, કાળ શું બાણ કરાળ. ૧૯
જેનું ભાલાકું શ્યામ સર્પ શું, જેનો વેગ વાથી અપાર;
તે આવી લાગ્યું તાર્ક્ષીને, ચીરી ઉદર ત્યાચા તે વાર. ૨૦
તેનું ગર્ભાશય ફાટી ગયું, કે નિકળ્યાં ઈંડાં ચાર;
ત્રાહ્ય ત્રાહ્ય કરી તાર્ક્ષી તે, વિલપી અપરંપાર. ૨૧
છે આયુષ્ય બાકી જેહનું, મારે તેને કોણ;
માતઉદર ચીરાતાં પડ્યાં, તેની કથા કહિયે ઓણ. ૨૨
જેમ પડે ફને ગાભલે, ભલે ચઢી નભની ટોચ;

---

૧૩ સાત પક્ષ–સાત પખવાડિયાં. ૧૬ સાદા–સાધારણ. ૧૮ દિનકર—સૂર્ય. ભોમ—પૃથ્વી. ૧૯ હરિકાર્મુકમાંથી—અર્જુનનાધનુષ્યમાંથી.

તેમ માંસરાશિ પડ્યાં ઈંડાં, રમ્ય રમતાં રોચ. ૨૩
એવે ભગદત્ત કેરો હાથી, જેનું સુપ્રતિક અભિધાન;
તેને ગળે બાંધ્યો ઘંટ મોટો, તેને વાગ્યું બાણ. ૨૪
તે પલક માંહે તૂટી ગયો, જે પડ્યો ઈંડાં પર સાર;
પડતાં પૃથ્વી ખોદી ઘણી, જેણે માર્યા અશ્વ અપાર. ૨૫
ઇંડાં ઘંટા એક સમયે, પડ્યાં પૃથ્વી મોઝાર;
છે રાખનાર જેને રામજી, તેને કોણ મારણહાર. ૨૬
અષ્ટાદશ અક્ષોહિણીથકી, ઉગર્યાં ઇંડાં ચાર;
એ કૃપા શ્રીકૃષ્ણજીની, પ્રભુ નોધારાઆધાર. ૨૭
કયહાં તાર્ક્ષી દ્રોણ ક્યાં, ક્યાં સેવાય ઈંડાં સાર;
મા'વ ! મૂઢમતિ અમથા કહે, કે પામું પ્રભુનો પાર. ૨૮
તે દળ દળાયું સર્વ ત્યાં, પણ રહ્યાં ઈંડાં નિરધાર;
એ રીતે પ્રભુ રાખણહારો, ભજો દામોદર મુરાર. ૨૯

## વલણ.

દામોદર મુરાર ભજતાં, ભવજળ તરશો ભાઇ રે;
જન પ્રેમાનંદ મન ધરે, જદુરાઇ સાઇ સગાઈ રે. ૩૦

## કડવું ૮ મું.

### રાગ મેવાડો.

ઘણા દિન યુદ્ધ ચાલ્યું રે, પણ આવી ન ઉની આંચ;
સર્વ હેળઇ ભેળઇ ગયાં રે, રહ્યાં ઈંડાં ને ઘંટા પાંચ. ૧

---

૨૩ માંસરાશિ—માંસરાશિ(ઢગલા)માં. રમ્ય ઇ૦—રમણિક અને રોચ(રોચન—તેજ)વાળાં (તે ઇંડાં) રમતાં રમતાં પડયાં. અર્થાત્ તે પડતાં ઈંડાંને કાંઈ ઇજા થઈ નહિ.

૨૪ અભિધાન—નામ. ૨૭ નોધારાઆધાર—નિરાધારનો આધાર-રૂપ. ૨૮ મા'વ–હે માહાવ ! –હે પ્રભો ! ૧ પાંચ–ચાર ઈંડાં ને એક ઘંટા.

## ઢાળની દેશી ફેર.

પાંચમી ઘંટા રહી ત્યાંહે, તળે ઈંડાં ચાર રે;
મારનાર મળે નહિ, જેને રાખનાર મુરાર રે. ૨
ક્રિયા સર્વની કર્યા પૂઠે, ગયા યુધિષ્ઠિર જ્યાં ભીષ્મ;
આપ્ત હણ્યે અતિ તપ્ત કાયા, જેથી હારે મોટી ગ્રીષ્મ. ૩
તે ધર્મને અતિ ધર્મ ભાખી, રીઝાવતા શંતનુસૂનુ;
પણ લાગતું તેને અખિલ આ, દુષ્કર્મથી સહુ સૂનું. ૪
રાત્રીએ પુરમધ્ય જાતા, દિને આવે નૃપ ત્યાંય;
પડ્યા ભીષ્મપિતા શરપાંજરે, નહિ પીડાઅપીડા જ્યાંય. ૫
જૈમિનિ મુણિયે કહ્યું, એવે હવું એક અવનવું;
એક શમીક નામે તપસ્વી ત્યાં, આવી ચઢિયા શું હવું. ૬
વાટ જાતાં સુણ્યો રવ મુનિ, ચીંચીપીંચી થાય ક્યાં;
તે પક્ષી છે અતિ જ્ઞાનવાળાં, પણ બાલ્યત્વ તે જાય ક્યાં? ૭
અસ્પષ્ટ ને અવ્યક્ત વાણી, સુણી આવ્યા મુનિ કને;
ઘંટા નીચે પક્ષી છે, એમ મુનિવર મુખે ભણે. ૮
શિષ્ય સા'યે મુનિએ ત્યાં, ઘંટ ઉંચલી કાઢિયાં;
તો આશ્ચર્ય પામ્યા મનમાં, રહ્યાં પક્ષી મીટડી માંડિયાં. ૯
માત વિહોણાં પિતા પાખાં, પાંખ પણ ફૂટી નથી;
પૃથ્વીમાં અદ્‌ભુત આ છે, શમીક મુખ બોલ્યા કથી. ૧૦
સાથ જે દ્વિજરાજ હુતા, તેહ શું મુનિ ભાખિયા;

---

૩ આપ્ત—સગાંસહોદર. તપ્ત—તપેલી. ૪ ધર્મને—યુધિષ્ઠિરને—શંતનુસૂનુ—ભીષ્મ. અખિલ—સમગ્ર. આ—જગત. સૂનું—વેરાન જેવું. ૧૦ પાખાં—વિનાનાં.

શુક્રનીતિમાં શુક્ર વદિયા, માર્ગ વિધ વિધ દાખિયા. ૧૧
અસુરેંદ્રને આચાર્ય કે'તા, સુરથી અસુર નાસો કયમે;
તે સત્ય છે સહુ ચક્ષ દીઠું, તે સુણો સર્વ કહું અમે. ૧૨
શુક્ર કે' અસુરો ન નાસો, પાછા વળી યુદ્ધજ કરો;
કાયર થઇ યશ શૌર્ય છોડી, શા જીવ્યા સાટે ડરો. ૧૩
ક્યાં જશો કે મૃત્યુ મૂકે, યુદ્ધ કરો કે બેશી રહો;
પણ વિધિએ નિર્મી ઘડી તે, કાળ ચૂકે નહિ લહો. ૧૪
સ્વેચ્છાએ કદી નવ જીવાએ, જુઓ કો ગૃહમાં મરે;
નરતા મરતા નાસતાં, કો ખાતા ધરણીમાં ઢળે. ૧૫
કો વારિ પીતા વિક્રાળ ખાતો, કાળ કરાળ જોતા નથી;
વિલાસી મનોરથ ભર્યા, શું નીરોગી જીવ ખોતા નથી. ૧૬
શસ્ત્રક્ષત નહિ અંગમાં, તે શું યમપાશે નવ પડે;
યોગાચારી તપસ્વી ને, જમકિંકર જઇને નડે. ૧૭
મૃત્યુ જીતવા યોગ સાધે, તે મરી કેતા ગયા;
અમર ન અવનિ વિષે કોઇ, વે'તે પૂર સરવે વહ્યા. ૧૮
ઇંદ્ર કે' હું વજ્રધારી, શું શંબર તેથી મુઓ;
વજ્ર માર્યું હ્રદે માંહે, દ્વિગુણિત અધિકો હુઓ. ૧૯
તેહ વાસવ વજ્ર પણ તે, સમય સાધી મારતો;
નિર્મ્યો વિષે નવ ટાંક ફરતી, ઇંદ્ર અરિ શું ડારતો. ૨૦
શુક્રકેરાં વચન સુણી સહુ, ફર્યા પાછા દાનવો;
આ નિયમ શુક્રસાર નીતિનો, બંધુ માનો માનવો. ૨૧
એ વેણ શુક્રાચાર્યકેરૂં, પક્ષીસત્તમે સાચવ્યું;

---

૧૧ શમીક મુનિ પ્રભુ ઇચ્છાથી પક્ષી બચ્ચાં તે વિષે દૃષ્ટાંત રૂપ ઇતિહાસ કહી બતાવે છેઃ શુક્રનીતિ ઈ૦—સ્પષ્ટ છે. ૧૮ કેતા—કેટલાક. ૧૯ દ્વિગુણિત-બમણો ( મોટો ). ૨૦ અરિ—અરિને. ૨૧ માનો ઇ૦—માનવો જોઇએ એમ માનો.

આ પક્ષીએ ખરૂં સર્વ કીધું, આજ અમે એથી રાચવું. ૨૨
અહીં અતિમાનુષી યુદ્ધ થાતાં, આ પક્ષી અવિનાશી રહ્યાં;
ક્યાં ઈંડાં ઉપર ઘંટ પડવો, એ નિરખી ઓસાનજ ગયાં !! ૨૩
વળી માંસ વસા રૂધિર ક્યાંથી, કહો કોણે પાથર્યાં ?
સામાન્ય પક્ષી નથી શિષ્યો, શે પાથર્યાં શે આથર્યાં? ૨૪
દૈવકેરી અનુકૂળતા, ભાગ્યોદય બતલાવતો;
એમ કહી ટગમગ જોઇ રહ્યા, મનમધ્ય મહિમા ભાવતો. ૨૫
સહુ શિષ્ય પાછા વળો આજે, પક્ષી લ્યો મુકામમાં;
આ મૂકો જઇ આશ્રમ વિષે, નવ મૂકશો રતિ ધામમાં. ૨૬
બિડાલ મૂષક બાજ નકુલ, જાળવો નવ એ હરે;
અથવા ન શિષ્યો કંઇ કરો, (સહુ) કર્મે જીવે કર્મે મરે. ૨૭
અરે પણ વળી શાસ્ત્ર માંહે, નરયત્ન નિયમે કહ્યો;
પુરૂષપ્રયત્ન કરવા થકો, વિચક્ષણ ઠપકાથી વહ્યો. ૨૮
એવાં વચન સુણી મુનિકેરાં, ગયા શિષ્યો ઘેર તે;
તે પક્ષી લીધાં સાથમાં, હું કહું તેની પેર જે. ૨૯

---

૨૨ પક્ષીસત્તમે—ઉત્તમ પક્ષીએ. અમે—અમોએ. ૨૩ અતિમાનુષી—અસાધારણ—મનુષ્યો કરી શકે તે કરતાં અધિક. ઓસાન ગયાં! —શુદ્ધિબુદ્ધિજ ઠેકાણે ન રહી. ( અતિ આશ્ચર્યકારક બનાવ જોઇને). ૨૪ વસા—એ નામનો શરીરનો ધાતુ. શે ૦૦—કોણે પાથર્યા અને કોણે આથર્યા—ઢાંકયાં. ( आस्तृ—પાથરવું એ ઉપરથી ). ૨૬ રતિ ધામમાં —જરાવાર પણ તડકામાં. ૨૭ એ હરે—એ ( બિડાલાદિ ) તેમને હરે ( લેઈ જાય ).

૨૮ વિચક્ષણ ૦૦—જો પુરૂષ પ્રયત્ન કરે તો પુરૂષ વિચક્ષણ પુરૂષના ઠપકાથી વહ્યો—આગળ નીકળી ગયો —બચ્યો. અર્થાત્ પુરૂષપ્રયત્ન કરવા છતાં પણ કાર્ય ન થાય તો પછી ડાહ્યા પુરૂષો તેને નિરૂદ્યમી કહીને ઠપકો આપશે નહિ.

તે પક્ષી મૂક્યાં દ્રુમડાળે, જ્યાં ભ્રમર ગુંજે ઘણા;
તે મુનિ વનમાં સંચર્યા, હું ગુણ ગાઉં તેતણા. ૩૦
વનથકી મૂળ પુષ્પ ફળ લઇ, દર્ભ લીધા હાથમાં;
આશ્રમ વિષે મુનિરાય આવ્યા, જટા શોભે માથમાં. ૩૧
આવી હરિ હર વિધિ વાસવ, સૂર્ય વન્હિ વિનવ્યા;
વરૂણ બૃહસ્પતિ કુબેર વાયુ, ધાતા વિધાતા અવનવા. ૩૨
વળી વિશ્વદેવાકેરી સેવા, સાધી મુનિએ શુદ્ધ થઇ;
સત્ક્રિયા કીધી મહાસિદ્ધિ, પછી મતિ પક્ષી વિષે ગઈ. ૩૩
માર્કંડેયપુરાણ માંહે, ચટકોત્પત્તિ અવનવી;
અધ્યાય બીજો આ હવો, કહું કથા હું પ્રાકૃત નવી. ૩૪

## વલણ.

પ્રાકૃતકેરી કથા નવી હું, યથા મતિએ ઉચરૂં રે;
જન પ્રેમાનંદ દીન પણ, ડરવ્યો કોથી નવ ડરૂં રે !! ૩૫

## કડવું ૯ મું.

### રાગ ધનાશ્રી.

હે વાડવવાસવ સુણ વાણજી, મુનિસત્તમ શમીક સુજાણ જી;
લઈ ગયા આશ્રમે પક્ષી જેહ જી, પોષણ કરે તેનું નિઃસંદેહ જી. ૧

---

૩૦ દ્રુમડાળે—ઝાડની ડાળ ઉપર. ૩૧ માથમાં— માથા ઉપર. ૩૨ હરિ ઇ૦—સંધ્યા કરવામાં ત્રિગુણાત્મ દેવોનું ઉપાસન કર્યું. વન્હિ ઈ૦—અર્થાત્ નિત્ય હોમ કર્યો. વરૂણ ઈ૦—અર્થાત્ બ્રહ્મયજ્ઞ નિત્યતર્પણ કર્યું. ૩૩ વિશ્વદેવા ઇ૦—અર્થાત્ વૈશ્વદેવ કર્યો. ૩૪ ચટકોત્પત્તિ—પક્ષીનાં બચ્ચાંની ઉત્પત્તિ વિષે. ૧ વાડવવાસવ—બ્રાહ્મણોમાં ઇંદ્રરૂપ—ઉત્તમ બ્રાહ્મણ.

## ઢાળ.

પોષણુ અર્થે પય અન્નાદિ, મુનિ બચ્ચાંને આપે;
જે જે કષ્ટ પડે આવી તે, શમીક મુનિજી કાપે. ૨
એમ કરતાં એક માસ ગયો તવ, આવી પાંખો તેને;
ત્યારે તો તે ઉડવા લાગ્યાં, મુનિવર જોતા જેને. ૩
સૂર્યરથનો માર્ગ રૂંધે જઇ, જાતાં વાર ન થાયે;
ચપળદૃષ્ટિ ગતીશ મુનિમન, જોઇ અતિ હરખાયે. ૪
અવનવું અતિ લાગે સહુને, જે મહામંદ જણાતાં;
તે નિધિનદીનગરાદિકને લેખે, રથચક્રગતિ ગણાતાં. ૫
આશ્રમમાં વળી આવ્યાં ઉડતાં, મુનિમન પ્રકટ્યો મોદ;
શ્રમે આત્મા શિથિલવિથિલ અતિ, પક્ષીકુલક પ્રમોદ. ૬
પૂર્વ સંસ્કારે તે પક્ષીને, પ્રકટ્યું જ્ઞાન મહાન;
એક સમે ઋષિશિષ્ય ભણાવે, તેવે નિકટ ગયાં ગુણવાન. ૭
પ્રદક્ષિણા કરી પાગે લાગ્યાં, ચારે બચ્ચાં બહુ વાર;
મુખથકી અનુક્રમે તે બોલ્યાં, માનવા મુનિ ઉપકાર. ૮
મહાભયંકર મરણથી રાખ્યાં, આપ્યાં પયવારિનિવાસ;
ભોજન નાનાવિધનાં દીધાં, કર્યા પ્રૌઢપણે પ્રકાશ. ૯
પિતા માતા ધાતા વિધાતા, ગુરૂ અમારા આપ;
ગર્ભે રક્ષી માતા મરણ પામી, પિતાએ ટાળ્યો ન તાપ. ૧૦
તેહ સંતાપ સહુ તમે નિવાર્યો, પડચાં ઘંટાની હેઠ;
જંતુની પેરે સૂકાતાં મુનિ, થાતું જીવતર વેઠ. ૧૧

---

૨ પય—દૂધ. ૪ ગતીશ—ગતિમાં સમર્થ. ૫ નિધિ—સમુદ્ર. રથચક્ર ઈ૦— રથના પૈડા જેવી. ૬ પક્ષીકુલક પક્ષીઓનું કુળ.

વળી મનમાં એમ વિમાસ્યું, ક્યારે બાળ મોટાં થાય;
આકાશમાં ઉડતાં કવ દેખું, વૃક્ષે બેશી ગુણ ગાય. ૧૨
એક દ્રુમેથી બીજે ઉડીને, જાતાં જોવાના કોડ;
અમારી પાંખના વાયુવડે મુનિ, આચ્છાદિત થાવા હોડ. ૧૩
સ્વાભાવિક મન એવી ઈચ્છા, તાપસ તનમાં તોડ;
એવા ઉપકાર કર્યા મુનિ, શું ગણાવિયે ક્રોડાક્રોડ. ૧૪
એવી કૃપાવડે મુનિવર ચારે, મોટાં થયાં આ કાળ;
શી આજ્ઞા સંપાદન કરીએ, ભાખો દયાળ કૃપાળ. ૧૫
શૃંગી આદિ શિષ્યશુ બેઠા, તે મુનિએ સાંભળી વાણ;
પક્ષી છતાં સ્પષ્ટ ઉચ્ચરે, તેનાં કરે કોણ વખાણ. ૧૬
આશ્ચર્ય પામી અનુપમ માન્યાં, જાણ્યો પૂર્વતણો સંસ્કાર;
રોમાંચ ઋષિવર શિષ્ય સંઘાતે, થયા ત્યાં તેણી વાર. ૧૭
પછે મુનિવર બોલ્યા મુખથી, સુણો પક્ષીના બાળ;
તમારૂં વૃત્તાંત અથઇતિ કો', કિયા તાપશાપની ઝાળ. ૧૮
વિક્રિયાનું કારણ કેવું, સુણાવિયે દ્વિજરાજ;
આ સર્વને ઇચ્છા ઉપની, કરો સિદ્ધ સર્વનાં કાજ. ૧૯

## વલણ.

મુનિકેરી વાણી સુણી, પક્ષી બોલ્યાં શુંય રે;
જૈમિનિ સાંભળ તે હાવાં, તુજને કહું છું હુંય રે. ૨૦

---

૧૪ તાપસ ઇ૦—હે તાપસ ! અમને દુઃખી જોઈને તમારા તનમાં તોડ થતો હતો. ૧૯ વિક્રિયાનું—પક્ષી જન્મ મળવા રૂપ વિકૃયા ( વિકાર —ફેરફાર ) થવાનું.

## કડવું ૧૦ મું.

### રાગ સામેરી.

પક્ષી કહે સુણો મહારાજ રે, અથઇતિ માંડી કહું આજ રે;
પૂર્વે વિપુલસ્વાન એક મુનિ રે, મહાશ્રેષ્ઠ અને અતિ ગુણી રે. ૧

### ઢાળ.

તે ગુણી મુનિના પુત્ર બે, સુકૃષ તુંબરૂ નામ;
મહાજીતેંદ્રિય વશાત્મા બે, ભજે અહરનિશ રામ. ૨
તેમાં સુકૃષ મુનિના અમો ચારે, આચારવિચારી પુત્ર;
પિતાની સેવા સહુ સાધું, એવું અમારૂં ઘરસૂત્ર. ૩
જનક જીતેંદ્રિય તપ કરે ત્યારે, લાવું સમિધ ને પુષ્પ;
પિતા આજ્ઞા શિર ચઢાવું, કદી ન થાવું રૂષ્ટ. ૪
ભોજનોપયોગી અભિમત તે, સહુ સંપાદું સ્વામ;
એ રીતે વનવાસ વસતા, ગાતા હરિગુણગ્રામ. ૫
એવામાં ઇંદ્રે વિચાર્યું, જઇ જોઉં મુનિનું સત્ય;
કેવી પવિત્રતા ક્ષમા કેવી, કેવી ઉદાર મનની ગત્ય. ૬
એવી ઇચ્છા સુરવરને પ્રકટી, એમાં ભવિષ્યનો શો વાંક;
પક્ષીસ્વરૂપે ઇંદ્ર ત્યાં આવ્યો, જેને જોઇ થઇએ મુનિ રાંક. ૭
ભવ્યાકૃતિ પણ પાંખ તૂટી, વળી શરીરે વૃદ્ધ;
રક્તનેત્ર ગુંજા સમાં, જેને જોઇ થાય મન બદ્ધ. ૮

---

૧ વિપુલાસ્વન—એક મુનિનું નામ. ૨ વશાત્મા—જેમનો આત્મા ( અર્થાત્ મન ) સ્વાધીનમાં છે એવા. ૩ આચારવિચારી—આચારવિચાર પાળનારા.

૪ જનક—પિતા. સમિધ–હોમવાની વનસ્પતિ. ૫ અભિમત–ઇચ્છેલો પદાર્થ. સંપાદું—પ્રાપ્ત કરૂં. ૮ ગુંજા—ચનોઠી.

તેવો પક્ષી આવી પડ્યો, જ્યાં બેઠા હમારા બાપ;
પછે મુખથકી તે ઊચર્યો, ત્યાં કરી ઘણા આલાપ. ૯
હું ભૂખ્યો છું બહુ દિનનો, ક્ષુધા પીડે છે તન;
મારૂં રક્ષણ કરો મુનિ મહા, છું દીનહીન પક્ષીજન. ૧૦
ઐશ્વર્યવાન તમે તાપસી, મારૂં નિવારો ભૂખદુઃખ;
ઇતિહાસ સુણી મુનિ માહરો, લાવી દયા કીજે સુખ. ૧૧
વિંધ્યાચળના શિખર ઉપરે, એકદા મળ્યા પક્ષીજન;
તે સાથેલાગા ઉડિયા, તેની પાંખનો પ્રકટ્યો પવન. ૧૨
તે પવનનો વેગ દારૂણ, લાગ્યો મારી કાય;
પૃથ્વી ઉપર પડી ગયો મુનિ, લાગી મહામૂર્છાય. ૧૩
મૂળે વૃદ્ધ ને વાગ્યું અંગે, તેથી સાત દિવસ ગઇ શુદ્ધ;
આઠમે દિવસે ભાન આવ્યું, તવ ક્ષુધાની પ્રકટી બુદ્ધ. ૧૪
હોસકોસ ઉડી ગયા, હુંથી ક્ષુધાએ ન ઉઠાય;
જાણ્યું નહિ કોઇ લાવી આપે, કર્યો ઉઠવા ઉપાય. ૧૫
તે મહાબેળેબેળે હું આવ્યો, તો તમો મળ્યા દેવદયાળ;
હે વિપ્રર્ષિ મારૂં રક્ષણ કીજે, હોલવી ભૂખની ઝાળ. ૧૬
એક દિવસનું ભક્ષ આપો, નથી વધારેની આશ;
ભક્ષ મળે મુનિ શક્તિ આવે, પછે ફરૂં વન ચોપાસ. ૧૭
એમ વદી મહાદીન થઇ, ત્યાં બેઠો પક્ષીરાજ;
થર થર કાંપે જોઇ ચિત્ત ચાંપે, શકે કપોત સાંચો બાજ. ૧૮
એવી દશા જોઇ બોલિયા, પિતાશ્રી શું ત્યાંય;
હે પક્ષી ચિંતા કર પરી, તું રીઝ ઘણો મન માંય. ૧૯
હું મુખ માગ્યું તુને ભક્ષ આપું, તે તૃપ્ત થઇ તું ખાય;

---

૧૮ કપોત ઈ૦—જાણે બાજે કપોતને સાંચો હોયની શું !

બોલ્ય તૈયાર હું શું કરૂં, જે જોઇને તું હરખાય. ૨૦
આહાર આપું આજ હું, જે હોયે મન ઇચ્છાય;
ત્યારે પક્ષી બોલ્યો મુખથી, નરઆમિષે તૃપ્તિ થાય. ૨૧
તે સાંભળી ઋષિ બોલિયા, તું માન્ય મારો બોધ;
બાળ યુવા ગઇ મૂઢ તારી, નરઆમિષકેરે શોધ. ૨૨
આ વૃદ્ધ વયને એ નવ છાજે, સ્વેચ્છાકેરા ભોગ;
સર્વ પ્રાણીની શાંત ઇંદ્રિય, વય જાતાં જાગે જોગ. ૨૩
તો તું વૃદ્ધ વયે કયમ દુર્મતિ, ઇચ્છે મનુષ્યનું માંસ;
અલ્યા વય થયે સુધર્યો નહિ, રહ્યો પોલો ઢંઢ શું વાંસ. ૨૪
ક્યાં નરઆમિષ ક્યાં વય છેલ્લું, કરચ તેનો તુ વિચાર,
પ્રાણ ને પ્રકૃતિ સાથે જાયે, તે રૂપ મેં લહ્યું આ વાર. ૨૫
અરે પણ હું કેમ બોધુ , આ દુષ્ટને નિરધાર·
વળી દુષ્ટ એવું કે'વું ન મારે, જો મેં મુખ કર્યો ઉચ્ચાર ૨૬
મેં મુખે કહ્યું તે આપવુ, વળી થયો અતિથિ એહ;
એનું લાગ્યુ એ ભોગવે, મારે મારૂં કરવું જેહ. ૨૭
માગ્યું આપવું માહરે, એવો કર્યો દૃઢ અભ્યાસ;
તો નરમાંસ એને આપવું, મારે પૂરવી એની આશ. ૨૮
પછે બોલાવ્યા સુત ચારને, કે ગયા મુનિ અમો પાસ;
પિતૃભક્તિ પૂર્ણ મનમાં, કર જોડી ઉભા જ્યમ દાસ. ૨૯
એવી ભક્તિ જોઇ અમારી, પિતા થયા પ્રસન્ન;
ગુણગણ અતિ ગાઇ અમારા, પછે બોલ્યા કુંઠિત મન. ૩૦
ક્ષોભ પામેલા મનવડે, પછે બોલ્યા વેણ કઠોર;
હે દ્વિજસત્તમ પુત્ર મારા, હુ ઝૂઝું તમારે જોર. ૩૧
મારી સાથે ઋણગ્રસ્ત છો, તમો બંધુ ચાર;

---

૨૧ નરઆમિષ—મનુષ્યનું માંસ. ૩૦ કુંઠિત—ક્ષોભ પામેલું.

જેમ પુત્ર છો તમે માહરા, તેમ તમને થયા સુત સાર. ૩૨
જો તમે માનો મને ગુરૂપિતા, (તો) કરો કપટવર્જિત કામ;
નિર્મળ મન કરી વેણ પાળો, થઇ દાનેશ્વરી ઉદ્દામ. ૩૩
એવું વચન સુણી જનકકેરૂં, અમે બોલ્યા સાથે ચાર;
જે કે'શો તે સર્વે કરીશું, નવ મુખે કહું નકાર. ૩૪
તમે કહ્યું તે કર્યું જાણો, સંશય નહિ તલભાર;
ત્યારે પિતા મુખ બોલિયા, સુણો સુત તમે ચાર. ૩૫
આ પક્ષી આવ્યો શરણ મારે, ક્ષુધાતૃષાએ દીન;
મુજ તનુજતનના માંસથી, એ થાય પળમાં પીન. ૩૬
તમારા માંસે ક્ષુધા મટશે, રૂધિરે તૃષા આજ;
ક્ષણભર તૃપ્તિ એને થાશે, સહુ મળી કરો એ કાજ. ૩૭
તૈયાર થઇ એની પાસ જાઓ, જેથી થાયે એને સુખ;
(એ) વચન સુણી મુનિ ભય પામ્યા, પ્રકટ્યું ચારને દુઃખ. ૩૮
એકીવારે અમે બોલિયા, સાથેલાગા ચાર;
આ દુઃખદાયક જે કાર્ય સોંપ્યું, (તે) થાય અમથી ન લગાર. ૩૯
શું અન્યકેરી તૃપ્તિ અર્થે, ખુએ પોતાનો જીવ;
વળી તે પણ એક ક્ષણની કહો, મુખ શું વદો અણશિવ. ૪૦
કોઇ ડાહ્યો એમ કરવા, કરે મુખ ઉચ્ચાર ?
તેમ કોઇ નવ કરે જાતે, જાણી આચારવિચાર. ૪૧
જેવો દેહ છે આપનો, તેવો સુતનો સાર;
પુત્રકેરા ધર્મ શા છે, તે સુણો આ વાર. ૪૨
પિતૃદેવમનુષ્યકેરાં, હોય જે જે ઋણ;

---

૩૨ ઋણગ્રસ્ત—દેવામાં ડૂબેલા. ૩૩ ઉદ્દામ—શ્રેષ્ઠ. ૩૬ પીન—પુષ્ટ.
૪૦ અણશિવ—અમંગળ.

તેહ પુત્રે પાળવાં, આવું વેણ માને કુણ? ૪૩
તે પ્રમાણે તે આચરે, નવ કરે આવું કામ;
આ દેહ ધર્યો નથી પક્ષી અર્થે, એવી કૂડી મૂકો મન મામ. ૪૪
વળી પૂર્વે કોઇએ કર્યું નથી, ન કરે હમણાં કોય;
માટે અમે માનું નહિ, રહે જીવ તો ભદ્રજ હોય. ૪૫
જો રહું જીવતા દેહથી, તો કરૂં પુણ્ય પવિત્ર;
કલ્યાણકારી કૃત્ય કરશું, ગાશું ગોવિંદચરિત્ર. ૪૬
કલ્યાણ થાશે દોષ જાશે, મુઆ પૂઠે શું થાય;
દેહ ગયે સર્વત્ર જાતું, ધર્મ કર્મ વહી જાય. ૪૭
એ અર્થે જ્ઞાની કહે, સર્વ જતું કરવું જાણ;
પણ દેહકેરૂં રક્ષણ કરવું, અમે માની સાચી તે વાણ. ૪૮
કંઇ થાય એવું કાર્ય સોંપો, તો કરવા ઉભા પાસ;
હસ્ત જોડી શીર્ષ નામી, વદિયે ચારે દાસ. ૪૯
વચન સુણતાં મુનિ અમારાં, થયા ક્રોધે લાલ;
જાજ્વલ્યમાન જમદગ્નિ શા, થઈ વધ્યા તતકાળ. ૫૦
હે પુત્રો પ્રતિજ્ઞા મેં કરી, તે નવ સંપાદો કોય;
છે ધિક્કાર એવા પુત્રને, જે જીવતર કાજે રોય. ૫૧
તિર્યકકેરૂં મન ન મનવ્યું, થાવ તિર્યક બાળ;
વચન ભ્રષ્ઠ વળી થયા. થઇ પક્ષી થાઓ ન્યાલ. ૫૨
બોલ્યું અબોલ્યું જે કરે, થાય તેના ( તો ) આ હાલ;
તે પક્ષી થઇ ભમતા ફરે, વેઠે વૈશાખકેરી ઝાળ. ૫૩

## વલણ.

વૈશાખકેરી ઝાળ વેઠે, કે નરકમાં જાય રે;
જન પ્રેમાનંદ દાખવે, જેને થવું તે પાપી થાય રે. ૫૪

---

૪૫ ભદ્ર—કલ્યાણ. ૫૩ વૈશાખકેરી—( અતિ ગરમ હોવાથી ).

## કડવું ૧૧ મું.

### રાગ જીતમાન.

એમ ભાખી ક્રોધ નિવારી, સજ થયા મુનિદેવ જી;
શાસ્ત્રવિધિપુરસ્સર કીધી, પ્રભુતણી તો સેવ જી. ૧
અંતકાળની ઇષ્ટિ કીધી, વળી ઔર્ધ્વદૈહિક કીધું જી;
સ્મરણ કરી સચ્ચિદાનંદનું, પછે દાન દેહનું દીધું જી. ૨
મુખે બોલ્યા પછે એવું, સુણય પક્ષીમાં શ્રેષ્ઠ જી;
પૂર્ણ વિશ્વાસે વપુ ખા મારૂં, ભલે પુત્રો થાતા નેષ્ઠ જી. ૩
આ દેહ મારો આજ મેં તો, તુને સમર્પ્યો જાણ જી;
દ્વિજ જાતિમાં સત્ય જે પાળે, તે જાણો ગુણવાન જી. ૪
છે બ્રાહ્મણનું બ્રાહ્મણપણું એ, સાચું કરવું વેણ જી;
સત્ય પાળે પુણ્ય મોટું, વળી થાયે સત્ય સુખદેણ જી. ૫
જે યજ્ઞયાગતપજોગ સાધે, મળે નહિ નિરવાણજી;
તે વેણ સત્યે મળે વે'લું, એવી વેદશાસ્ત્રે વાણ જી. ૬
તું ભક્ષ કરય ઉતાવળે, વા ધીમે ધીમે ખાય જી;
દેહ ધર્યાનું સાર્થક થયું છે, જે પોષાય તારી કાય જી. ૭
જોઇ દઢતા મુનિતણી, આશ્ચર્ય પામ્યો ઇંદ્ર જી;
વાર નહિ દેહ આપતાં, ન લહ્યો આવો મંદ્ર જી. ૮
પછે મુખથી પક્ષી બોલ્યો, સુણો મુનિદેવ જી;
સમાધિ ચઢાવી તમે દેહ ત્યાગો, તો ભક્ષું હું તતખેવ જી. ૯
જીવતો જીવ મેં નવ ખાવો, એવો ધર્યો છે નીમ જી;
પક્ષીજાતિ થયો તેમાં શું, મૂકું ન નીમની સીમ જી. ૧૦

---

૨ અંતકાળની ઇષ્ટિ—મરણ સમયે કરવાનો યજ્ઞ. ઔર્ધ્વદૈહિક—મરણ થયા પછીની ક્રિયા, ૩ વપુ—શરીર. ૮ મંદ્ર—ગંભીર.

મુનિવર કે' વારૂં વા'લા, મારે કરવું તેમ જી;
સમાધિ હું સાધી બેસું, કરચ તું તારૂં ક્ષેમ જી. ૧૧
પછે મુનિએ સમાધિ સાધી, તદા ગાભરો થયો સુરદેવ જી;
અધુના દેહ ત્યાગ કરે એ, જેણે સાધી સત્યની સેવ જી. ૧૨
વાર કરવાની ઘડી હોવાં નહિ, વાસવ સમજ્યો મન જી;
સ્વયરૂપે પ્રકાશિયો પ્રભુ, ઢંઢોળ્યું તાપસ તન જી. ૧૩
હે દ્વિજસત્તમ જાગો જાગો, સમજો મન હું કોણ જી;
પરીક્ષા જોવા હું આવ્યો, આશ્ચર્ય પામ્યો ઓણ જી. ૧૪
હે દેવમૂર્ત્તિ નિષ્પાપ મુનિવર, સત્યવ્રત જાણવા આવ્યો જી;
એ અપરાધ મારો ક્ષમા કરો, સંતોષ અતિ ઉપજાવ્યો જી. ૧૫
માગો મનમાં જેહ ઇચ્છો, વા આપું હું શું મૂઢ જી;
સત્ય પાળી સર્વ સાહ્યું, વશ કર્યા ગરૂડારૂઢ જી. ૧૬
સ્વયનું સત્ય વાક્ય પાળ્યે, પ્રીતિ વાધી મારી જી;
આજથકી ઇંદ્ર જેવા જ્ઞાની, થાશો સત્યાચારી જી. ૧૭
તપ માંહે વિઘ્ન ન આવે, એવો આશિર્વાદ જી;
ધન્ય ધન્ય કહી વાસવ વળિયો, સુરે કર્યો શુભ સાદ જી. ૧૮
ત્યાર પછે અમો ચારે બંધુ, સન્મન્યા સરખા જાતા જી;
મસ્તક મૂકી પાદમાં, ચરણકમળ મુનિ સા'તા જી. ૧૯
ક્રોધી પિતાને પ્રણામ કરી, આ પ્રમાણે કે'તા જી;
હે પિતા ભય લાગ્યો મરણનો, વશી નહિ સુખશાતા જી. ૨૦
જીવવું વા'લું અમને લાગ્યું, પરંતુ થાવ કૃપાળ જી;
ક્ષમા કરો ક્ષમાધર પોતે, દયા કરો દયાળ જી. ૨૧

---

૧૮ સુરે ઈ૦—દેવોએ ધન્યવાદ આપ્યો. ૧૯ મુનિ—મુનિનું.

રૂધિરરશીથી પૂર્ણ ભરેલો, ત્વચાઅસ્થિ માંસનો દેહ જી;
તેમાં પ્રીતિ પંડિત ન કરતા, તે જાણ્યું નિઃસંદેહ જી. ૨૨
એમ છતાં પ્રીતિ વાધી મનમાં, કામ ક્રોધે ભૂલાવ્યા જી;
સર્વ અજ્ઞાની એમ ભૂલે છે, તો અમો કુણ કા'વ્યા જી. ૨૩
આ દેહરૂપી નગર છે મોટું, પ્રજ્ઞા તેનો કોટ જી;
અસ્થિ સ્તંભ બૃહત્ છે તેના, દઢ ત્વચા ભીંતની ચોટ જી. ૨૪
તે ભીંતને આમિષના લોચા, મારી મજબૂત કીધી જી;
રૂધિરવડે લીંપી તે લીધી, મૂર્ખે જાણી મહાસિદ્ધિ જી. ૨૫
દરવાજા નવ તેને મોટા, ચોપાસ સ્નાયુ વીંટાયા જી;
રક્ષાણ કરતા રહ્યા ઉભા તે, મૂર્ખે જાણી માયા જી. ૨૬
એ નગરનો રાજા જાણો, ચૈતન્યવાળો જીવ જી;
તે રાજ્યકર્ત્તાના પ્રધાન પ્રૌઢા, મનમતિ મહાશિવ જી. ૨૭
તે બે માંહે વિરોધ છે મોટો, છે એકમેકના શત્રુ જી;
પરસ્પરની ઉત્પત્તિને કાપે, થાયે ન કોઇ ભીત્રુ જી. ૨૮
બુદ્ધિનું બળ વાધે જ્યારે, ત્યારે મન સંકલ્પ મૂકે જી;
મનની વૃદ્ધિ જ્યારે થાયે, ત્યારે મતિ આડંબર ચૂકે જી. ૨૯

---

૨૩ તો ઇ૦— તો અમે તે શી ગણતીમાં ? ૨૪ પ્રજ્ઞા—જ્ઞાન. બૃહત્–મોટા. ૨૫ આમિષ—માંસ. ૨૭ મહાશિવ—મોટા કલ્યાણકારી.

૨૮ શત્રુ ઈ૦—બુદ્ધિ મનના સંકલ્પોમાંથી ઘણાકને તોડી પાડીને કર્ત્તવ્યાકર્તવ્યનો વિવેક કરી કર્ત્તવ્ય માત્રનું ગ્રહણ કરે છેઃ મન બુદ્ધિએ નિશ્ચય કરેલા અર્થનો નાશ કરી પોતાના તરંગ પ્રમાણે જીવને અકાર્યમાં પણ પ્રેરે છે. એવી રીતે વિરોધી હોવાથી શત્રુ કહ્યા છે. પરસ્પરની ઈ૦—જ્યાં મનનો સંકલ્પ વિકલ્પ ચાલતો હોય ત્યાં નિશ્ચયાત્મક બુદ્ધિ હોતી નથી અને નિશ્ચયાત્મક બુદ્ધિ થવા પછી મનના સંકલ્પવિકલ્પનો અંત આવે છે. એવી રીતે પરસ્પરની ઉત્પત્તિને કાપે છે. ભીત્રુ—ભયવાળા. ૨૯ પરસ્પરની ઉત્પત્તિ કેમ અટકાવે છે તે કહેછે. બુદ્ધિ ઇ૦—સ્પષ્ટ છે.

એ દેહનગરના રાયને હણવા, કેવા અરિ ઉદ્યોગી જી;
પિતાશ્રી ! તે ચાર છે મોઢા, નથી રોગી છે નીરોગી જી. ૩૦
કામ નામ છે પે'લા કેરૂં, બીજાનું નામ છે ક્રોધ જી;
લોભ ત્રીજો લક્ષણ વિસરાવે, મોહ મૂકાવે બોધ જી. ૩૧
જ્યારે એ ચારથી ભય પામીને, નૃપ નગરદ્વારને વાસે જી;
ત્યારે તેનું બળ અસ્થિર થાતું, નિર્ભય સરખો ભાસે જી. ૩૨
પ્રાણીની પ્રીતિ વળતી થાયે, કામાદિક અરિ હારે જી;
દ્વાર ઉઘાડાં મૂકે જ્યારે, ત્યારે પાછા તે મારે જી. ૩૩
નેત્રદ્વાર ઉઘડેલું જોઇ, કામ કરે સંચાર જી;
તે અરિ વ્યાપિ જાયે ઝડપમાં, પળ વિપળ થાયે ન વાર જી. ૩૪
પંચદ્વાર મોઢાં તે નિરખી, ગમે ત્યાંથી પેસે જી;
કામ ગયો કે ત્રણ જાય પૂઠે, દેહમાં સુખે બેસે જી. ૩૫
એ રીતે ઇંદ્રિયદ્વારે કરીને, દેહનગરમાં જાય જી;
પછે ક્રોધ લોભ મોહ સાથે મેળવી, કામ મન પ્રધાનને સા'ય જી. ૩૬
એટલું કર્યા પૂઠે કરે કબજે જે, ઇંદ્રી મનને એવ જી;
અપરાજિત મહાબલિષ્ટ થાયે, મતિની મૂકાવે સેવ જી. ૩૭
એમ નગરદ્વાર રૂંધી સઘળાં, પ્રજ્ઞાપ્રાકાર તોડે જી;

---

૩૦ ચાર—અરિ. ચાર અરિનાં નામ કહે છે. કામ ઇ૦—સ્પષ્ટ છે. ભગવત્ ગીતામાં પણ કહેછે કે, " कामएषक्रोधएषरजोगुणसमुद्भवः। महाशनोमहापाप्मा विद्धयेनामिहवैरिणं इ०"—"રજો ગુણથી ઉત્પન્ન થયેલો માનસિક વિકાર એજ કામ છે અને એજ ક્રોધ છે. એ વિકાર કદી તૃપ્ત ન થાય એવો અને મોટો પાપ રૂપ છે તેને તું આ દેહમાં શત્રુ રૂપે જાણ."

૩૨ નગરદ્વાર— ઇંદ્રિયોરૂપી દેહનાં બારાં. ૩૫ પંચદ્વાર —પાંચ ઇંદ્રિયોરૂપી.

મન પ્રધાન આશ્રિત કામનો લહી, બુદ્ધિ નાશી કર જોડે જી. ૩૮
એ રીતે મનમતિમંત્રીરહિત જીવ, રાજા છતે થાય નોખો જી;
પ્રજા પણ રાયની નવ થાતી, એટલે લાગે ધોખો જી. ૩૯
પ્રધાન રહિત પ્રજાએ તજેલો, શત્રુ રહ્યા જોતા છિદ્ર જી;
એ રાજા જીવ્યો મુઆ શો, કે નાશ પામ્યો જોઇ દારિદ્ર જી. ૪૦
પછે જ્ઞાનનાશક પ્રવર્ત્તે દુરાત્મા, કામ ક્રોધ લોભ મોહ જી;
કામે ક્રોધની ઉત્પત્તિ થાયે, ક્રોધે લોભનો વાધે વોહ જી. ૪૧
લોભથકી મોહ પ્રકટે પૂરો, મોહ સ્મૃતિભ્રંશ કરાવે જી;
સ્મૃતિભ્રંશથી બુદ્ધિનો લય, બુદ્ધિલયથી સર્વ હરાવે જી. ૪૨
એ રીતે મુનિસત્તમ થાતો, નાશ પોતાનો જાણો જી;
તેવી ગતિ તમ પુત્રકેરી થઇ, વખોડો કે વખાણો જી. ૪૩
કામ લોભને માર્ગે અનુસરી, જીવિતની લાલસા રાખી જી;
હવે કૃપા ઋષિ કરીને ઉગારો, શાપઅનુગ્રહ ભાખી જી. ૪૪
તામસી ગતિ નવ પામું તાપસ, એટલું વિનવી માગું જી;
ત્યારે ઋષિ કે' સાંભળો પુત્રો, હું વચન મારૂં ન ત્યાગું જી. ૪૫
હું અસત્ય કોઇ વાર ન બોલ્યો, ભાખ્યું વચન મિથ્યા ન થાય જી;
દૈવ બલિષ્ટ માનું આ સ્થાનક, જેણે ક્રોધી કરી મારી કાય જી. ૪૬
જેવડે કાંઇ કરી શકાય ન, એવું નિરર્થક પુરૂષપરાક્રમ જી;
ધિક ધિક એને હું ધારૂં, જે શાપનો સાચો અનુક્રમ જી. ૪૭
હે પુત્રો તમે નમસ્કાર કરી, શમાવિયો ક્રોધ મારો જી;

---

૩૮ સકળાં—સઘળાં. પ્રજ્ઞાપ્રાકાર—જ્ઞાનરૂપી કોટ. ૪૧ દુરાત્મા—દુષ્ટ. વોહ—વહન—પ્રવાહ. ગીતામાં પણ કહેછે કે "संगात्संजायतेकामःकामात् क्रोधोभिजायते। क्रोधाद्भवतिसंमोहःसम्मोहात्स्मृतिविभ्रमःस्मृतिभ्रंशाद्बुद्धिनाशोबुद्धिनाशात्प्रणश्यति"—અર્થ સ્પષ્ટ છે. ૪૫ તામસી ગતિ—પશુ પક્ષી આદિકની જડત્વપ્રધાન ગતિ.

પ્રસન્ન થયો હું પૂર્ણપણે આજ, તો કે'શો શાપથકી ઉદ્ધારો જી. ૪૮
તેમ ન કાંઇ બને મારાથી, તદપિ કહું એક વેણ જી;
તિર્યગ્યોનિમાં જ્ઞાની થશો વર, તેણે સન્માર્ગ સૂઝે સુખદેણ જી. ૪૯
પાપ સંતાપ કલેશ શેષ રે' નહિ, એ સહુ મારી કૃપાએ થાશે જી;
થઇ સદેહરહિત પામો મા'સિદ્ધિ, દુ:ખ દરિદ્ર સહુ જાશે જી. ૫૦
હે શમીકમુનિ પૂર્વે એવો, દૈવ બળે થયો શાપ જી;
પિતાશાપે તિર્યગ્યોનિ આવ્યા, જન્મ્યા રણે જપુ જાપ જી. ૫૧
ત્યાં રક્ષક તમો દક્ષ થયા મુનિ, કરી પક્ષ અમારી પૂરી જી:
એ રીતે અમો પક્ષી થયા છું, યાતના રહી ન અધૂરી જી. ૫૨
સંસારસાગરમાં નહિ કોઇ, જેને દૈવના ખડકો મૂકે જી;
દૈવના ચેષ્ટા જેષ્ઠા શ્રેષ્ઠા ને, આધીન કરાવતાં નવ ચૂકે જી. ૫૩
માર્કંડેય કહે જૈમિનિ સુણીએ, એવાં સુણી પક્ષીનાં વચન જી;
ઐશ્વર્યવાન ભગવાન્ મહામુનિ, શમીક રીઝયા મન જી. ૫૪
પછે નિકટ બેઠેલા દ્વિજને કે'તા, સાંભળીએ સહુ કોય જી;
મેં પ્રથમથી ભવિષ્ય ભાખ્યું, આ પક્ષી પક્ષીસત્તમ હોય જી. ૫૫
મહાભારતનું યુદ્ધ અપરિમિત, તેમાંથી જીવ્યા એહ જી;
આજ અસાધારણ પક્ષી જાણ્યા, તેથી થયા નિ:સંદેહ જી. ૫૬
પછે તે પક્ષીઓ આજ્ઞા માગી, ગયા વિંધ્યાચળ માંય જી;
તે શ્રેષ્ઠ પર્વત વૃક્ષ વેલીએ વીંટયો, અલિગણ ગુંજે જ્યાંય જી. ૫૭
તે વેદાધ્યયનાસક્ત તપસ્વી, સમાધિનિશ્ચયવાળા જી;
ધર્મના રૂપ શા વાસ વસે ત્યાં, જેના તપની પ્રૌઢી જ્વાળા જી. ૫૮

---

૪૯ તિર્યગ્યોનિ—પશુપક્ષ્યાદિકની ગતિ. ૫૧ રણે-સંગ્રામભૂમિમાં. ૫૨ યાતના—પૂર્વે કરેલા કર્મનો ભોગ. ૫૩ ખડકો—સમુદ્રમાંના ડુંગરા. ૫૫ પક્ષીસત્તમ-પક્ષીઓમાં સહુથી શ્રેષ્ઠ. ૫૭ અલિગણ-ભમરાના સમૂહ. ૫૮ વેદાધ્યયનાસક્ત— વેદના અધ્યયનમાં પ્રીતિવાળા.

મનસંયમ જે પૂરો પાળે, પિતાશાપથી પક્ષી થયેલા જી;
શમીકમુનિથી સતકાર પામી, જે વિંધ્યાચળમાં ગયેલા જી. ૫૯
તે અદ્યાપિ શ્રેષ્ઠ પર્વતમાં, વાસ કરીને વસિયા જી;
(જે) ગહન પર્વત પવિત્ર જળે પૂરણ, તેને પૃષ્ઠે રસમાં રસિયા જી. ૬૦
ઇતિશ્રી માર્કંડેય પુરાણે, વિંધ્યપ્રાપ્તૌ તૃતીયો અધ્યાય જી;
પુરાણી જેવું ગદ્યમાં ભાખે, તેવું પ્રેમાનંદ પદ્ય ગાય જી. ૬૧
ક્યાં પુરાણી ને ક્યાં પ્રેમાનંદ, ક્યાં અર્ક ને ક્યાં ખદ્યોત જી;
ક્યાં દીપક ને ક્યાં મહાઅગ્નિ, ક્યાં પુરાણી દ્યોતઉદ્યોત જી. ૬૨

## વલણ.

પુરાણી દ્યોતઉદ્યોત મોટા, જેમાં પુરાણી સૂતસમા રે;
હું વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, તમા ધારૂં જોઇ ક્ષમા રે. ૬૩

---

૬૦ પૃષ્ઠે— પીઠ ( શિખર ) ઉપર. ૬૧ વિંધ્યપ્રાપ્તૌ— વિંધ્યાચળ પર્વત ઉપર પક્ષીઓ ગયા તે સંબંધમાં તૃતીયો અધ્યાય—ત્રીજો અધ્યાય.

૬૨ પ્રેમાનંદ પુરાણીઓના અગ્નિ સરખા ક્રોધી સ્વભાવને વક્રોક્તિથી વર્ણે છે: ક્યાં અર્ક ઈ૦—સૂર્ય સરખા તેજસ્વી પુરાણી ક્યાં અને ખદ્યોત ( આગિયા ) જેવો હું પ્રેમાનંદ ક્યાં ? અર્થાત્ પુરાણીઓ તો સૂર્ય સરખા છે માટે તેમના સામું કોઈ જોઇ શકે નહિ, તેમ અગ્નિ સરખા છે માટે પાસે આવનારને બાળી પણ મૂકે. તાત્પર્ય કે મહાક્રોધી હોય છે. અને હું તો દીપક સરખો હોવાથી સર્વને પ્રકાશ આપું તથા સર્વના સહવાસમાં પણ રહુ એવો છુ. દ્યોત ઉદ્યોત—તેજનો પ્રકાશ.

૬૩ સૂતસમા—સૂત પુરાણી સરખા. ( વક્રોક્તિ ). અર્થાત્ સૂત ભાટ હતો માટે ભાટ જેવા. અથવા વર્ણસંકર. કેમકે બ્રાહ્મણીને વિષે ક્ષત્રિયથી થયેલા પુત્રને સૂત કહે છે. હુ ઇ૦—અને હું તો પ્રેમાનંદ નામનો વિપ્ર મિથ્યા છુ તથા તેમની મારા પ્રતિ ક્ષમા( કૃપા )જોઇને તેમની તમા ધારૂં છુ —આશ્રય ઇચ્છું છું ( વક્રોક્તિ ). અર્થાત્ જો તે પુરાણીઓ પોતાનો ક્રોધ છોડી

## કડવું ૧૨ મું.

## રાગ અંદોલ ગોડી.

માર્કંડેય કે' સુણ જૈમિનિ તુંય, મળો દ્રોણતનયને ભાખું હુંય;
દ્રોણના પક્ષીપુત્ર થયા જ્ઞાની, રહે વિંધ્યાચળમાં તે સુખ માની. ૧
તેની પાસે જાઓ તમો, તેને પૂછી સંશય નિર્ગમો;
સુણી જૈમિનિ મુનિવચન, વિંધ્યશિખરે જાવા કર્યું મન. ૨
ધર્મ પક્ષીનાં દર્શન કરવા, ગયા સંશય કિલ્મિષ હરવા;
ગયા પર્વત નિકટે જ્યારે, સુણ્યો અધ્યયનકેરો સ્વર ત્યારે. ૩
તે સુણી વિસ્મય પામ્યા મુનિદેવ, વિચારવા લાગ્યા તજી અહમેવ;
અક્ષરોચ્ચારણ સ્થાનક કંઠ, તાલ્વાદિ દોષમાં નહિ ઠંઠ. ૪
શ્વાસોચ્છ્વાસથી ધારા ન તૂટે, ભણતાં અટકતાં સ્વર નવ છૂટે;
અહો પક્ષીસત્તમ ભણે છે કેવું, (છે)દોષ રહિત ને સ્પષ્ટ જોવા જેવું. ૫
તિર્યગ્યોનિમાં પામ્યા છે જન્મ, તોપે ભારતી તજે ન અજન્મ;
એથી આશ્ચર્ય બીજું કિયું, ધન્ય ધન્ય બ્રાહ્મણત્વ બિંદુ. ૬

---

દે તોજ હું તેમની તમા ધારૂં; અન્યથા મારે તેમની દરકાર નથી. અથવા હું તો માત્ર ક્ષમા( પૃથ્વી )ને જોઇને તેની તમા રાખું છું; બીજા કોઇની દરકાર નથી. પ્રેમાનંદના વખતમાં પુરાણોને પ્રાકૃત ભાષામાં લખવાથી પોતાની રોજી જતી રહેશે એમ ધારીને પુરાણીઓ પ્રેમાનંદ વગેરેની ખોદણી કરતા હતા તે ઉપર આ કટાક્ષ છે. રત્નેશ્વર કવિને તો પુરાણીઓએ એટલું વીતાડયું હતું કે પોતાના પ્રાણ પુરાણીઓથી બચાવવાને તેને કર્ણાટકમાં નાશી જવાની જરૂર પડી હતી.

૧ દ્રોણતનયને–દ્રોણના પુત્રોને–ચાર પક્ષીઓને. ૨ નિર્ગમો–અર્થાત્ તજો. ૪ ઠંઠ–અક્કડ–અર્થાત્ તાલ્વાદિ સ્થાનના અક્ષરોનું ઉચ્ચારણ કરવા સંબંધી દોષમાં તેઓ ઠંઠ ( અક્કડ–અર્થાત્ આગ્રહી ) નહોતા. તાત્પર્ય કે નિર્દોષ ઉચ્ચાર કરનારા હતા. ૬ભારતી–વિદ્યા. અજન્મ–(ભારતીનું વિશેષણ)

ગૃહસ્થને બંધુ મિત્ર સગાં સહુ મૂકે, અતિ પ્રિય પણ સહવાસ ચૂકે;
પણ આને સરસ્વતી તજતી નથી, કરે વર્ણન એનું કોણ કથી. ૭
એમ વિચારતા પેઠા ભૂદેવ, પર્વતગુફામાં તજી અહમેવ;
પેઠા પછી દીઠા પક્ષીરાજ, બેઠા નગશિલાએ ગુણસમાજ. ૮
દોષ રહિત ભાષણ જોઇ તેનું, થયું છે શોકાકુલ મન જેનું;
બીજી મગથી થઇ હર્ષ વ્યાપ્તિ, થઇ ધન્ય ધન્ય પક્ષીકેરી પ્રાપ્તિ. ૯
પછે કેવા લાગ્યા સર્વને ત્યાંય, ભદ્ર ભદ્ર પક્ષી કેરી માંય;
તમારા દર્શન કારણ આવ્યો, વ્યાસશિષ્ય જૈમિનિ હું કાવ્યો. ૧૦
તેને જાણો પક્ષીસત્તમ, તમને ક્રોધી જનકે શાપ્યા અનુત્તમ !
તેથી પામ્યા પક્ષીકેરું રૂપ, એ સર્વ અમે જાણ્યું સદ્રૂપ ! ૧૧
પણ એ સર્વ છે દૈવની કૃતિ, ટાળો શોક નિર્મળ કરી મતિ;
હે પક્ષીપુરંદર પૂર્વે, એક શબરમુનિ નામ અપૂર્વે. ૧૨
તેમણે એક કુલીન મનસ્વીને જાણ, દ્રવ્ય નાશ થયે આપ્યાં પ્રમાણ;
ઉપદેશ કરી કર્યું મન શાંત, તે સુણાવું સુણો મહાંત. ૧૩

---

બીયું—બીહે છે ! અર્થાત્ આ પક્ષીના આગળ તો બ્રાહ્મણત્વ પણ બીહે છે માટે તેમને ધન્ય છે ! અથવા બીયું—બીજ.

૮ નગશિલા—પર્વતનો પાષાણ. ૯ શોકાકુલ—શોકથી વ્યાપ્ત (આવા વિદ્વાન્ બ્રાહ્મણોને પક્ષીનો દેહ મળ્યો માટે). ૧૦ ભદ્ર ભદ્ર !—હે ભદ્ર-હે કલ્યાણ રૂપ !

૧૧ ક્રોધી જનકે—તમારા ક્રોધી પિતાએ. અનુત્તમ–હે અનુત્તમ !–હે સર્વશ્રેષ્ઠ ! સદ્રૂપ !—હે સારા રૂપવાળા ! અથવા સત્ (બ્રહ્મ) રૂપ.

૧૨ પક્ષીઓનો શોક નાશ કરવા માટે જૈમિનિ દૃષ્ટાંત કહેછે. હે ઇ૦–૨૫-૯ છે. પક્ષીપુરંદર–પક્ષીઓમાં પુરંદર (ઇંદ્ર)જેવા ! અપૂર્વે-અર્થાત્ અપૂર્વ. જેના જેવો પૂર્વે કોઈ થયો નથી એવો. (શબરમુનિનું વિશેષણ). ૧૩ મનસ્વી—સ્વતંત્ર (હૃદયની ઉચ્ચતાવાળો).

જ્યારે થાય સ્વતપનો ક્ષય, ત્યારે વહી જાય નીતિ ને નય;
જે કો અન્યને આપે જાણ, તે માગે અન્યકને નિર્વાણ. ૧૪
જે મારે બીજાને માર, તે ખાય માર બીજાનો અપાર;
જે બીજા કોઇને પાડી નાખે, તેને બીજાં કોઇ પડયો! પડયો! ભાખે.૧૫
એવું વિપરીત લહ્યું અપાર, ચઢ ઉતરની છાંયડી સાર;
પ્રાપ્તિ અપ્રાપ્તિ પદાર્થનાશ, એવો વ્યાકુળ જોયો જગાભ્યાસ. ૧૬
એવો ઉપદેશ કથ્યો તે મુનિ, તમે થાવ શોકથી શાંત મા'ગુણી!
શોકહર્ષવડે કરીને ગ્લાનિ, નવ પામે તે મોટા જ્ઞાની. ૧૭
એવું સુણી ઉઠ્યા પક્ષી સર્વ, જેનો તજાયલો પૂર્વે ગર્વ;
પાદ્ય અર્ધ્યથી કર્યું પૂજન, પૂછ્યું કુશળ નમી પક્ષીજન. ૧૮
સુખી કરી બેસાડેલા જાણ, વિશ્રાંતિ પામેલા નિર્વાણ;
કરી પક્ષના વીંજણા જેહ, વા નાખી કરે શ્રમ દૂર તેહ. ૧૯
એવી ચાકરી કરી જવ પૂરી, (પછે) તપોનિધિ બોલ્યા મહાસુરી;
અહો દ્વિજરાજ પધાર્યા ભલે, જન્મ સફળ કીધો તપબળે. ૨૦
થયું જીવિતનું સાર્થક આજ, તેનું કારણ સુણો મહારાજ;
દેવલોકે અભિવંદિત બેય, પાદપદ્મ દીઠાં અમો તેય. ૨૧
પિતાકોપઅગ્નિ વસે દેહ જેહ, તમ દર્શનજળે શાંત થાય તેહ;
હે બ્રહ્મન્ છે સર્વે સુખી, પશુ પક્ષી વૃક્ષ વેલી મુખી. ૨૨

---

૧૪ નય—શત્રુને વશ કરવાની રાજનીતિ. તપનો ક્ષય થયે શું થાય છે તે કહેછે: જે ઇ૦—સ્પષ્ટ છે. નિર્વાણ—નક્કી. ૧૬ જગાભ્યાસ (જગદભ્યાસ)—જગતનો અભ્યાસ (અર્થાત્ વહિવટ). અથવા જગા ભાસ—જગત્ રૂપી આભાસ.

૧૭ ગ્લાનિ—મનની મંદતા. ૧૯ પક્ષના—પોતાની પાંખોના. ૨૧ દેવ ઇ૦—દેવલોકમાં પણ અભિવંદિત એવાં તમારાં બે પાદ (ચરણ) રૂપીપદ્મ (કમળ) અમોએ દીઠાં. ૨૨ ખબર અંતર પૂછેછે: હે બ્રહ્મન્ ઈ૦— સ્પષ્ટ છે. મુખી—આદિ, અર્થાત્ વૃક્ષ વેલી વગેરે સહુ કોઈ.

ત્વચા સાર છે જેનો જાણ, છે એવી તૃણજાતિ સુખી સુજાણ;
છે આશ્રમ માંહે સર્વને સુખ, અથવા હોયે ક્યાંથી દુઃખ. ૨૩
જેને સમાગમ નિરંતર સારો, તેને ક્યાંથી દુઃખનો વારો;
પક્ષી પૂરૂં કહી નવ શકું, આવડ્યું અણઆવડ્યું બકું. ૨૪
હવે વિનતિ કરૂં કર જોડી, દેહ થાય અમારી થોડી થોડી !
કેમ આ આશ્રમમાં શ્રમ લીધો, ધન્ય મુનિ જન્મ કૃતારથ કીધો. ૨૫
સુરસમાગમ જેવો સમાગમ, થયો અમ અભ્યુદય વર્ણું કયમ;
દયા કરી કહો મુનિદેવ, કિયા શ્રેષ્ઠ ભાગ્યે સાધી દર્શનસેવ. ૨૬
જૈમિનિ કે' સુણો પક્ષી શાર્દૂલ, મારા આવ્યાનું ભાખું મૂળ;
નર્મદાજળના બિંદુવડે, વિંધ્યગુફા સિંચાઇ ન જડે. ૨૭
તેમાં આવ્યો કિયે કારણ, તે સર્વ તારવી કહું તારણ;
સાંભળો તમે પક્ષીરાજ, થાય તો કરો મારૂં કાજ. ૨૮

## વલણ.

કાજ કરો સુખસાજ મારૂં, છો પાજ પૂર્ણાનંદ રે;
જન પ્રેમાનંદ કાંઇ ન જાણે, ભજે ગરૂડારૂઢ ગોવિંદ રે. ૨૯

---

૨૩ તૃણજાતિની ખબર પૂછે છેઃ ત્વચા ઇ૦—જેમના શરીરમાં ત્વચા ( છાલ્ય ) એજ સાર ( તત્વ ) રૂપ છે એવી તૃણજાતિ ( ઘાસ વગેરે જાતિ ) સુખી છે વારૂ ! ૨૪ પક્ષી—હું પક્ષી.

૨૫ દેહ ઇ૦—અર્થાત્ તમારી સેવા કરવાને અમારી દેહ પૂરતી નથી ! ૨૬ સુરસમાગમ—દેવનો મેળાપ. કિયા ઇ૦—અમારા કયા શ્રેષ્ઠ ભાગ્યવડે તમારા દર્શન રૂપી સેવા અમને સાધી ( પ્રાપ્ત થઇ ) ? અર્થાત્ આપે અમને દર્શન આપ્યું તેનું શું કારણ છે ? ૨૭ પક્ષીશાર્દૂલ–પક્ષીઓમાં વાઘ જેવા—ઉત્તમ પક્ષીઓ. ૨૯ પાજ—સેતુ. પૂર્ણાનંદ રૂપી સેતુ.

## કડવું ૧૩ મું.

## રાગ ધનાશ્રી.

મહાભારતમાં ઉપન્યા સંદેહ જી, ગયો પૂછવાને હું તેહ જી;
ભૃગુકુળધારણ મહાત્મા મુન્ય જી, માર્કંડેય નામે પૂર્ણ પુણ્ય જી. ૧
તેમને પૂછ્યા સંદેહ મારા જી, તેમણે નામ દીધાં તમારાં જી;
વિસ્તારી પ્રશ્નોત્તર સંદે' મટાડે જી, તેમને કહ્યે આવ્યા આ પા'ડે જી.૨
માટે મારા સાંભળિયે પ્રશ્ન જી, વ્યાખ્યાન કરી નિવારો તૃષ્ણ જી;
દ્વિજવર કહે સુણો જૈમિનિ જી, તમે તો મોટા છો મહામુનિ જી. ૩
અમને જ્ઞાત જેટલું હોશે જી, ગમે તે સંશય તમારા ખોશે જી;
જે અમારી મતિમાં સમજવા જેવું જી, ચાર વેદ ધર્મશાસ્ત્રને સેવું જી.૪
વેદને અનુસરતું ને વેદાંગ જી, ને સર્વમાં બુદ્ધિ પ્રવેશે સાંગ જી;
તથાપિ દ્વિજવર કહીએ મુખે જી, પ્રતિજ્ઞા કરી શકીએ ન સુખે જી. ૫
તોપણ ભારતમાં જે જે હોય સંદેહ જી, કે હોય કથા સંદિગ્ધ જેહ જી;
તે સુખે પૂછો ભૂસુર જી, યથામતિ ઉત્તર દેઉં પૂર જી. ૬
ન રહેવું કદાપિ સંદેહયુક્ત જી, થાય મોહ કહે સર્વ પુક્ત જી;
જૈમિનિ કે' મારા સંશય જેહ જી, સાંભળો દ્વિજવર કહું તેહ જી. ૭
તે સાંભળી નિર્મળ વિહંગમ જી, મુને સૂધી સમજાવો ગમ જી;
પ્રથમ પ્રશ્ન મારો છે એશ જી, સકળ કારણનું કારણ અખિલેશ જી. ૮

---

૧ ભૃગુકુળધારણ—ભૃગુ કુળને ધારણ કરનાર—તે કુળના શ્રેષ્ઠ પુરૂષ. ૨ વિસ્તારી—પ્રશ્નના ઉત્તર વિસ્તારીને. તેમને કહ્યે—તેમણે કહેવા ઉપરથી. ૪ જ્ઞાત—જાણેલું. ૬ સંદિગ્ધ—સંદેહવાળી. ભૂસુર—બ્રાહ્મણ.

૭ પુક્ત— પક્વ બુદ્ધિવાળા. સંદેહ યુક્ત રહેવાથી મોહ થાય છે એમ સર્વે પકવ બુદ્ધિવાળા કહે છે. દ્વિજવર—પક્ષિઓમાં શ્રેષ્ઠ. ૮ વિહંગમ–પક્ષી. એશ–એ. અખિલેશ—સહુના ઈશ્વર.

વિશ્વાધાર જનાર્દન વાસુદેવ જી, ગુણાદિ વિક્રિયા રહિત સ્વયમેવ જી;
કેમ માનવ થયા તે જાતે જી, બીજો સંદેહ છે એક વાતે જી. ૯
દ્રુપદરાયની પુત્રી દ્રૌપદી જી, જે વેણ અસત્ય મુખ ના વદી જી;
તેને પાંચ પતિ શામાટે જી, એ સંશય મન ઉચ્ચાટે જી. ૧૦
હલાયુધ બળદેવ દયાળ જી, શે લાગી બ્રહ્મહત્યા કૃપાળ જી;
તેનું નિવારણ તીર્થે કેમ જી, શેષ અજન્મા વિષે એ વે'મ જી. ૧૧
પરણ્યા વિના પાંડવના પુત્ર જી, જેમણે જાણ્યું નહિ શું ઘરસૂત્ર જી;
જેને માથે પાંડવ શા પિતા જી, તે કયમ મરણ પામ્યા શોભિતા જી. ૧૨
એ મહાસંદે' નિવારો ખગેશ જી, જઇ આશ્રમ વસું શુભ વેષ જી;
મારા ગુરૂએ સંશો નિવાર્યા જી, વીસરી ગયો વળી ચિત્તે ધાર્યા જી. ૧૩
તે આજ ભાખો તમે સર્વ જી, તો જાણું મળિયું ગુરૂરૂપ પર્વ જી;
પછે પક્ષી બોલ્યા મુખ વાણી જી, જય જગત્ગુરૂ શારંગપાણિ જી.૧૪
સ્થાવર જંગમકેરા ઇશ જી, પરમાત્મા જનાર્દન વશાવીશ જી;
પ્રાણી પ્રાણાધાર ગતિ મોટી જી, જેના આગળ મનીષા ખોટી જી. ૧૫
તેને નમસ્કાર હોજો અમારો જી, દેવેશ સમર્થ વિષ્ણુ ઉદ્ધારો જી;
ન થાતું મતિવડે માપ જેનું જી, રૂપ ત્રિકાળ વિકાર વિણ જેનું જી. ૧૬

---

૯ ગુણાદિ ઇ૦-સત્વ, રજસ્, તમસ્, એ ગુણોની વિક્રિયા (ફેરફાર)-થી રહિત. ૧૧ હલાયુધ-હળરૂપી આયુધવાળા. હત્યા ન લાગવાનું કારણ કહે છે: શેષ ઇ૦— કેમકે એ અજન્મા (જન્મ રહિત) શેષનો અવતાર છે, માટે તેમને હત્યા લાગે અને વળી તે તીર્થથી મૂકાય, એ વિષે વેહેમ છે.

૧૩ મહાસંદે'—મહાસંદેહ. ખગેશ—પક્ષીઓના સ્વામી. ૧૪ પ્રશ્નના ઉત્તર કરતાં પેહેલાં પક્ષીઓ મંગળાચરણ કરે છે: જય ઇ૦—૨૫૯ છે. ૧૫ મનીષા—બુદ્ધિ (અમારી). ૧૬ રૂપ ઇ૦—જેનું રૂપ ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળમાં પણ વિકાર વિનાનું છે.

એવા પ્રભુને નમસ્કાર અમારો જી, વાસુદેવ સંકર્ષણ પાર ઉતારો જી;
પ્રદ્યુમ્ન અનિરૂદ્ધ દેવ જી, ચતુર્વ્યૂહાત્મક કેરી સાધું સેવ જી. ૧૭
નિર્ગુણ છતાં ત્રિગુણ પૂર જી, યજ્ઞયાગમાં અખિલ શૂર જી;
સર્વ સૃષ્ટિ છે જેનાં અંગ જી, નિગમ ગુણ ગાઇ કહે અભંગ જી. ૧૮
જે સર્વોત્તમ ને સર્વધામ જી, એવા પ્રભુને કરી પ્રણામ જી;
જેનાથી નહિ સૂક્ષ્મ કો વસ્ત જી, જેનાથી નહિ સ્થૂળ કો હસ્ત જી. ૧૯
જેનાથી જગત છે વ્યાપ્તમાન જી, એવા આદિ પુરૂષ મહાન જી;
અજન્મા વિશ્વંભર નામી જી, કરી પ્રણામ નમીએ ગુણગ્રામી જી. ૨૦
પ્રકટ થવાની છે જેને સત્તા જી, અંતર્ધાન થાયે મહાદત્તા જી;
એ સર્વ સત્તાથી દષ્ટાદષ્ટ જી, વિલક્ષણ પદાર્થથી આ જગત જી. ૨૧
એ ઉત્પત્તિમાં પાળ્યું એણે જી, સંહાર સમયે સંહાર્યું જેણે જી;
એ વિશ્વનિયંતાને કરીએ પ્રણામ જી,ગાઇએ અહાર્નિશ ગુણગ્રામજી.૨૨
જે સ્વમુખે કરે વેદોચ્ચાર જી, ઋગ્ યજુર સામનો નહિ પાર જી;
એ વેદત્રયીનો કરી ઉચ્ચાર જી, સર્વ જગ પવિત્ર કરે નિરધાર જી. ૨૩
એવા આદિદેવ બ્રહ્માને આજ જી, યોગધારણ નમીએ મા'રાજ જી;

---

૧૭ ચતુર્વ્યૂહ વર્ણું છેઃ વાસુદેવ ઇ૦—વાસુદેવ, સંકર્ષણ ( શેષ—બળરામ ). પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ, એવાં ચાર રૂપવાળા ચતુર્વ્યૂહાત્મક દેવની હું સેવા સાધું છું. ૨૦ નામી—પ્રખ્યાત. ગુણગ્રામી— ગુણના સમૂહવાળા.

૨૧ મહાદત્તા—મહાન્ દત્ત અથવા મહાપદને આપનાર. એ ઇ૦—એ સર્વ સત્તાવાળા છે માટે દૃષ્ટ ( જોવામાં આવે એવા ) અને અદૃષ્ટ ( ન જોવામાં આવે એવા ) વિલક્ષણ પદાર્થોથી આ જગતને સરજે છે ( અધ્યાહાર ).

૨૨ એ ઇ૦—એવી રીતે જગતની ઉત્પત્તિમાં પણ એજ છે, પાળવામાં પણ એજ છે અને સંહાર સમયે સંહારવામાં પણ એજ છે. વિશ્વનિયંતા—જગતને નિયમમાં રાખનાર. ૨૩ વેદત્રયી—ઋગ્, યજુર, સામ, એ ત્રણ વેદ.

ત્રિપુરહનકેરા એક બાણે જી, અસુરગણ પરાજય પામ્યો માને જી. ૨૪
જેનો યજ્ઞ સાધે મુનિ કોઇ જી, તેના નાશની ના ધારો સોઇ જી;
એવા મહાદેવને નમી સાંગ જી, ભાવે કરીએ શિરસાષ્ટાંગ જી. ૨૫
એવા ત્રિગુણાત્મકને નમી આજ જી, ભારતાપદેશતણું જોઉં રાજ જી;
જેમાં સર્વ ધર્મ પ્રકટ કર્યા વ્યાસે જી, આશ્ચર્યકારી કર્મ ઉજાસે જી. ૨૬
કરીએ વ્યાસને નમસ્કાર જી, તેનો અભિપ્રાય કહીએ આ વાર જી;
તત્વવેત્તા મુનિવર સર્વે જી, નારા અર્થ જળ કરે ધર્વ જી. ૨૭
તે નારા પૂર્વકાળનું છે અયન જી, માટે પરમાત્માને કે' નારાયણ જી;
જૈમિનિ તે નિર્ગુણ સગુણ જી, ચતુર્વ્યૂહમૂર્ત્તિ વ્યાપ્યા અણઊણ જી. ૨૮
તેની એક મૂર્ત્તિ ન વર્ણાય કોથી જી, ન જડે ખોળે પાનાં પોથી જી;
વેષ્ટિત તેજની જ્વાળાવડે જી, જ્ઞાનીને શુક્લવર્ણી તે જડે જી. ૨૯

---

૨૪ યોગધારણ ઇ૦—યોગના ધારણ કરનાર છે. ત્રિપુરહન–ત્રિપુરાસુરનાં ત્રણ નગરના નાશ કરનાર–શિવ. ૨૫ સાંગ—પાર્વતી, ગજાનન, નંદી, ગણ આદિક અંગો સહિત મહાદેવને.

૨૬ ભારતાપદેશ—ભારતના નિમિત્તનું. અર્થાત્ વ્યાસ મહાત્માએ ભારતના નિમિત્તે જેમાં સર્વ ધર્મ પ્રકટ કર્યા છે, એવું ભારત રૂપી રાજ્ય હું જોઉં. ઉજાસે–પ્રકાશે.

૨૭ નારાયણ નામની વ્યુત્પત્તિ કરે છે: તત્વવેત્તા ઇ૦—સર્વે તત્વવેત્તા મુનિવરો 'નારા' શબ્દનો અર્થ 'જળ' કરીને ધર્વ (તૃપ્તિ) પામે છે. તે નારા (જળ) જેનું પૂર્વકાળનું (અનાદિકાળનું) અયન (સ્થાન) છે તે 'નારાયણ' કહેવાય છે.

૨૮ નારાયણનું રૂપ કહે છે: જૈમિનિ ઇ૦—હે જૈમિનિ! તે નારાયણ નિર્ગુણ છે અને સગુણ પણ છે. સગુણ ક્યાં છે? તેનો ખુલાસો કરે છે: ચતુર્વ્યૂહ ઇ૦—વાસુદેવાદિ ચતુર્વ્યૂહ મૂર્ત્તિએ કરીને અણઊણ (ન્યૂનતા વિના) તે સર્વત્ર વ્યાપ્યા છે. ૨૯ વેષ્ટિત—વીંટાયલી. શુક્લવર્ણી—ધોળા રંગની.

એ યોગાભ્યાસીની મૂર્ત્તિ છે દૂર જી, તેમ છે સમીપમાં ઉરાઉર જી;
તે છે નિર્ગુણ ને અવિકારી જી, એ નિર્મમત્વપણે પેખો મુરારિ જી. ૩૦
ચતુર્વ્યૂહમાં એ વાસુદેવ જી, જેને રૂપ વર્ણ કે નહિ કંઇ ભેવ જી;
જે ભાવ કલ્પના માંહે આવે જી, તે તેમાં ન લવલેશ કા'વે જી. ૩૧
તે સદૈવ શુદ્ધ ને એક સ્થિતાળી જી, તે એક રૂપવાળી મુનિ ભાળી જી;
જે સર્વ જગતી ધરે શિર ઉપર જી, જે રહે પાતાળમાં કરી ઘર જી. ૩૨
જેને શેષ કહે સહુ વેષ જી, તે બીજી, મૂર્તિ ન સંશે લેશ જી;
તે તિર્યગ્યોનિ પામી છે તેણે જી, તામસી મૂર્ત્તિ નામ પડ્યું જેણે જી. ૩૩
સંકર્ષણ વળી નામ છે તેનું જી, યોગી મુનિ ધ્યાન ધર્યા કરે જેનું જી;
પ્રજા પાલનાર્થે જે તત્પર જી, સત્વ ગુણાળી જે છે સત્વર જી. ૩૪
ધર્મ સ્થાપવા કરે જે યત્ન જી, તે ત્રીજી મૂર્ત્તિ માનો શ્રેષ્ઠ રત્ન જી;
ચોથી મૂર્ત્તિ તે શેષ પર સૂતી જી, અનિરૂદ્ધ નામ પ્રકાશી હુતી જી. ૩૫
એ મૂર્ત્તિ છે રજો ગુણાળી જી, નિરંતર સૃષ્ટિ ઉપજાવતાં જે ભાળી જી;
પ્રજા પાલનમાં ઉદ્યુક્ત જેહ જી, મૂર્ત્તિ સુણો નિઃસંદેહ જી. ૩૬
તે પૃથ્વીપર કરે ધર્મ રચના જી, કાપે અધર્મીની જઇ રસના જી;
કરે સુર સત્પુરૂષનું રક્ષણ જી, કરે અસુર અસત્પુરૂષનું ભક્ષણ જી. ૩૭

---

૩૦ ઉરાઉર—પ્રત્યેક પ્રાણીના હૃદયમાં ( જીવરૂપે ). ૩૧ ભેવ—વેષ—રૂપ. પરમાત્માના સંકર્ષણ રૂપને વર્ણતાં તેના નિર્વિકલ્પ સ્વરૂપને વર્ણે છે: જે ઇ૦—જે ભાવ (પદાર્થ) કલ્પનામાં છે તે તેમાં ( પરમાત્મામાં ) લવલેશ પણ નથી. ૩૨ એક સ્થિતાળી—સદૈવ એક સરખી સ્થિતિવાળી ( મૂર્ત્તિ ). જગતી—પૃથ્વી.

૩૩ ઉપસંહાર કરે છે: જે ઇ૦—સ્પષ્ટ છે. વેષ—બ્રહ્મચર્યાદિ આશ્રમવાળા. તિર્યગ્યોનિ—( સર્પનું રૂપ ધારણ કર્યું છે માટે ). તામસી—તમો ગુણમય. ૩૫ અનિરૂદ્ધ—કોઇથી અટકાવી શકાય નહિ એવા ગુણવાળી ભગવાનની મૂર્ત્તિ. ૩૬ ઉદ્યુક્ત—ઉદ્યોગી—તત્પર.

જ્યારે જ્યારે ધર્મ થાય નષ્ટ જી, ત્યારે પ્રકટે પૃથ્વીને પૃષ્ઠ જી;
પૂર્વે શંખાસુર નાઠો લઇ વેદ જી, બ્રહ્માને કરિયા નિર્વેદ જી. ૩૮
જળમાં જઇ વસિયો પોતે જી, હરિ મત્સ્ય રૂપ પ્રકટ્યું ત્યાં જોતે જી;
શંખ નામે મારી અસુર જી, વિધિને વેદ સોંપ્યા મહાપુર જી. ૩૯
મહાભારે પીડિત પૃથ્વી જેહ જી, ગઇ સાતમે પાતાળે તેહ જી;
કૂર્મ રૂપ લેઇ ધાયા દેવજી, તિલપુર ગણી ઉંચલી તતખેવ જી. ૪૦
વરાહ રૂપે ડૂબેલી કાઢી જી, નાકે જળ સોષી જગતી ઉદ્ધારી જી;
એક દાઢે વસુંધરા ખોદી જી, અદલ રાખી તોળે જેમ મોદી જી. ૪૧
મોટાં વસ્તુ લાંબી કેશવાળી જી, વાળના ગુચ્છા શું તપસીની દાઢી જી;
મોટી દાઢ ને મોટું ઉદર જી, એવો વેષ લહ્યો ન પૃથ્વી ઉપર જી. ૪૨
ભીમ નૃસિંહ રૂપ ધરી મોટું જી, હિરણ્યકશિપુનું કર્યું સર્વ ખોટું જી;
વિપ્રચિત્તિ આદિક માર્યા દાનવ જી, ઉગાર્યા સદ્ગતિ માનવ જી. ૪૩
વામનાદિક અવતાર અપાર જી, જૈમિનિ કે'તાં ન આવે તે પાર જી;
અપારનો પાર કોથી થાય જી? જેથી ઉત્સાહ ભાગી જાય જી. ૪૪
હમણાં હરિએ ધર્યો છે કૃષ્ણાવતાર જી, એ પ્રમાણે સમજો સાર જી;
હરિની સાત્વિકી મૂર્ત્તિ જેહ જી, નાના પ્રકારના રૂપ ધરે તેહ જી. ૪૫

---

૩૮ નિર્વેદ—વેદ રહિત અથવા ઉદાસીન. ૩૯ વિધિ—બ્રહ્મા. ૪૧ નાકે—નાકવડે (વરાહ રૂપ ધરીને). ઉદ્ધારી—બહાર કાઢી. પૃથ્વીને દાંત ઉપર કેમ તોળી રાખી તે દૃષ્ટાંતથી કહે છે: અદલ ઇ૦—જેમ મોદી ત્રાજવામાં તોળે છે તેમ પૃથ્વીને દાંતના અગ્ર ઉપર અદલ (એકકે બાજુએ નમ્યા વિના) રાખી. ૪૨ ચોથું નૃસિંહરૂપ વર્ણે છે: મોટાં ઇ૦— સ્પષ્ટ છે. ૪૩ ભીમ-ભયાનક.

૪૫ પ્રથમ પ્રશ્નનો ઉત્તર કરે છે: હરિની ઇ૦— સ્પષ્ટ છે. તાત્પર્ય આ છે: ભગવાનની ચતુર્વ્યૂહ મૂર્તિમાંથી વાસુદેવ એ નિર્ગુણ પરમાત્માનું નામ છે; સંકર્ષણ એ તમોગુણ મૂર્ત્તિનું નામ છે; અનિરૂદ્ધ એ રજોગુણ મૂર્ત્તિનું અને પ્રદ્યુમ્ન એ સત્વગુણ મૂર્ત્તિનું નામ છે. સત્વમૂર્ત્તિ એજ નાના પ્રકારના અવતાર ધરે છે.

તે ચતુર્વ્યૂહમાં નામે પ્રદ્યુમ્ન જી, જે પ્રજા રક્ષણ કરે ધરી તન જી;
એ મૂર્ત્તિ દેવ મનુષ્ય રૂપ ધારે જી, તિર્યક્ થાય ત્યારે તેવું વિચારે જી. ૪૬
એ રીતે વ્યાપક સમર્થ પરમેશ્વર જી, કૃતકૃત્ય છતાં થાય નરવર જી;
માનુષત્વ ગતિ કેમ પામે જી, તેનો ઉત્તર આવી ગયો આમે જી. ૪૭
હવે તમારા અન્ય પ્રશ્નનો ઉત્તર જી, સાંભળો જૈમિનિ જ્ઞાનીઘર જી;
આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત જી, આ પાસા વિપ્રકથે પ્રાકૃત જી. ૪૮
કવિ કે'શે કરે છે ગર્વ જી, નહિ ગર્વ એ પુરાણીધર્વ જી;
વ્યાસ મા'ત્માનું ધરી પડ્યા નામજી, નિંદક કોઇકે' એમનાં કામજી. ૪૯
નામ નારાયણ નહિ જળસ્થાન જી, તેવા નામને નમે મહાન જી;
ઇતિશ્રી માર્કંડેયપુરાણની માંહીજી, ચતુર્વ્યૂહાવતારે કથાકથી આંહીજી. ૫૦

## વલણ.

કથા કથી અહીં યથામતિએ, છું પુરાણીકેરો દાસ રે;
સંસ્કૃત પ્રાકૃત કાંઇ ન જાણું, એક કવિતા વશી ઉર વાસ રે. ૫૧

---

૪૭ ઉપસંહાર કરે છે: માનુષત્વ ઇ૦—એ ભગવાન કૃતકૃત્ય છતાં માનુષત્વ ગતિને કેમ પામે છે તેનો ઉત્તર આમે ( આવી રીતે ) આવી ગયો.
૪૮ જ્ઞાનીઘર—જ્ઞાનીઓના ઘર રૂપ.

૪૯ પુરાણીધર્વ—પુરાણીઓના મનની તૃપ્તી. અર્થાત્ પુરાણીઓને સંતોષ પમાડવાને આ પ્રાકૃત કર્યું છે. નિંદક ઇ૦—કોઇ નિંદક હોય તે એવા વ્યાસ મહાત્માનું નામ ધરી પડેલાનાં કામ કેવાં છે તે કહી શકે ! અર્થાત્ એમનાં કામ નિંદાપાત્ર છે પણ હું તે કહેતો નથી ! તેમની અયોગ્યતા બતાવે છે: નામ ઇ૦—તેઓ પોતાનું નામ તો 'વ્યાસ નારાયણ' એવું ધારણ કરે છે, પણ તેમના ઘરમાં જળસ્થાન પાણીઆરૂં સરખું તો છે નહિ. અથવા તેઓ જળમાં સ્થાન કરીને રહેનારા ખરેખરા નારાયણ નથી, તથાપિ મહાન્ પુરૂષો માત્ર વ્યાસ નારાયણના નામને જોઈને નમે છે. અર્થાત્ લોકો તેમને નમે એ તેમની મહત્તા નથી પણ વ્યાસ નારાયણના નામની મહત્તા છે.

## કડવું ૧૪ મું.

### રાગ કેદારો.

દ્વિજ કે' સુણ જેમિનિ રૂખી, બીજો પ્રશ્નોત્તર મમ મુખી;
થાશો જેથી સુખી તમે ઘણા રે. ૧

### ઢાળ.

ઘણા સુખી થાશો એમ વદી, કહે કથા રસાળ;
પૂર્વે ત્વષ્ટા નામે પ્રજાપતિ, તેનો ત્રિશિરા બાળ. ૨
તે નીચે માથે તપ કરે, તેથી શંકાયો ઇંદ્ર;
અમરાવતી શકે જાય મારી, મુનિ તપ કરે મહામંદ્ર. ૩
એમ વિચારી મારિયો, ત્રિશિરા ગુણવાન;
ત્વષ્ટા પુત્ર માર્યા થકે, લાગી દ્વિજ હત્યા મહાન. ૪
એ હત્યા મહાઉગ્ર તેથી, ધર્મ તેજ પામ્યું નાશ;
અધર્મ પેઠો ઉતાવળો, ઇંદ્ર નિસ્તેજ થયો ઉદાસ. ૫
પુત્ર માર્યો સાંભળી, ચઢી ત્વષ્ટાને રીસ;
જટાકલાપ વછોડીને, એક લટ કાઢી તે દીશ. ૬
પછે મુખથી બોલીઆ, જુઓ દેવઇંદ્ર પ્રતાપ;
મુજ પુત્ર હણિયો જેણે, તેને ઉપજાવું તાપ. ૭
ક્રોધે નેત્ર રાતાં થયાં, પછે લટ હોમી અગ્નિ માંય;
હોમતામાં મહાભયાનક, કાજળ જેવી કાય. ૮
દાઢ મોટી વર્ણે કાળો, વન્હિજ્વાળે વીંટયો;
અપરિમિત બળિયો ત્વષ્ટા તેજે, ઇંદ્ર અરિ મહાધીટો. ૯

---

૧ મુખી—મુખથી. ૩ શંકાયો—શંકાશીળ થયો. મહામંદ્ર—ઘણું ગંભીર. ૬ કલાપ—સમૂહ. ૯ ધીટો—અર્થાત્ હઠીલો.

ઉપજ્યો અગ્નિમાંથી એવો, વાધે તીરવા દેહ;
પ્રત્યેક દિવસે વૃદ્ધિ એવી, વૃત્ર નામનો તેહ. ૧૦
વાસવે જાણ્યું મારે માટે, ઉપજ્યો અસુર;
વિહ્વળ થયો જીવતરને ઇચ્છે, ભય પામ્યો મહાજૂર. ૧૧
તેની સાથે સંધિ કરવા, સપ્ત ઋષિ પઠાવ્યા;
પ્રાણી માત્રનું હિત જે ઇચ્છે, તે સપ્ત ઋષિ ત્યાં આવ્યા. ૧૨
પરમાનંદીએ ત્યાં પૂરી, ઇંદ્રની મૈત્રી કરાવી;
કેટલીક કબૂલાત કરાવી, ધર્મ ધ્યાન ધરાવી. ૧૩
એ સર્વ વાસવ વીસરી બેઠો, માર્યો જઇને વૃત્ર;
હત્યા પાછી આવી વળગી, છૂટો નહિ કરી સત્ર. ૧૪
ઇંદ્ર નિસ્તેજ થયો વળી પાછો, તેનું વીર્ય ગયું વેરાઇ;
સર્વત્ર વ્યાપી અવ્યક્ત વાયુ જે, બળ અધિષ્ઠાતા રાઈ. ૧૫
પ્રવિષ્ટ થયું તે પૂર્ણ પવનમાં, વળી કહું બીજી કથાય,
ઇંદ્રે અહલ્યા જ્યારે છેતરી. થઇ કૂડી ત્યારે કાગ. ૧૬
અવયવ સુંદરતા મનોરમ, રૂપ ગયું સ્થળ બીજે;
તે અશ્વિનિકુમારમાં રહ્યું આવી, કુકૃત્યથી કો રીઝે ? ૧૭
વીર્ય તેજ વિહિન જોઇ વાસવ, અસુરો ચઢી ઝટ આવ્યા;
તે વેળાએ ચક્રપાણિએ, દુઃખથી દેવ મૂકાવ્યા. ૧૮

---

૧૦ તીરવા—એક તીર જેટલે દૂર જઇ પડે તેટલો. ૧૩ પરમાનંદીએ—પરમઆનંદ સ્વરૂપ સપ્તર્ષિએ. ૧૪ સત્ર—યજ્ઞ. યજ્ઞ કર્યા તથાપિ તે હત્યા છૂટી નહિ.

૧૫ વીર્ય કયા ગયુ તે કહે છેઃ સર્વત્ર ઇ૦—સર્વત્ર વ્યાપી, અવ્યક્ત (અસ્પષ્ટ) અને બળના અધિષ્ઠાતા દેવોના રાજા એવા તે વાયુમાં તે વીર્ય પ્રવિષ્ટ થયુ ૧૬ ઇંદ્રનુ રૂપ કેમ ગયું તે કહે છેઃ વળી ઇ૦—સ્પષ્ટ છે.

અહો મુને તે ઈંદ્રતણા અરિ, નાશ પામિયા જે જે;
ઈંદ્રિજિતની ઇચ્છા વાંચ્છી, રૂપધર પ્રકટ્યા તે તે. ૧૯
કેટલોક કાળ એમ વીત્યો, પૃથ્વી સહે ન ભાર;
મેરૂશિખરે દેવ સભામાં, ગઇ ગો થઇ નિરધાર. ૨૦
તેણે વિનવી દેવ સકળને, ભાખ્યું દાનવ દુ:ખ;
હે દેવ તમે હણિયા જે રાક્ષસ, જાણે થાશે સુખ. ૨૧
પરંતુ તે તો મૃત્યુલોકમાં, રાયગૃહે અવતરિયા;
અનેક અક્ષૌહિણી જેટલા, સમૂહ પેદા કરિયા. ૨૨
તેહતણો નવ ભાર સહુ હું, ઉતરી જાઉં નીચી;
અહો ત્રિદશો કાંઇ ધરો મન, રહું જેથી હું ઉંચી. ૨૩
એવું વચન સુરભિનું સાંભળી, દેવે કર્યો વિચાર;
સર્વ સર્વના અંશે જન્મ્યા, પૃથ્વીમાં નિરધાર. ૨૪
લોકોપકાર કરવાને માટે, ધર્મે મૂકિયું તેજ;
ઈંદ્ર દ્વિજહત્યા ભયથી આવ્યું, વાપરિયું મુનિ એજ. ૨૫
કુંતિઉદરે ધર્મથકી પછી, અવતર્યા યુધિષ્ઠિર જાણ;
ઈંદ્રિતેજ પવનમાં પેઠું, તેથી હવા ભીમ સુજાણ. ૨૬
ઈંદ્રિકેરા અર્ધ વીર્યથી, થયો ધનંજય ધન્ય;
અશ્વિનીકુમારે આપી દીધું, ઇંદ્રતણું જે પુણ્ય. ૨૭
તેથકી નકુલસહદેવ હુઆ, એક રૂપ પાંડવે જાણ;
એ રીતે શતક્રતુ અવતર્યા, ભૂમધ્યે નિરવાણ. ૨૮

---

૧૯ ઇંદ્રજિતની-ઇંદ્રના ઉપર જય મેળવવાની. ૨૦ ગઈ ઇ૦—પૃથ્વી ગો ( ગાય ) થઇને ગઇ. ૨૩ ત્રિદશો—દેવો ! ૨૪ સુરભિનું—ગાયનું.

૨૫ બધા પાંડવો એ ઈંદ્રના વેરાઇ ગયેલા તેજમાંથી થયેલા છે માટે તેઓ એક ઈંદ્રરૂપ છે એમ પ્રતિપાદન કરે છે: ઈંદ્ર ઇ૦—રૂપક છે. ૨૭ ધનંજય —અર્જુન. ૨૮ શતક્રતુ—ઈંદ્ર.

પુલોમાપુત્રી જે ઇંદ્રાણી, તે થઇ દ્રૌપદી નાર;
દ્રૌપદી તે ઇંદ્રાણી જાણો, શચી અંશ અવતાર. ૨૯
ધર્મ રક્ષણ કરવા અર્થે, પંચ રૂપી જોઇ ઇંદ્ર;
પૌલોમી દ્રુપદકન્યા થઇ, કમલાક્ષી મુખચંદ્ર. ૩૦
એ શચી અગ્નિકુંડથી નીકળી, જેનાં કૃષ્ણા દ્રૌપદી નામ;
તે કૃષ્ણા છે ઇંદ્રની નારી, નહિ બીજાની શ્યામ. ૩૧
પંચ રૂપ ઇંદ્રે જે ધાર્યાં, તેમાં નહિ નવાઇ;
યોગીશ્વરો અનેક રૂપ લે, એ સમજો મુનિરાઇ. ૩૨
દ્રૌપદી પાંચ પુરૂષ કેમ પરણી, એ સંદેહ નિવાર્યો;
હવે બળદેવ સરસ્વતીતીરમાં, ગયા તેહ ઉર ધારો. ૩૩
ઇતિશ્રી માર્કંડેય પુરાણે, ઇંદ્રવિક્રિયા પંચમોધ્યાય;
પ્રેમાનંદ પુરાણી રીઝવવા, પદ્યબંધ આ ગાય. ૩૪

## વલણ.

પદ્યબંધ આ ગાય મિથ્યા, પુરાણીકેરે કાજ રે;
નવરો બેઠો નખોદ ઘાલે, કે લે પુરાણીરાજ રે. ૩૫

## કડવું ૧૫ મું.

## રાગ રામગ્રી.

પક્ષી કહે જૈમિનિ સુણો, હલાયુધનો પ્રકાર;
કૃષ્ણની પ્રીતિ પાર્થ પર, તે જોઇ થાયે વિચાર. ટેક. ૧

---

૩૫ પોતાનું આ પદ્યબંધ પુરાણ તે વખતના ગર્વિષ્ટ પુરાણીઓનો ગર્વ ઉતારવાને છે એમ વક્રોક્તિથી કહી બતાવે છેઃ નવરો ૪૦—૨૫૫૮ છે.

૧ હલાયુધ—બળરામ. 'ભારતના યુદ્ધમાં કૃષ્ણની પ્રીતિ અર્જુન ઉપર હતી તથા બળરામની દુર્યોધન ઉપર હતી; પણ દુર્યોધનના પક્ષમાં થવાથી

શું કરવું મારે આ ઘડી, વિચારે બળદેવ મન;
કૃષ્ણ મૂકી જવાય નહિ, ધરી પક્ષ સુયોધન. પક્ષી० ૨
પાંડવપક્ષ ધરી કરી, કેમ હણું જઇ શિષ્ય;
(વળી)સગાઇ જમાઇકેરી છે, જાણું (હું) સર્વ ભવિષ્ય. પક્ષી० ૩
માટે પક્ષ ઉભય મારે મૂકવા, કરવી દેહ પવિત્ર;
તીર્થયાત્રા જાવું સહી, વિચારી મળ્યા માધવમિત્ર. પક્ષી० ૪
સુયોધનને જઇ ભેટિયા, પછે ગયા બળરામ;
સેન સકળ લઇ સાથમાં, ગયા દ્વારિકા ગામ. પક્ષી० ૫
આનંદી ચિત્ત દેહ પુષ્ટ જ્યાં, એવાં વસે નરનાર;
એવા નગરમાં આવિયા, મન મગ્ન અપાર. પક્ષી० ૬
તીર્થયાત્રાનો ઉત્સવ ઘણો, કર્યું મદિરાનું પાન;
રંભા સમી રામા રેવતી, તે પણ યુક્ત મહાન. પક્ષી० ૭
તેનો હાથ ઝાલી આનંદમાં, ગયા રેવતાચળને ઉદ્યાન;
સ્રીનાસમૂહે આવર્યા, થયા સુરાકેફે બેભાન. પક્ષી० ૮
ચાલતાં ચરણ અખડાઇ પડે, એવી સ્થિતિ પામ્યા હલાયુધ;
અનુપમ વન ગહ્વર જુએ, નહિ જેના દેહમાં શુદ્ધ. પક્ષી० ૯
સંવત્સરની ઋતુ સર્વનાં, ખીલ્યાં પુષ્પફળ જ્યાંય;
વાનર આ ડાળેથી ઓલીએ, કરે હૂકા હૂકી (તો) ત્યાંય. પક્ષી० ૧૦

---

કૃષ્ણ સાથે યુદ્ધ કરવું પડે માટે બળરામે તે પ્રસંગે તીર્થયાત્રા કરવા જવાનો વિચાર કર્યો. એ વાતને ઉદ્દેશીને કવિ કહે છે: કૃષ્ણની ટી૦—સ્પષ્ટ છે. પાર્થ- અર્જુન.

૨ સુયોધન–દુર્યોધન. ૩ શિષ્ય—દુર્યોધન. ભવિષ્ય–બનવાકાળ–ભારત યુદ્ધમાં કૌરવોનો ક્ષય. ૪ ઉભય—બન્ને—પાંડવ તથા કૌરવના. માધવ-મિત્ર—અર્જુન (ને).

૭ રેવતી—બળરામની સ્રી. ૮ ઉદ્યાન—બાગ. આવર્યા—ઢંકાયા. ૯ ગહ્વર—ગુફા. ૧૦ ઓલીએ—પેલી ડાળે.

નિર્મળ પવિત્ર જળમાં ખીલ્યાં, સરોજ સરોવર માંય;
એવું વન જોઇ બળ રીઝીઆ, થયો મન આનંદ ત્યાંય. પક્ષી૦ ૧૧
મદ ઉપજાવે એવા સ્વર ઘણા, પડે કાને વારંવાર;
મધુથકી મિષ્ટ લાગે એવા, નીકળે પક્ષીમુખઉચ્ચાર. પક્ષી૦ ૧૨
તેવા મધુર મધુશા રવ સુણી, વાધી કેફ વિશેષ;
વળી વૃક્ષ જોયાં ત્યાં અવનવાં, શકે નવયૌવના વેષ. પક્ષી૦ ૧૩
ફળભારે ડાળ નમી પડે, નીપજ્યાં સર્વ ઋતુફળ સાર;
ઋતુ ઋતુનાં પુષ્પો ખીલ્યાં, એવાં ઉજ્વળ વૃક્ષ વિસ્તાર. પક્ષી૦ ૧૪
તે પર મધુર ગાયન કરે મગ્ન થઇ, કીર કોકિલા કિલકાર;
પવન મંદ સુગંધી વાય ત્યાં, થઇ રહે થેઇ થેઇકાર. પક્ષી૦ ૧૫
આમ્રદ્રુમ આમ્રકતણા, મહાભવ્ય નાળિયેરી ત્યાંય;
આંમલી બીલી અંજીરનાં, બીજોરી દાડિમી વનમાંય. પક્ષી૦ ૧૬
ફણુસ લકુચ કદલી તણાં, કદંબ પારાવત કંકોલ;
છે નલિન આમ્રવેતસતણાં, ભીલામા આમલી ઝકઝોળ. પક્ષી૦ ૧૭
પારસઆંબલા ઇંગુદી ઘણી, કરમદી હરડાં બેડાં રસાળ;
એવાં અનેક વૃક્ષ જોયાં સહી, બલયદુકુળ આનંદ વિશાળ. પક્ષી૦ ૧૮
તેવા અશોક શોક હારી ત્યાં, ફોફળી કેતકી અપાર;
બોરસલી ચંપો સરગવો, રક્તાક્ષી માલતી વિસ્તાર. પક્ષી૦ ૧૯
પારિજાતક કોવિદારનાં, મંદાર દેવદાર ને બોર;

---

૧૧ સરોજ—કમળ. ૧૩ રવ—શબ્દ—નાદ. ૧૬ આમ્ર—આંબો. દ્રુમ—વૃક્ષ. આમ્રક—આંબાની એક જાત. ૧૭ લકુચ—નારંગી. કદલી—કેળ. ૧૭ પારાવત—ફાલસાંનું ઝાડ. કંકોળ—કાંકોળ. નલિન—કમળ. આમ્રવેતસ—ખાટું નેતર—આમ્લવેતસ. ૧૮ ઇંગુદી—હીંગોરાં.

૧૯ અશોક-આસોપાલવ. ફોફળી-સોપારી. કેતકી—કેવડો. રક્તાક્ષી-એ નામનું ફૂલઝાડ. માલતી—મોગરો.

પુષ્પે ભરેલો રમ્ય પાટલ, સુણો સાલ તાલ પર સૌર. પક્ષી૦ ૨૦
છે કિંશુક વંજુલ અનુત્તમ, જોયાં ફળફૂલદેયણ વૃક્ષ;
વેલી વેલા છોડ બાંટવાં, જોયાં બળરામે સ્વય ચક્ષ. પક્ષી૦ ૨૧
તે પર બેઠા પંખી ઘણા, જૈમિનિ સુણો તેનાં નામ;
મુખ્ય મુખ્ય બતાવું હું ગણી, જે જોઇ રીઝે રામ. પક્ષી૦ ૨૨
ચકોર શતપત્ર ખટપદ ઉન્મત્ત, છે શૂડા કોયલ હારીત;
કલવિંક જીવજીવક ચાતકો, થાય ચાસ બુલબુલ પ્રતીત.પક્ષી. ૨૩
રવ કર્ણે કઠોર વાયસ ત્યહાં, પણ લાગે મધુર તે નાદ;
અનેક સારૂં કૂડું ઢાંકતું, કે' પંડિત એવું તજી પ્રમાદ. પક્ષી.૨૪
ત્યાં મોર બોલે મન માનતું, પડે કર્ણે રવ રસાળ;
એવા કર્ણે મધુર રમણિક રવો, કરે પક્ષી લચી વૃક્ષડાળ. પ૦ ૨૫
છે સુંદર સરોવર નિર્મળાં, ભરિયાં જળે ભરપૂર;

---

૨૦ પારિજાતક—શાળીવૃક્ષ. કોવિદાર-કલાર. મંદાર-કલ્પવૃક્ષ. પાટલ -પાડળ. સાલ-સાગ. તાલ—તાડ. ૨૧ કિંશુક— ખાખર. વંજુલ— નેતર. ૨૩ શતપત્ર—ચંદની પોપટ. ખટપદ-ભમરા. હારીત—તિલગિરૂ પક્ષી. કલવિંક-ચકલાં. જીવકજીવક-ચકલાંની જાતિનું એક પક્ષી.

૨૪ વાયસ—કાગડો. અનેક ઇ૦— અનેક સારૂં હોય તે એકાદ કૂડાને ઢાંકે છે. પંડિત-કાલિદાસ વગેરે. જેમ કાલિદાસ કુમારસંભવમાં હિમાલયનું વર્ણન કરતાં લખે છે કે, " अनंतरत्नप्रभवस्यतस्यहिमंनसौभाग्यविलोपि जातम् । एकोहिदोषोगुणसन्निपातेनिमज्जतींदोःकिरणेष्विवांकः ॥—"અનેક રત્નોના ઉત્પત્તિસ્થાન હિમાલયમાં એક હિમ રૂપી દોષ હતો પણ તેથી કાંઇ તેની શોભા ઓછી થતી નહોતી; કેમકે જેમ ચંદ્રનાં અનેક ઉજળાં કિરણોમાં તેનો એક ડાઘ ઢંકાઇ જાય છે તેમ જ્યાં ઘણા સારા ગુણો એકઠા મળ્યા હોય ત્યાં એકાદ દોષ ઢંકાઈ જાય છે.

કુમુદિની ખીલી રહી ખાંતશું, શકે મૂકાવે શ્યામાનૂર. પક્ષી૦ ૨૬
ઉજ્વળ શ્યામ રક્ત અમળ ત્યાં, ખીલ્યાં કમળ ચોપાસ;
કલ્હાર છવાયો છે ચોગમે, છે નવાંકુર દૂર્વા વિલાસ. પક્ષી૦ ૨૭
વળી જળચર તેમાં રમી રહ્યાં, કાદંબક ચક્રવાક;
છે જળકૂકડી ને કારંડવ ઘણા, કૂર્મ મરાળ પ્લવહાક. પક્ષી૦ ૨૮
મદ્દગુ મીન અતિ ઓપિતાં, એવાં જળચર છે અનેક;
છે વ્યાસ સરોવર તેથકી, ભૂલાય સત્યાસત્ય વિવેક. પક્ષી૦ ૨૯
એવી રમ્ય વનશ્રી જોતા બળદેવજી, ચાલે આનંદ ચાલ;
જાય હસતું ખેલતું રેલતું, પૂઠે મહિલા ટોળું રસાળ. પક્ષી૦ ૩૦
એમ ક્રમે ક્રમે સહુ ચાલતાં, આવ્યાં અનુપમ લતાગેહ;
જઇ જુએ તો વાડવ ભણે, નિગમ ધૂનિ થાય નિઃસંદેહ. પક્ષી૦ ૩૧
કોઇ વેદ વેદાંગ પારંગતા, દ્વિજ કૈશિક વંશના સોય;
છે ભાર્ગવવંશના કેટલા, બળ ભારદ્વાજવંશી જોય. પક્ષી૦ ૩૨
ગૌતમ કશ્યપ આત્રેયના, વળી વિધ વિધ ગોત્રના જાણ;
ઋષીશ્વરો બેઠા દીઠા, કરે ન્યાય સાંખ્ય પ્રમાણ. પક્ષી૦ ૩૩
તે સર્વ બ્રાહ્મણે કાળા મૃગતણાં, ઓઢયાં ચર્મ ઉત્તરીય ઠામ;
ડાભની સાદડી પર કોઇ, કોઇ તો લેતા બૃશીપર વિરામ. પક્ષી૦ ૩૪
તેમાં મધ્યાસને બેઠા સૂત જી, ભાખે સુરમુનિનાં ચરિત્ર;
પુરાણી થઇ પુરાણ કે', તે સુણે સહુ મન કરતા પવિત્ર. પક્ષી૦ ૩૫

---

૨૬ કુમુદિની( પોયણી )ની શોભા વર્ણે છે: શકે ઇ૦— રખેને તે શ્યામા ( સ્ત્રીઓ )નું નૂર મૂકાવે ! અર્થાત સ્ત્રીઓનાં મુખ કરતાં પણ તે વધારે સરસ શોભતી હતી. **પ્રતીપાલંકાર.**

૨૭ અમળ—નિર્મળ. નવાંકુર—નવા અંકુર. દૂર્વા–દરો. ૨૮ કાદંબક —કલહંસ નામનાં પક્ષી. ચક્રવાક—સરસડાં. કારંડવ— કાગડા સરખું એક લાંબા પગનું પક્ષી. પ્લવહાક–જળકૂકડો.

૨૯ મદ્દગુ—મોટા મત્સ્ય. ૩૦ વનશ્રી—વનની શોભા. મહિલાટોળું —સ્ત્રીઓનું ટોળું. ૩૧ નિગમધૂનિ—વેદધ્વનિ. ૩૪ ઉત્તરીય—ઉપરણો. બૃશી—એકજાતની ઘાસની સાદડી.

એક તાળી લાગી તાનમાં, નહિ કોઇનું વિભ્રમ મન;
છે ખરા પુરાણી એ સહી, સુણી કથા થાય એક તન. પક્ષી૦ ૩૬
એવે બળદેવ ત્યાં આવિયા, મહાઉન્મત મદિરાસક્ત;
રક્ત નેત્ર દશા મત્ત છે, ભૂલ્યા ભલું ભૂંડું આ જક્ત. પક્ષી૦ ૩૭
જોઇ સુરાગ્રસ્ત તેહને, ઉઠ્યા દ્વિજ તમામ;
આદર સત્કાર કર્યો ઘણો, જેથી અતિ રીઝ્યા રામ. પક્ષી૦ ૩૮
પણ પુરાણી હોય ક્યાં પાધરા, તેમના મનમાં ગર્વ;
સવ્યઅપસવ્ય જાણે નહિ, જાણે હેઠું અમથી સર્વ. પક્ષી૦ ૩૯
પુરાણ જોવા બેસે હરઘડી, આવી જડી કર્મે કુટેવ;
તે બળદેવ જોઈ વિચારશે, કરે બળ તેની સારી સેવ.પક્ષી૦ ૪૦
સૂતપુરાણીએ પુરાણ જોયાં સહી, નીકળ્યું તેમાંથી એક !
મદ્યપને માન ન આપવું, આપે જાય પુરાણીટેક !! પક્ષી૦ ૪૧
માટે આસનથકા ઉઠ્યા નહિ, ન કર્યું કાંઇ સનમાન;
નો'ય શ્રોતા કે ગમે ત્યમ સુણે, આ ક્ષત્રી જાજ્વલ્યમાન.પક્ષી૦૪૨
આંખ ફાટી રક્ત વર્ણે થઈ, ક્રોધે ધ્રુજતું ગાત્ર;
તેંહ અલ્યા મને અવગણ્યો, થયો મોટો પુરાણી પાત્ર! પક્ષી૦ ૪૩
જેણે અનેક દૈત્યને રોળિયા, તેને પુરાણી કેઇ માત્ર;
હળમાં ઘાલી ઘચાડિયા, કે નાઠા જોઇ સહુ છાત્ર. પક્ષી૦ ૪૪
દ્વિજસ્થાને સ્થાપિત જે કર્યા, તે માર્યા સૂત બળદેવ;
કૃષ્ણ મૃગચર્મ ધારી ઋષિમુનિ, નાઠા ત્યાંથી તતખેવ.પક્ષી૦ ૪૫
તે નાઠા પૂઠે ઊભા રહ્યા, બળદેવજી ત્યાંય;
વારૂણી ઉતરી ગઈ વાનથી, આવ્યું ભાન મન માંય. પક્ષી૦ ૪૬
ત્રાહ્ય ત્રાહ્ય આ મેં શું કર્યું, થયું મોટું પાપ અમાપ;

---

૩૮ સુરાગ્રસ્ત—મદિરાની કેફમાં ડૂબી ગયેલા. ૪૧ મદ્યપ—મદ્યપાન કરનાર. ૪૪ છાત્ર—શિષ્ય.

દ્વિજસ્થાને સ્થાપિત સૂત હણ્યો, પુરાણવક્તા પ્રતાપ. પક્ષી૦ ૪૭
વળી આ સર્વ નાશી ગયા, દ્વિજહત્યારો જોઇ સાર;
અવગણના કરી દ્વિજવરે, પેઠી હત્યા શરીરમોઝાર. પક્ષી૦ ૪૮
અંગગંધ લોહવત લહું, સહુ અસુખકર આજ;
બ્રહ્મહત્યારો સમજુ નિંદ્ય હું, ધિઃક ધિઃક ક્રોધનું કાજ. પક્ષી૦ ૪૯
અતિ માન મદ્યને ધિઃક છે, ધિઃક નિર્ભયપણું સર્વકાળ;
જો એ ન આવરે અંગ માહરે, તો કરૂં કૃત્ય કેમ કરાળ? પક્ષી૦ ૫૦
બ્રહ્મહત્યા કરી જાણવા, વળી કરવા તેનો નાશ;
સ્વકર્મખ્યાપન પૂર્વકે, કરૂં પ્રાયશ્ચિત વિણ હાસ. પક્ષી૦ ૫૧
વળી વ્રતાચારી થાઉં પૂરો, અધુના કરૂં યાત્રા આરંભ;
તે યાત્રામાં વહન સન્મુખે, તરૂં સરસ્વતી વીણ દંભ. પક્ષી૦ ૫૨
એ ટેક વિવેક મનમાં ધરી, તરૂં સરસ્વતી સન્મુખ;
સમજ્યા હશો મુનિ સર્વ એ, શી હત્યા શેનુ દુઃખ. પક્ષી૦ ૫૩
હવે અવિવાહિત પુત્રો મુઆ, પાંડવકેરા પ્રમાણ;
તેહ ઉત્તર દેઉં અવનવો, સુણો જૈમિનિ સુજાણ. પક્ષી૦ ૫૪
ઇતિશ્રી માર્કંડેયમાં, બળદેવહત્યા ષષ્ઠોધ્યાય;
રત્ન સમો પ્રેમાનંદ નહિ, માટે નમે પુરાણી પાય પક્ષી૦ ૫૫

---

૪૯ લોહવત-લોઢા જેવો. ૫૦ આવરે—છવાઇ જાય. ૫૧ સ્વકર્મખ્યાપન પૂર્વક-પોતે કરેલા પાપને ઠામ ઠામ પ્રસિદ્ધ કરીને. ૫૨ અધુના—હમણા. વહનસન્મુખે—પ્રવાહની સામે.

૫૩ બળદેવે કહેલી હત્યા તથા તેનું પ્રાયશ્ચિત્ત જે તેમણે કર્યું તે લોકોને સ્વધર્મ શીખવવા માટે છે એવી વ્યંજના કરનારૂં આખ્યાન કહી ઉપસંહાર કરે છેઃ સમજ્યા ઇ૦—સ્પષ્ટ છે. ૫૪ અવિવાહિત—પરણ્યા વિનાના.

૫૫ રત્ન ઇ૦-પ્રેમાનંદ કાંઇ રત્ન સરખો તેજસ્વી નથી માટે પુરાણીઓને પગે લાગે છે. ( વક્રોક્તિ ). તાત્પર્ય કે પુરાણીઓએ રત્નેશ્વરને નસાડી

**વલણ.**

ન પાય નમે પુરાણી બાવા, બળદેવ જેવો જોઇ રે;
વિપ્ર પ્રેમાનંદ ચાતુર્વિશી, જોઇ પુરાણી સોઇ રે. ૫૯

## કડવું ૧૯ મું.

## हरिश्चंद्राख्यान.

### રાગ સામેરી.

પ્રથમે પરણમું ગણપતિ દેવ રે,
જેમ ટળે દુર્મતિ તતખેવ રે;
જપતાં મનોરથ પામું મનના રે,
તાપ જાયે તે ત્રિવિધિ તનના રે. ૧
સાર કરો માતા સરસ્વતી રે,
ભલું કરો મા'માયા ભગવતી રે;
સેવક પર કૃપા કીજે માત રે,
મારી નથી આઈ ભક્ત શી ખ્યાત રે. ૨
તું પરા પશ્યંતી મધ્યમા વૈખરી રે,

---

મૂકયો હતો: તે રત્નેશ્વર જેવો બીહીકણ પ્રેમાનંદ નથી, માટે પુરાણી પ્રેમાનંદને પાયે લાગે છે.

૫૯ બીજી વક્રોક્તિ કહે છે: ન ૪૦---બળદેવ જેવાને જોઈને પુરાણી બાવા તેમને પગે લાગે નહિ.

૧ દ્રૌપદીના પાંચ પુત્રો અકાળે કેમ મરણ પામ્યા ? એવા પ્રશ્નનો ઉત્તર આપવાને પક્ષીઓ જૈમિનિને હરિશ્ચંદ્રનું આખ્યાન કહે છે. એ જૂદું આખ્યાન હોવાથી કવિ આખ્યાનારંભે મંગળાચરણ કરે છે: પ્રથમે ઈ૦—સ્પષ્ટ છે. ત્રિવિધિ—ત્રણ પ્રકારના—અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ. ૨ આઇ–માતા!

મંદમતિ પર દયા કરે તો વે ખરી રે;
મોટાને આશા મોટાતણી રે,
ન છોટાની આશ પૂરે મોટા મણિ રે. ૩
જગત્ જનેતાને ન વે'રો આંતરો રે,
એમ સમજ્યે ગુણ ગાવા આંતર્યો રે;
વૈશંપાયન કે' જનમેજય પ્રતિ રે,
માયાશું ભાખે મહાદેવ મહામતિ રે. ૪
કાકભૂશંડી કે' હનુમંતને મળી રે,
શૌનક વેણ સુણે સનકાદિક રળી રે;
યુધિષ્ઠિરને કહે નારદ મહામુનિ રે,
હરિશ્ચંદ્ર ભૂમણિ મોટો ગુણી રે. ૫
જેણે સત્યકાજ સહ્યાં અંગ કષ્ટ રે,
જેણે કર્યા વિશ્વામિત્ર ભ્રષ્ટ રે;
કહેવાયો સત્યવાદી નૃપ એક રે,
ભૂલ્યા કૌશિક કરતાં પરીક્ષા વિવેક રે. ૬
જેણે વેચ્યાં પત્ની ને પુત્ર રે,
જેણે આપ્યાં દ્વિજને ઘરસૂત્ર રે;
જેની વા'રે અવિનાશી આફૂણીએ રે,
આવ્યા તેના ગુણ શા ગણીએ રે. ૭
ધર્મપક્ષી કે' તેનાં ચરિત્ર રે,

---

૩ દેવીને ચતુર્ધા વાણી રૂપે વર્ણે છે: વું ૪૦—૩ પરા, પશ્યતી, મધ્યમા અને વૈખરી વાણીરૂપ છે. મહાકારણ, કારણ, સૂક્ષ્મ અને સ્થૂળ, એ ચાર દેહની એ ચાર વાણીઓ અનુક્રમે છે. વૈ–નિશ્ચય.

૪ હરિશ્ચંદ્રાખ્યાનની વક્તાશ્રોતાની પરંપરા વર્ણે છે: વૈશંપાયન ૪૦—૨૫૯ છે.

જૈમિનિ સુણયે થાય દેહ પવિત્ર રે;
જેની કથા સુણી સુણાવી ઘણાએ રે,
જે અઢાર પુરાણમાં મોટો મનાએ રે. ૮
તેનું ચરિત્ર ભાખી સંશય ટાળું રે,
થાશે ઝળમળતું અજવાળું રે;
ત્રણ પ્રશ્નોત્તર વદ્યા મતિ જેવી રે,
વળી પાંડવસુતની કથા કહું તેવી રે. ૯
ધર્મપક્ષી કે' સુણ મુનિરાજ રે,
ચોથા પ્રશ્નનો ઉત્તર આજ રે;
ત્રેતાયુગમાં હરિશ્ચંદ્ર રાય રે,
ધર્મશીલ પૃથ્વીધર મહાકાય રે. ૧૦
હંસવર્ણી કીર્તિવાળો ભૂપ રે,
સહુ રાજર્ષિ માંય અનુપ રે;
જેની પ્રજા સુખી અપાર રે,
માગ્યા મેહ વરસે નિરધાર રે. ૧૧
કાળ મહાકાળકેરા જે શબ્દ રે,
તે તો થાય ન ત્યાં ઉપલબ્ધ રે;
આધિ વ્યાધિનાં નામ ગયાં નાશી રે,
અકાળમૃત્યુ જ્યાં સદા ઉદાશી રે. ૧૨
નર નારી અધર્મ ન સમજે રે,
મોહોતાં નહિ કોઇ મોહકેરી રજે રે;
દ્રવ્ય બળ પરાક્રમ તપવતી રે,

---

૧૧ હંસવર્ણી—ઉજળી. ૧૨ ઉપલબ્ધ—પ્રાપ્ત.

ઉન્મત્તદશા પ્રજા ન પામતી રે. ૧૩
(પૂર્ણ) યુવાવસ્થા યુવતી પામે જ્યારે રે,
વીશ વર્ષે તે ગર્ભને ધારે રે;
પ્રસવકાળે થાતી પ્રસૂતા રે,
એવા પ્રતાપી નૃપવર હુતા રે. ૧૪
એવી પ્રજા સુખની બહુ પેર રે,
આનંદોત્સવ છે ઘેર ઘેર રે;
એવો રાય સુણ્યો નહિ કર્ણે રે,
જેને વસિષ્ઠ સરખા વર્ણે રે. ૧૫
તે રાય ગયો મૃગયા રમવા રે,
નાઠો મૃગ લાગ્યો વન ભમવા રે;
પડ્યો રાય તેની પૂઠે પૂર રે,
જેણે કર્મ તજ્યાં અતિ ક્રૂર રે. ૧૬
એવે આર્તનાદ એક સુણિયો રે,
કે નૃપ થયો રવકેરો ઋણિયો રે;
રક્ષણ કરો રક્ષણ કરો એવો નાદ રે,
સંભળાય ઉપરાઉપરી શ્યામાસાદ રે. ૧૭
મૃગ મૂકી જતો ધાયો ભૂપ રે,
અભય અભય મુખ બોલ્યો અનુપ રે;
પૃથ્વીપાળ ભૂપાળ હું પાસે રે,

---

૧૩ રજે—ધૂળવડે—અર્થાત્ મલિનતાથી. દ્રવ્ય ઇ૦—દ્રવ્ય, બળ, પરાક્રમ અને તપવતી (તપવાળી) પ્રજા કોઇ વખત પણ ઉન્મત્ત દશા પામતી નહિ. અર્થાત્ દ્રવ્યાદિ છતાં તેનો મદ નહોતો.

૧૭ આર્તનાદ—પીડાતા પ્રાણીની ચીસ. રવ ઇ૦—રાજા તે આર્તનાદનો ઋણિ થયો. અર્થાત્ તે શબ્દ સાંભળીને તે દુ:ખીને દુખમાંથી છોડાવવો એવી પોતાની ફરજ છે એમ સમજવા લાગ્યો. શ્યામાસાદ—સ્રીની બૂમ.

કવણ દુષ્ટ અકૃત્યે ન ત્રાસે રે. ૧૮
એમ પુરૂષવેણ ભણી ચાલ્યો રે,
રક્ષણ કરવાને મનથી મા'લ્યો રે;
હવે તે સ્ત્રીઓની બૂમો સાંભળી રે,
ત્યાં ગણનાયક ( પણ ) આવ્યા મા'બળી રે. ૧૯
તે ત્યાં કરવા લાગ્યા વિચાર રે,
( આ ) વિશ્વામિત્ર મહાતપસી અવિધાર રે;
( તે ) પામ્યો શિવાદિકથી અધિક વિદ્યા રે,
જેણે ક્ષમા મૌને તજી છે અવિદ્યા રે. ૨૦
( તે ) મનઃસંયમે સુવિદ્યા સાધે રે,
બંધભયથી આ વિદ્યાઓ બાધે રે;
નારીરૂપ ધરી કરે પોકાર રે,
ધાઇ આવશે સુણી નૃપ તે હોકાર રે. ૨૧
હવે કેવી દશા થશે અમારી રે,
બંધન ભય લાગે વિદ્યાને ભારી રે;
કૌશિકકુલોત્પન્ન જે વિશ્વામિત્ર રે,
જે છે અમથી અધિક પવિત્ર રે. ૨૨
(તેમ) લાગે વિદ્યાઓકેરૂં મને દુઃખ રે,
કેમ કરૂં કૌશિક આગળ તેને સુખ રે;

---

૧૯ પુરૂષવેણુ— પુરૂષત્વ સૂચક વચન. ગણુનાયક—ગણુપતિ. ૨૦ શિવાદિકથી— શિવ વગેરેની પાસેથી. ૨૧ મનઃસંયમે— મન કબજે રાખવાવડે. બંધભયથી—વિશ્વામિત્રને તાબે થવું પડશે, એવા બંધનના ભયથી. બાધે—પીડાય છે. ૨૨ કૌશિકકુલોત્પન્ન—કૌશિક કુળમાં ઉત્પન્ન થયેલો. અમથી—અમો ( ગણુપતિ )થી.

વા ઠીક થયો અહીં કાઠ રે,
ભય નહિ અભવી રો' એવો સુણી પાઠ રે. ૨૩
કરી પ્રવેશ એનામાં પૂરો રે,
મનોરથ સાધવાને થાઉં શૂરો રે;
પછે લોહું લવાર છો કૂટે રે,
તેમાં જે નબળું થાયે તે વછૂટે રે. ૨૪
એમ વિઘ્નરાજ વિચારે મતિ રે,
નૃપના અંગમાં પેઠા મહામતિ રે;
વિઘ્નરાજના સંસર્ગ માટે રે,
ક્રોધી થતાં ન રાય ઉચ્ચાટે રે. ૨૫
ત્યાં આવી બોલ્યો રાય આવું રે,
કિયા પતંગને બળવાનું ભાવ્યું રે;
બળ રૂપ તેજવડે હું પ્રદિપ્ત રે,
કવણ અકૃત્યમાં થયો તવ લિપ્ત રે. ૨૬
જ્વાળાવાળા અગ્નિના અંગારા રે,
કે કોણ બાંધે છેડે સર્પભારા રે;
શું તે ન જાણે મારા શરનો પ્રતાપ રે,
જેણે દિશાઅંતરમાં કર્યો સંતાપ રે. ૨૭
એવા બાણે પામે તે દીર્ઘનિદ્રા રે,
ભલે હોય નગેંદ્ર કે મહીંદ્ર રે;
આવું વચન સુણી વિશ્વામિત્ર રે,

---

૨૬ કેમ—કેવી રીતે. ૨૭ શર—બાણ. દિશાઅંતર—દિશાઓની વચમાં. અર્થાત્ સર્વત્ર.

ક્રોધી થયા મહામુનિ પવિત્ર રે. ૨૮
એવું છિદ્ર જોઇ વિદ્યાઓ નાઠી રે,
ઘણા ગાઢુઆ પાસથી ગાઢી રે;
જોયા વિશ્વામિત્રને રાયે જ્યારે રે,
ઘણો ભય પામ્યો મનમાં ત્યારે રે. ૨૯
અશ્વત્થઅંકુરશુ મન કંપે રે,
ઋષિને તેજે તે ચિત્તવૃત્તિ ચંપે રે;
ઋષિ જોઇ રાયને મુખ બોલે રે,
અરે દુષ્ટ તું તુલના ન તોલે રે. ૩૦
જો દઉં શાપ એવું ઋષિ વેણ રે,
સુણતાં પગમાં પડ્યો સુખદેણ રે;
વિનતિ કરી વક્ત્રેથી ભાખ્યો રે,
એ તો મેં મારો નૃપધર્મ દાખ્યો રે. ૩૧
એમાં અપરાધ નથી મુનિ કીધો રે,
ન જોઇએ હુંને શાપ દીધો રે;
ધર્મજ્ઞ ધરાણીપતિએ આચરવું રે,
આગમ અનુસારે દાન તો કરવું રે. ૩૨
તેવું દુઃખિતનું રક્ષણ દાખ્યું રે,
કરવા યુદ્ધ અયોગ્ય ન ભાખ્યું રે;

---

૨૮ દીર્ઘનિદ્રા—લાંબી ઊંઘ—મરણ. નભેંદ્રા—દેવો. મહીંદ્રા—રાજાઓ. ૩૦ અશ્વત્થઅંકુરશુ— પીંપળાના કુમળા પાંદડાની પેઠે. ૩૧ વક્ત્રેથી—મુખથી.

૩૨ હરિશ્ચંદ્ર વિશ્વામિત્ર પ્રતિ પોતાના સ્વધર્મ વર્ણે છેઃ આગમ ઇ૦—આગમ( શાસ્ત્ર )ને અનુસારે ( તેમાં કહેલા વિધિ પ્રમાણે ) દાન કરવું; દુઃખિતનું રક્ષણ કરવું; અને અયોગ્ય યુદ્ધ ન કરવું. અર્થાત્ ધર્મયુદ્ધ કરવું.

વિશ્વામિત્ર કે' વારૂ ઠીક રે,
ભાખો રાખો અધર્મની બીક રે. ૩૩
કહે દાન દેવું કોને સારૂં રે,
રક્ષણ કરવા તું કોનું ધારૂં રે;
કોની સાથે વઢવું તું વિચારે રે,
તેના ઉત્તર સુણવા છે અમારે રે. ૩૪
હરિશ્ચંદ્ર કે' દ્વિજને દેવું દાન રે,
વળી અતિ દુઃખીનું કરવું સન્માન રે;
ભય પામ્યાનું રક્ષણ કરવું રે,
વિરૂદ્ધાચારીપર ધનુષ્ય ધરવું રે. ૩૫
વિશ્વામિત્ર કે' ખરો રાજધર્મ રે,
તું જાણે છે પુણ્યથી પર્મ રે;
તો હું દ્વિજ છું વૃત્તિથી ક્ષીણ રે,
બળી મરૂં ન જોઉં સુખ ખીણ રે. ૩૬
તેને આપે મન માન્યું તુંય રે,
પક્ષી કે' મુનિ માગે શુંય રે;
એવું વિશ્વામિત્રનું સાંભળ્યું વેણ રે,
લાગ્યું નૃપને મહાસુખદેણ રે. ૩૭
નવે જન્મે આવ્યો એમ માન્યું રે,
પછે તે બોલ્યો મેં સત્ય પિછાન્યું રે;

---

૩૩ ભાખો ઇ૦—તમે જે ભાખો છો, તે પ્રમાણે તમે અધર્મની બીક રાખો—ધર્મ આચરજો. અર્થાત્, વારૂ, હું જોઉંછું કે તમે કેવો સ્વધર્મ પાળો છો ?

૩૪ રાજાએ કહેલા દાન, રક્ષણ અને યુદ્ધ રૂપી ત્રણ સ્વધર્મ કોના પ્રતિ આચરવા તે વિષે વિશ્વામિત્ર પૂછે છે: કહે ઇ૦—સ્પષ્ટ છે.

શું આપું તમને મુનિ માગો રે,
દુર્લભ તદપિ આપું અનુરાગો રે. ૩૮
કનક ધન કામિની પુત્ર જોઇએ રે,
આ દેહ માણ દેઉં સંશય ખોઇએ રે;
રાજ્ય નગર અથવા શ્રી ઇચ્છો રે,
વા મન માંહે જે જે વાંચ્છો રે. ૩૯
તે માગી લીજે મુનિ મોટા રે,
આપ્યે થાય ન કદાપિ ટોટા રે;
વિશ્વામિત્ર કે' ભાખ્યો તું જે જે રે,
સર્વ પ્રતિગ્રહ કર્યો મેં તે તે રે. ૪૦
વળી માગુંછું નૃપ એક રે,
દે રાજસૂયદક્ષિણા ગ્રહી ટેક રે;
રાય કે' દક્ષિણા દેઇશ તેહ રે,
વળી જોઇતું માગો થઇ નિઃસંદેહ રે. ૪૧
વિશ્વામિત્ર કે' માગી મેં લીધું રે,
તોયે જોયે સ્પષ્ટાર્થે મારે કીધું રે;
અહો ધીર વીર નગ ને ગ્રામ દીજે રે,
કૃષ્ણાર્પણ સર્વ પૃથ્વી કીજે રે. ૪૨
રથ હય હાથી ધાન્ય કોઠાર રે,
આપ્ય તારા દ્રવ્યકેરા ભંડાર રે;
સમુદ્રપર્યંત રાજ્ય જે તારૂં રે,
વળી બીજું તારૂં તે થાયે મારૂં રે. ૪૩

---

૩૮ અનુરાગો—અર્થાત્ પ્રસન્ન થાઓ. ૪૧ રાજસૂયદક્ષિણા—રાજસૂય નામે યજ્ઞ કરતાં જેટલું ધન દક્ષિણા આપવા માટે જોઈએ તેટલું ધન. ૪૨ નગ—પર્વત.

તને શું કહીએ તું છે દાનેશ્વરી રે,
મર્ણ થાતાં રહે મહી અહીં ધરી રે;
સાથે ધર્મ આવે કર્યો હાથે રે,
કે લોકવદંતા હાથે તે સાથે રે. ૪૪
તે ધર્મ ન જોઇએ મારે રે,
તારાં સ્ત્રી પુત્ર ન વાંચ્છું ક્યારે રે;
એ વિના સર્વ આપી દે રાજ્ય રે,
સજે ધર્મનો સમ્યક્ સાજ રે. ૪૫
પક્ષી કે' જૈમિનિ સાંભળ રે,
ગ્લાનિ પામ્યો ન સુણી મહાબળ રે;
દુઃખડાઘ ન મુખે લેવાયો રે,
દાનેશ્વરી આપો કહેવાયો રે. ૪૬
તેનું વર્ણીએ ચારૂ ચરિત્ર રે,
શ્રોતા વક્તા થાય પરમ પવિત્ર રે;
પ્રભુ પરીક્ષા કરે છે કેવી રે,
(તે) ભાખું ગુરૂવરના ચરણ સેવી રે. ૪૭

## વલણ.

ચરણ સેવી કથા કે'વી, સારી નરતી યથામતિ રે;
કાળે કૃત્ય ન કર્યું પોતાનું, ત્યાં લગી ધરી ગરવી ગતિ રે. ૪૮

---

૪૫ સમ્યક્—રૂડે પ્રકારે. ૪૬ ગ્લાનિ ન પામ્યો— સર્વસ્વ આપવું પડશે, એમ જાણી તે મોટા બળવાળો રાજા હરિશ્ચંદ્ર કરમાયો નહિ. ૪૮ કાળે ઇ૦—જ્યાં લગી મૃત્યુ આવ્યું નથી ત્યાં લગી.

## કડવું ૧૭ મું.

### રાગ મારૂ.

પક્ષી કે' મુનિનું વચન સુણી, રાય પામ્યો મન આનંદ;
દ્વય કર જોડી બોલ્યો મુખથી, સર્વ આપું ભજી ગોવિંદ. ૧
ત્યારે વિશ્વામિત્ર ભાખિયા, ( તેં ) સર્વ આપી દીધું મને રાય;
રાજ્ય દ્રવ્ય મહી સેના આપી, હવે હું નૃપ થયો મહાકાય. ૨
હવે તું મુખેથી બોલ્ય રાજા, એનો ધણી છે કોણ;
હરિશ્ચંદ્ર કે' શું પૂછો એમાં, આપ સ્વામી થયા નથી ઓણ. ૩
જ્યારે પૃથ્વી નવ આપી તમને, ત્યારે પણ સ્વામી આપ;
આજ ધણીરણી છો મુનિ પોતે, શેનો મુને સંતાપ. ૪
પ્રથમથી આજ્ઞાકારી હુતો મુનિ, સર્વસ્વ દ્વિજને સોંપી;
આજ આપી થયો અઋણી જાતે, નથી ધર્મમર્યાદા લોપી. ૫
વિશ્વામિત્ર કે' મુને સર્વે આપ્યું, તો ન રે'વું તારે નૃપ આંહી;
જ્યાં જ્યાં મારૂં સ્વાગીપણું માને, ત્યાં તારે વસવું નહિ કયાંહી. ૬
એકાએક જેમ વજ્ર વાગે હૃદે, તેવું કર્ણે લાગ્યું મુનિવેણ;
અરે હાય હવે કયાં જઇ વસવું, થયો મૂર્ચ્છિત મોહિત નેણ. ૭
બે ઘટિકા પછે ચેતન પામ્યો, ત્યારે વિચારે આમ;
દ્વિજશાપભયે નૃપ થર થર કાંપે, કાં ગુપ્ત થયા ગુરૂ માં'નામ. ૮
વિશ્વામિત્રના ભયથી ત્રાશી, જળમાં પેઠા ગુરૂદેવ;
હવે કયાં જાઉં શું કરવું મારે, પછે નિશ્ચય કર્યો તતખેવ. ૯
વારૂં મુનિવર એમ કરૂં હું, એમ ભાખી મુખથી તર્ત;
શ્રોણીસૂત્રાદિક સર્વ તજ્યાં ઝટ, પે'ર્યાં વનફુળ વસમી વર્ત. ૧૦

---

૩ ઓણ—ઉણું-બાકી. ૮ ગુરૂદેવ—વસિષ્ઠ. ૧૦ શ્રોણીસૂત્રાદિક—કંદોરો વગેરે.

પછે મુનિની સાથે નગરે આવી, જઈ વનિતાને મળિયો;
વલ્કલ સુત શ્યામાને આપી, આવી મુનિને નમિયો. ૧૧
સર્વ રાજ્યાદિક અર્પણ કીધું. વસ્ત્રાભૂષણ તજી ચર્મ ધાર્યું;
વિશ્વામિત્રાર્પિત દેશને છોડી, ચાલ્યો વનમાં મન માર્યું. ૧૨
તે વેળાએ વિશ્વામિત્રે આવી, રાયનો મારગ રૂંધ્યો;
રાજસૂયમખની દક્ષિણા દીજે, શો ઋણી જાવા વળુંધ્યો. ૧૩
હરિશ્ચંદ્ર કે' મહામુનિ આપ્યું, શત્રુવિહોણું મેં રાજ્ય;
હવે અવશેષ આ ત્રણ દેહ દેખો, તેનો વ્યય કરો મહારાજ. ૧૪
વિશ્વામિત્ર કે' આપ્યું તે જાણું, (પણ) રાજસૂયની દક્ષિણા લેવી;
એ આપ્યા વિણ ચાલે ન રાજા, તારી ધર્મવૃત્તિ થઈ કેવી. ૧૫
બ્રાહ્મણને આપ્યું કહી ન આપે, તે વિનાશી થાયે જાણો;
તે દક્ષિણાનું પ્રમાણ કહું છું, સુખ માણો કે દુઃખ આણો. ૧૬
રાજસૂય સંપૂરણ થાતાં, જેતી દક્ષિણા દ્વિજ પામે;
તેટલી દક્ષિણા મારે જોઇએ, તે આપી લાગો તમારે કામે. ૧૭
તમે મુખે જે પ્રતિજ્ઞા કરી છે, તે આપ્યા લીધા વિના કેમ ચાલે;
આતતાયી સાથે યુદ્ધ કરવું એક, એ રાય ધર્મે વર્તો મન મા'લે. ૧૮
વળી સત્પુરૂષનું રક્ષણ કરવું, એવા નિયમ ધર્યા તેં જાતે;

---

૧૨ વિશ્વામિત્રાર્પિત—વિશ્વામિત્રને અર્પણ કરેલો. ૧૩ મખ—યજ્ઞ. ઋણી—દેવાદાર. ૧૪ શત્રુવિહોણું—નિષ્કંટક. વ્યય—ખરચ. અર્થાત્ તેને વેચીને દ્રવ્ય મેળવો અથવા એ ત્રણ દેહને ગમે તે રીતે ખરચીને દ્રવ્ય મેળવો.

૧૮ આતતાયી— મહાપાપી. " अग्निदोगरदश्चैवशस्त्रपाणिर्धनापहः ॥ क्षेत्रदारहरश्चैतान्षड्विद्यादाततायिनः—અગ્નિ મૂકીને ઘર વગેરે સળગાવનાર, ઝેર આપનાર, હાથમાં હથિયાર વાળો, ધનહરણ કરનારો, ખેતર લેઇ લેનારો, અને સ્ત્રીનું હરણ કરનારો, એ છ કર્મમાંથી કોઇ પણ કર્મ કરનારને આતતાયી જાણવો—શુક્રનીતિ.

તો પછે મારી દક્ષિણા ક્યમ મૂકું, લાવું દયા હું કેઇ વાતે. ૧૯
હરિશ્ચંદ્ર કે' દ્વિજવર સુણિયે, અધુના કાંઇ નથી મુજ પાસે;
કેટલોક કાળ વિત્યા પછી આપું, કંઇ વશી હું વાસ સુવાસે. ૨૦
અહો ભગવન્ વિપ્રર્ષિ મહામોટા, કંઇ દયા ધરો દીલમાંય;
સત્પુરૂષના સમ્યક્ સ્વભાવનું, ચરિત વીસરો મુનિ ક્યાંય. ૨૧
વિશ્વામિત્ર કે' વાટ જોઉં હું, દયા લાવી મન તારી;
ક્યાં સુધી મારે વાટ જોવી કહે, હું જાણું નિર્મળ મતિ સારી. ૨૨
ઉતાવળે અવધિ કે' મુજને, નહિતો શાપાગ્નિએ બાળું;
હરિશ્ચંદ્ર કે' એક માસ પછી આપું, મુનિ ધન્ય થયા કૃપાળું. ૨૩
હમણાં વિત્ત નથી મારી પાસે, માટે આજ્ઞા દીજે મુનિદેવ;
વિશ્વામિત્ર કે' જા જા રાજા, પણ ન ભૂલીશ આપવું એવ. ૨૪
તારો માર્ગ ભદ્રકારી હો રાજા, તુને અરિ દમે નહિ કોઈ;
એવું વચન સુણી રાજા ચાલ્યો, પૂઠે નારી ચાલે કંથ જોઇ. ૨૫
જે પુષ્પવેરેલે સ્થાનક હીંડવા, અતિ અયોગ્ય રૂપાળી;
તે કંટકવનભણી પતિની પૂઠે, ચાલવા લાગી સુંવાળી. ૨૬
નગરલોકે પત્ની પુત્રની સાથે, રાય દુઃખીઓ દીઠો જ્યારે;
કે ત્રાહી ત્રાહી કરી ત્રાડ પાડી મુખ, પ્રભુ સુખદિન દેખીશું ક્યારે ! ૨૭
હા નાથ ! અમો અનાથ થયાં સહુ, તદા મૂકી શું જાઓ છો દેવ;
તમે ધર્મકાર્યમાં કુશળ સ્વામી, જોઇ દુઃખ નિવાર્યાં તતખેવ. ૨૮
એવો ધર્મ ધર્યો ધરણીપતિ, ન પ્રજા દુઃખી કરી લેશ;
તો આજ અમને તમે સાથે તેડો, હારે ધર્મે શેષ મહેશ. ૨૯
અહો રાય એક મુહૂર્ત્ત ઊભા રહો, શું નાસાનાસ કરો આમ;

---

૨૧ ચરિત—આચરણ. ૨૫ ભદ્રકારી—કલ્યાણ કર્ત્તા.

નેત્રભૃંગે મુખારવિંદ રસ પીવા, સ્વામી વાધી છે મોટી મામ. ૩૦
હા હા ! મુખઅબુંજ કવ જોઇશું ! રે રે આવી પડ્યું શું દુઃખ ! !
જે રાજેંદ્ર નીકળે રસ્તામાં, તવ ઘણા ઇચ્છે પૂઠનું સુખ. ૩૧
રાય હરિશ્ચંદ્ર આગળ ચાલે, પૂઠે નૃપ ચાલે મહામોટા;
તેની પૂઠે તેનાં સ્ત્રી પુત્ર જાતાં, હા હા! દિન આવ્યા શા ખોટા ! ! ૩૨
કેટલું દુઃખ રૂપ આ શિવ શિવ ! રે આંખ્યો કેમ ન ફૂટે !
ગજે બેશી સેવક જાય આગળ, તે રાય ચાલે ઇમ કહી કૂટે !! ૩૩
સેવક જેના ગજપર બેસે, તે રાય પાળો પળાય;
અહો રાય સુકુમાર શરીરે, કહો કહો કેમ ચલાય. ૩૪
સુકુમાર સુંદર ભૃકુટિવાળું, કંઇ ઉંચુ ઉપર સોહાવે નાક;
એવું મુખાર્વિંદ રજે ભરાશે, એમ કહી કહી મારે હાક. ૩૫
ઊભા રહો ઊભા રહો સ્વામી, સ્વધર્મ આચરો આજ;
સર્વ પ્રાણીપર દયા રાખવી, એ મોટો ધર્મ મહારાજ. ૩૬
ક્ષત્રિયકેરો મુખ્ય ધર્મ એ, શે તજો પ્રભુ આપ;
વન જાવા તત્પર થયા તો, શો અમારે સગાંતણો સંતાપ. ૩૭
સ્ત્રી પુત્ર પરિવાર સઘળો, શે આવે નૃપ કામ;
ધન ધાન્યમાં ધ્યાન ન રાખું, ભજું રાજીવલોચન રામ. ૩૮
છાયાભૂત આ કાયા થાશે, મૂકી સર્વ વૈભવ વાટ;
હા નાથ! હા અનાથસ્વામી! આ શું ઓછો ઉચ્ચાટ. ૩૯
હા રાજ ! હા મહારાજ ! નાગી, અમને તજવાનો ધારો ઘાટ;

---

૩૦ નેત્ર ઇ૦—અમારા નેત્રરૂપી ભમરાવડે તમારા મુખરૂપી અરવિંદ( કમળ )નો રસ પીવાને અમને મોટી મમતા વધી છે—તમારા મુખનું દર્શન કરવાની બહુ ઇચ્છા છે.

૩૯ છાયાભૂત ઇ૦—જેમ દેહનો પરછાયો દેહને અનુસરે છે તેમ અમારા દેહ જાણે તમારા દેહના પરછાયા હોય તેમ તમને અનુસરશે.

રે રે સ્વામી ! આ નવ ઘટે, એમ વદી પડે છતાપાટ !! ૪૦
જ્યાં તમે ત્યાં અમે આવું, જ્યાં તમને સુખ ત્યાં સુખ;
જ્યાં તમારાં ચરણકમળ છે, ત્યાં ભાગે અમારી ભૂખ. ૪૧
જ્યાં તમે ત્યાં નગર અમારૂં, જ્યાં ધર્મિષ્ટ નૃપ ત્યાં સ્વર્ગ;
ત્રાહિ ત્રાહિ કહી તૃણમાં પડતા, ત્યાં મોટા મહાજનવર્ગ. ૪૨
ઊભા રહો ઊભા રહો ભાખે, શું નાસો નાસો આમ;
દયાર્દ્ર થઇ દયા કંઇક લાવો, રાખી હૃદેમાં રામ. ૪૩
આક્રંદ આવું સાંભળી રાજા, શોકસાગરમાં પડિયો;
પ્રાણથી વા'લી આ પ્રજા મારી, જોઉં તેની દુઃખઘડિયો. ૪૪
સર્વસ્વ આપ્યું પણ નથી બંધન, બોલવા વિષે મારે;
એમ વિચારી ઊભો રહ્યો રાજા, ત્યાં શું નિપજતું ત્યારે. ૪૫
વિશ્વામિત્રે જાણ્યું આ ઘડી, આકુળ રાયનું મન;
નગરવાસીનાં વચન સાંભળી, તસ થયું રાયતન. ૪૬
ક્રોધામર્ષવડે ચક્ષ ફેરવી, આવી બોલ્યા નૃપ પાસ;
ધિઃકાર છે ધરણીપતિ તુજને, દુષ્ટજનશી રાખે શું આશ. ૪૭
અસત્યવાદી કપટાચારી નૃપ, આરંભી બેઠો શું કાજ;
રાજ્ય આપી પાછું લેવા ધારે, તારા ભણી વાળે જન આજ. ૪૮
ચિત્ત ખેંચી ચતુરાઇવડે, લોક કરવા બેઠો તું તારા;
એવું સાંભળી કાંપ્યો રાજા, કરો ક્ષમા અપરાધ મુનિ મારા. ૪૯
આ ચાલ્યો મુનિ ચાલ્યો વેગે, એમ ભાખી કામની સા'તો;
સુકોમળાથી ચલાય ન વે'લું, તેને ઝટપટ ચલવી જાતો. ૫૦
જેને ચાલવાનો અભ્યાસ ન પે'લાં, તે ચાલતાં ઘણી થાકી;
ધીમે ચાલવા ચિત્ત ચતુરા ધારે, તેને હરિશ્ચંદ્ર ખેંચે હાકી. ૫૧
કૃતાંતકોપ મુનિનો જોઇ, નૃપ વારંવારે નારી ખેંચે;

---

૪૩ દયાર્દ્ર—દયાવડે પલળેલા. ૫૦ સુકોમળા—અતિ કોમળ સ્રી.

તોય તેનાથી ચલાય ન જરિયે, લચી પડતી લલના લેચે. ૫૨
તે જોઇ નૃપનું મન ગભરાતું, રે દૈવ આ શું મહાદુઃખ;
તેવે તેને ત્યાં કરવા આવ્યા, કૌશિકમુનિ તો સુખ !! ૫૩
શું અલ્યા નારીથી નવ ચલાયે, એનો કરૂં હું આજ ઉપાય;
શાણી સુરભિ નવ ચાલે પંથે, તેને દંડની શિક્ષા દેવાય. ૫૪
તો આ મારા દંડકાષ્ટવડે હું, હાંકું સુરભિ તારી;
એમ કહી દંડ મારવા લાગ્યા, રે મુનિ દયા ગઇ કયાં ધારી. ૫૫
એટલુંએ આપણ મુખ બોલું, પણ પુણ્યશાળી નવ બોલે;
દુઃખ લાગ્યું દીલમાં અતિ ગાઢું, નૃપ સત્યની તુલના તોલે. ૫૬
જાઉંછું જાઉંછું એહ ઉચાર્યો, બીજો મનમાં ન આવ્યો વિચાર;
તે દુઃખ જોઇ જન સહુ કંપ્યા, કંપ્યાં પક્ષી પશુ નિરધાર. ૫૭
દેવદાનવ સ્થાવર જંગમ સહુ, કંપ્યાં જોઇ રાયનું કષ્ટ;
કોનાથી મુખે બોલાય નહિ, બોલે કરે કૌશિક નષ્ટ. ૫૮
દેવસ્ત્રી દુઃખથી રૂદન કરે, ખરે આંસુ શું પુષ્પની વૃષ્ટ;
મન માંહે શાપે સહુ મુનિને, જુએ રૂડી ભુંડી જે સૃષ્ટ. ૫૯
સર્વ દેવ નીચું જોઇ રહ્યા ત્યાં, ન ઉંચુ જુએ કોઇ શૂર;
એવે કૃપાળું વિશ્વેદેવે પાંચે, રાય દુઃખ ધર્યું ભરપૂર. ૬૦
તે મુખથકી ઉચરિયા એવું, આ અધમોધમ કૌશિક;
અપાર યજ્ઞકરતા નૃપ પીડે, નહિ મન પુણ્ય પાપની બીક. ૬૧
આ મહાપાપી વિશ્વામિત્રમુનિ, કેવે લોક કરશે વાસ!
આપણે કોને મખ જઇ રાજું, રે વર્ષ સોની વહી ગઇઆશ. ૬૨

---

૫૪ સુરભિ— ગાય. ૬૦ વિશ્વેદેવે — એ નામના દેવો. ૬૨ મખ—યજ્ઞ.

અધુના આહુતી બલિદાનથી, પામું જેવો આનંદ;
તે દિન વેહેતા કર્યા મુનિ તેં, ધિઃક ધિઃક મતિમંદ. ૬૩
પક્ષી કે' જૈમિનિ સુણીએ, એવી બોલ્યા વિશ્વેદેવ વાણ;
પાંચ જણ તે પૂરે પૂરા, જેહ કૌશિકથી અજાણ. ૬૪
વિશ્વામિત્રે કર્ણે સુણ્યું, વિશ્વદેવોકેરૂં વચન;
મહાકોપાગ્નિપૂરિત મુનિ થઇ, શાપ્યા પંચ સુરજન. ૬૫
સમદુઃખભાગી થયા માનવ શા, મૂઢ પામો માનવ દેહ;
મારો અપરાધ કરી જે જીવો, એહ પીયૂષકેરો ઉજેહ. ૬૬
કે'તામાં માનવ થઇ પડિયા, જેમ પડે તારા પુણ્યક્ષીણ;
કાલાવાલા કોટિક કર્યા ત્યારે, મુનિએ નિહાળ્યા દીન. ૬૭
પછે અનુગ્રહ મુનિવરે કીધો, થાશો માનવ નહિ મીનમેષ;
સંતતિ થાશે નહિ સુર! તમને, રે' સ્ત્રીપાણિગ્રહણ શેષ. ૬૮
ઇર્ષ્યારહિત કામક્રોધે વિનિર્મુક્ત, થાશો તમે જ્યારે સુર;
સુરપણું સહુ પામશો ત્યારે, લાગ્યાં વેણ મુનિ મધુર. ૬૯
તે વિશ્વેદેવ પાંચે અવતર્યા, કૃષ્ણા કેરે પેટ;
અંશાવતારી એ પાંચે પૂરા, પડચા ભૂ કરવા શાપભેટ. ૭૦
એ પ્રકારે પાંડુના પૌત્રો, મુનિ શાપે થયા જાણ;
દારસંગ્રહ કરવા નવ પામ્યા, માનો મુનિ સત્ય વાણ. ૭૧
પાંડવ કથાના સંબંધવાળા, મુનિ પૂછચા ચાર પ્રશ્ન;
તેના વિસ્તારે પ્રત્યુત્તર ભાખ્યા, હવે શેની રહી મુનિ તૃષ્ણ. ૭૨

---

૬૫ મહાકોપાગ્નિપૂરિત—ઘણા ક્રોધ રૂપી અગ્નિથી ભરેલા. ૬૬ પીયૂષ—અમૃત. ઉજેહ—પ્રકાશ. અર્થાત્ મારા અપરાધથી તમારો તરતજ નાશ થવો જોઇએ પણ તમે દેવ હોવાથી અમૃતપાન કરેલું છે માટેજ જીવોછો!

૬૮ રે' ઇ૦—સ્ત્રીનો હાથ ઝાલવો બાકી રહેશે–લગ્ન નહિ થાય. ૬૯ વિનિર્મુક્ત—રહિત. ૭૦ કૃષ્ણા—દ્રૌપદી. શાપભેટ—શાપનો સમાગમ. અર્થાત્ શાપ ભોગવવાને. ૭૧ દારસંગ્રહ—સ્ત્રી સાથે લગ્ન.

જે સાંભળવા ઇચ્છા હોય, તે યથામતિ વિસ્તારૂં;
વ્યાસશિષ્યનાં દર્શન દુર્લભ, થયાં સુર્લભ પુણ્ય વિચારૂં. ૭૩
સર્વ પુરાણીને નમન કરીને, સંસ્કૃતનું પ્રાકૃત ભાખું;
રાગડા તાણી શ્લોક આલાપો, તેવા રાગ ન આમાં દાખું. ૭૪
પ્રભુ કૃપાથી પાંશરૂં થાશે, વધશે ઉદ્યમ આથી;
આ વાંચીને સંસ્કૃત વાંચો, રીઝે રૂડા લોક કથાથી. ૭૫
ઇતિશ્રી માર્કંડેય પુરાણે, દ્રૌપદ્યોત્પત્તિનો સપ્તમોધ્યાય;
પ્રેમાનંદ પુરાણીપ્રતાપે, ગુણગણ હરિના ગાય. ૭૬

## વલણ.

હરિના ગુણગણ ગાવા અંતર, આવે ભરતી ઓટ રે;
કવિતા ચંદ્રિકા નિધિ નિરખી, મન તરંગ તૂટે કોટ રે. ૭૭

## કડવું ૧૮ મું.

## રાગ મેવાડો.

જૈમિનિ પૂછે હો, પ્રશ્ન અનુક્રમે કહ્યા;
(પાણુ) હરિશ્ચંદ્ર કથા સુણવા હો, અભિલાષ મનમાં થયા. ૧
કુતૂહલ કારમું હો, લાગ્યું મારા મનમાં;
તે કથા કહી ટાળો હો, થાયે તૃપ્તિ તનમાં. ૨

---

૭૫ ભાષાંતર કરવામાં પરોકાર થશે તે વર્ણે છેઃ પ્રભુ કૃપાથી ઇ૦—સ્પષ્ટ છે. ભાષાંતરની યથાર્થતા બતાવે છેઃ આ ઇ૦—સ્પષ્ટ છે.

૭૭ કવિતા ઇ૦—કવિતા રૂપી ચંદ્રપ્રકાશનો નિધિ ( ભંડાર ) જોઇને મન રૂપી તરંગનો કોટ તૂટે છેઃ અર્થાત્ જેમ ચંદ્રપ્રકાશથી સમુદ્રના તરંગ ભાગીને પાણી ઊભરાય છે તેમ કવિતાના યોગથી મારા મનની કલ્પનાઓ પણ ઉભરાઇ જાય છે ! ૨ ટાળો—મટાડો ( કુતૂહલ ).

મહાસંકટ પડિયું હો, હરિશ્ચંદ્ર ભૂપને;
પક્ષીસત્તમ ભાખો હો, સુખ થયું તે અનુપને. ૩
પક્ષી કે' સુણય જૈમિનિ હો, વચન સુણી કૌશિકનું;
હળવે હળવે માર્ગે હો, ચાલ્યો મિષ તજી બીકનું. ૪
તેની પૂઠે જાતી હો, શૈબ્યા રાણી સુત લઇ;
રાજા મન વિચારે હો, શુદ્ધબુદ્ધ શેણે નાશી ગઇ. ૫
ક્યાં જઇ મારે રે'વું હો, તે ન સૂઝતું જરિયે;
સર્વત્ર રાજ્ય મારૂં હો, ભૂમિતળ રહેતાં ડરિયે. ૬
શે સાર્વભૌમ કે'વાચો હો, (કે) રે'વા ભૂમિ નવ ભાળું;
શું આખી અવનિમાં હો, નથી કોઇનું તાળું. ૭
પૂછે પત્નીને હો, આપણ ક્યાં જઇ વસશું;
માન તજી ધ્યાન ધારૂં હો, તોય કષ્ટ કે' અમિ કસશું. ૮
તિલપુર મેદિની હો, રે'વા રામા ! નવ દેખું;
શે જીત્યા નૃપ સારા હો, ભામિની ભાગ્ય ઉવેખું ! ૯
શૈબ્યા કે' સ્વામીજી હો, દુ:ખ શાને દિલ ધરો;
મન વાણારસી વિચારો હો, નિવાસ ત્યાં નિરાંતે કરો. ૧૦
દિવ્ય નગરી એ છે હો, શૂલપાણિ શૂલહરે;
છે રાણીધણી પોતે હો, હરિજનનું કષ્ટ હરે. ૧૧
મનુષ્યદેહધારી હો, જે જે મુખ કે'વાચે;
તેનું સ્વામીપણું હો, ન કાશીમાં લે'વાચે. ૧૨

---

૩ સત્તમ–શ્રેષ્ઠ. ૫ શૈબ્યા—શિબિરાજાની પુત્રી—તારા. ૭ નથી કો૦—કોઇનું તાળું નથી—મારા વિના બીજા કોઇએ પોતાના સ્વામિત્વના હક કરી રોકીરાખેલી પૃથ્વી નથી શું ?

૮ કસશું—કશીશું—કસોટી કાઢીશું. ૯ રામા—હે સ્ત્રી. ૧૦ વાણારસી—કાશી. ૧૧ શૂલ—પીડા (ભયરોગની).

નૃપ કે' ધન્ય ધન્ય હો, સારી મતિ તેં દીધી;
પછે કાશીપુરી જાવા હો, વૃત્તિ સર્વએ કીધી. ૧૩
મારગ નથી દીઠો હો, ન પૂછાય કોઇને કંઇએ;
બીક ઘણી લાગે હો, આવે મુનિ તો શું કહિયે. ૧૪
અનુમાન ન થાયે હો, કષ્ટ કૂડું આવ્યું લહી;
માર્ગે ચાલ્યાં જાયે હો, લહી રોધ પાછાં ફરે સહી. ૧૫
એમ આખે દિવસે હો, અથડાઇ કૂટાઇ અટવાયે;
બે ગાઉ આગળ ચાલે હો, દશ કોશ પાછાં જાયે. ૧૬
ધીમે ધીમે ચાલે હો, તોય પંથ ઢુંકડો થાયે;
તે ન્યાયે આવી પો'ચ્યાં હો, મહાગહન વન માંયે. ૧૭
સૂર્યે સૂર્યવંશી હો, જોવા ઝટ ત્યાં મૂક્યો;
જે નૃપનાં શિકારી હો, તેણે ધ્યાન દેઇ ઢુંક્યો. ૧૮
જેના રથશબ્દ હો, નાસે હરિ આકૃણિયે;
તેને જોઇ નૃપ નાસે હો, દૈવગતિ શી ગણિયે. ૧૯

---

૧૫ રોધ — અટકાવ. માર્ગ બંધ દેખે ત્યાંથી પાછા ફરે. ૧૭ તે ન્યાયે—ધીમે ધીમે ચાલતાં પણ લાંબો માર્ગ ઓછો થતો જાયછે, એ રીતે.

૧૮ સૂર્યે ક્ષ૦ —પોતાના વંશમાં થયેલા હરિશ્ચંદ્ર રાજાને આવી દુઃખિત અવસ્થામાં જોઈ ન શકાવાથી સૂર્ય આથમી ગયો. **ઉત્પ્રેક્ષા.** જે ક્ષ૦— જે પ્રાણીઓનો રાજા શિકાર કરતો હતો તેમણે રાજાને નિહાળીને જોવા માંડ્યા. જાણે કે આવી નિર્બળ સ્થિતિમાં પડેલા રાજા આપણને શું કરી શકનાર છે, એમ તેઓ જાણતાં હોયની શુ ? **ઉત્પ્રેક્ષા** અને **સ્વભાવોક્તિ.** અર્થાત્ રાત્રીએ વનપશુઓ આવી લાગ્યાં.

૧૯ હરિ— સિંહ. " गतेहिदुर्दशांलोकेक्षुद्रोप्याहितमाचरेत् —દુર્દશામાં પડેલા મનુષ્યનું હલકો પ્રાણી પણ અહિત કરે છે " એવા પંચતંત્રના વચનનુ કવિ અહીં સ્મરણ કરાવે છે.

વરાહ આવે ઉપર હો, ધશ્યાં ધશ્યાં હણવાને;
અતિ મુઝાવે હો, દુઃખદિન આવા ભણવાને. ૨૦
રોઝ સોજ ધારી હો, ટગમગ સામું ભાળે;
સુતને હરવા મીટડી હો, પલક પો'ર નવ ટાળે. ૨૧
જેના ધનુરવથી હો, કંપી નાસે કાનનમાં;
તે ખાવા ધશ્યાં આવે હો, દયા ન લાવે કો મનમાં. ૨૨
જે શાહુડી રાખી ઘરમાં હો, સુતને કાજે જોવા;
સિસોળિયાંએ લખતાં હો, સંશય પ્રકટ્યા ખોવા. ૨૩
તે થઇ વિપરીત હો, કરમની ગતિ કેવી;
વિરામ લેવા બેઠાં હો, કે વરસાવે વૃષ્ટિ શર જેવી. ૨૪
વ્યાઘ્ર ને ચિતરા હો, કે દીપડા ખડ્ગે હણ્યા;
તે ક્રૂર પ્રાણીએ હો, અક્રૂર નૃપ અવગણ્યા. ૨૫
કેળગર્ભ જેવો હો, સુત ખાવાની દૃષ્ટિ;
જેના ઘણા સુત રડવડ્યા હો, કાયા તેણે જડ્ય કષ્ટી. ૨૬
મૂકી અગ્ન્યાસ્ત્ર હો, બાળ્યાં ગહવર વનને;
તે નૃપને લપેટે હો, ન દીસવા દે તનને. ૨૭
કંટકઅરિ ટાળ્યા હો, જે વસમા ઝેરી ઘણા;
તેની નારીને કંટક લાગે હો, શી દુઃખમાંહે મણા. ૨૮
જેના પ્રતાપે હો, અરિસ્ત્રીકુચકુંકુમ ગયાં;
તેની નારી કેરાં હો, બાલ્હિક નામ મૂકી વહ્યાં. ૨૯

---

૨૦ વરાહ—ભૂંડ. ૨૨ કાનન—વન. ૨૫ અવગણ્યા–અવગણના કરી. ૨૮ કંટકઅરિ—કાંટા જેવા દુશ્મન.

૨૯ અરિસ્ત્રીકુચકુંકુમ—શત્રુઓની સ્ત્રીઓએ સ્તન ઉપર ચોપડેલાં કેસર (પ્રતાપિ હરિશ્ચંદ્રે પોતાના પતિઓને મારી વૈધવ્ય આપવાથી). બાલ્હિક—કેસર.

જેણે તૃષા ટાળવા હો, પર્બો ઘણી મંડાવી;
તે પાણી પાણી ભાખે હો, ખોમાં દેહ ખંડાવી. ૩૦
હે નાથ ! કષ્ટ ટાળો હો, અનાથ નથી હું રાજા;
એવા રવ અરિસ્ત્રીના હો, તે સુણે સ્વસ્ત્રીના ઝાઝા. ૩૧
જેણે ફળકંદ આપ્યાં હો, અતિથિને ખાવાને;
તેને રહ્યું રે પ્રભુ હો, ઉદર એક સા'વા ને. ૩૨
એવાં દુઃખ વેઠી હો, ગહનવન મૂક્યું પૂઠે;
હૃદે વશ્યું સત્યેજ હો, છોને જગ સહુ રૂઠે. ૩૩
દિન વિત્યા વીશજ હો, કાશીપુર નવ આવ્યું;
પંથ રહ્યો આઘો હો, કષ્ટ કષ્ટ કષ્ટ કા'વ્યું. ૩૪
રે રે અવધિ જાશે હો, રહ્યા દિન દશ હાવે;
કોણ લઇ જાયે હો, કાશીપુરી ક્યાં કા'વે. ૩૫
અન્નજળ ત્યારે લઇશું હો, જ્યારે વાણારસી જાશું;
કેમ દ્વિજનું ખવાયે હો, શું ક્ષુધાવડે સત્ય વા'શું. ૩૬
મુખકમળ કરમાયું હો, લેવાયું લા'યમાં અંગ આ;
બાલુડા ! મળ્યો બાપ હું હો, ગયો નવરંગ રંગ આ. ૩૭
કામિની કૂડું આ થયું હો, દયિતા દુર્દશા દેખું;
એમ દુઃખદિન વીત્યા હો, રહ્યા દ્વય દિન લેખું. ૩૮
તેમાંથી એક જાતો હો, કે નૃપ પડતો ભૂમિ;
ભરતાર પડ્યો જોઇ હો, ઘરૂણી પડતી ઘૂમી. ૩૯

---

૩૦ ખંડાવી—( પાણી લેવાને ખોમાં ઉતરવા જતાં પડી જવાથી ). ૩૧ રવ–શબ્દ. સ્વસ્ત્રીના—તારામતીના. ૩૭ નવરંગ ઇ૦—તારા શરીરનો નવો—તાજો રંગ ગયો અને આ રંગ થયો ! ૩૮ દયિતા—વાહાલી સ્ત્રી ! ૩૯ ઘમી—ચકરી ખાઇને.

બાળક રડે ઊભો હો, કે' નહિ માગું ખાવા;
ઊઠો ઊઠો માતાજી હો, બાપજી કયમ થયા આવા!! ૪૦
એવે એક દવશો હો, આવી સા'તો દુઃખિયાંને;
બાળક પાડે રાડો હો, કાં દુઃખિયાં કરે સુખિયાંને. ૪૧
તેણે તે ન ગણગાર્યું હો, લેઈ ગયો કાશીપુરી;
પ્રેમાનંદ શેનો હો, કરૂણા નવ કહી પૂરી. ૪૨

## વલણ.

કરૂણા પૂરી નવ કહી, લહી રસની લે'ર રે;
પુરાણી બાવા કરૂણા ગાયે, જેને માધવની મે'ર રે. ૪૩

## કડવું ૧૯ મું.

## રાગ ગોડી.

પક્ષી કે' સુણ્ય જૈમિનિ મુન્ય રે, વાણારસી મૂક્યો મહાપુણ્ય રે;
એક વૃક્ષની નીચે સુવાડ્યાં રે, તેને બાળકે રડી જગાડ્યાં રે. ૧

---

૪૩ માર્કંડેય પુરાણમાં માત્ર એટલુંજ છે કે " દિવ્ય એવી વાણારસી પુરીમાં શૂલપાણિ મહાદેવનું સ્વામીપણું છે તેથી તેના પર મનુષ્ય રાજાનો હક નથી; એમ ધારી તે પૃથ્વીપાળ કાશી નગરી ભણી વળ્યો. પગે ચાલીને દુઃખથકી પીડાયલો રાજા પોતાની મનોવૃત્તાનુસારિણી પત્ની સાથે કાશી પોહોચ્યો. " પણ કરૂણારસના વર્ણનનો આ પ્રસંગ એમ ટુંકાવીને રસભંગ કરવો એ પ્રેમાનંદને ઠીક નહિ લાગવાથી રાજાના માર્ગનું આ કડવું તેણે નવીન વધાર્યું છે. કથા કરનારા પુરાણીથી આવું વર્ણન બનતું નથી તે ઉપર કવિ વક્રોક્તિમાં કહે છે કે, કરૂણા ૪૦—અર્થાત્ કરૂણા રસની લેહેરનો આ પ્રસંગ લહીને પણ પૂરેપૂરી કરૂણા ( કરૂણ રસ ) મેં કહી નથી; પણ જેને પરમેશ્વરની કૃપા છે એવા પુરાણી બાવા તો તે કરૂણા ગાય ખરા !! ૧ મહાપુણ્ય—મોટા પુણ્યવાળો—હરિશ્ચંદ્ર.

જાગતામાં સુણ્યા હર હર નાદ રે, સુણ્યા અજ શા માનવના સાદ રે;
વાચે ઘંટ ને કે' દુઃખ કાપો રે, પાર્વતીપતે ! મહતા અમાપો રે. ૨
એ સર્વ સુણી રાય હરખ્યો રે, તારાને કે' કાશીપુર નરખો રે;
આવ્યો સુખનો દિન સુણ્ય શ્યામા રે, આજ દુઃખના ટળ્યા ઉધામા રે. ૩
આપું વિપ્રને દક્ષિણા હું ય રે, ગ્લાનિ પામિ શું બેઠી તું ય રે;
પુત્રને દઇ આલિંગન રે, ચાલ્યો ચોંપ કરી રાજન રે. ૪
તે ચાલતાં પડે લથરડી રે, શ્યામાકેરી દાઝે છે આંતરડી રે;
ત્રાહ્ય ત્રાહ્ય કરે ને ચાલે રે, ઉષ્ણતાએ તે છાંયડા ભાળેરે. ૫
સૂર્યે સ્વવંશનું જોવા માપ રે, તન તપવ્યું માનો અમાપ રે;
થયો સર્વાંગે પ્રસ્વેદ રે, બળે ચરચર તાપે મેદ રે. ૬
એવે પુરનું દ્વાર નિહાળ્યું રે, અન્નજળ આઘેથી ભાળ્યું રે;
જેવાં પેસે દરવાજા માંય રે, કે દીઠા કૌશિક મુનિ ત્યાંયરે. ૭
આવી સન્મુખ ઊભા મહામુન્ય રે, વિનય રાખી નમ્યો હૃદે શૂન્ય રે;
હાથ જોડી બોલ્યો મુખ આમ રે, આ ઊભાં પત્ની પુત્ર મા'નામ રે. ૮
હું જાતે ઊભો થઇ દાસ રે, દક્ષિણાકાજ લો જેની આશ રે;
એ ઉત્તમ સાટું ભૂદેવ રે, અથવા ઇચ્છિત સાધું સેવ રે. ૯
વિશ્વામિત્ર કે' સુણ્ય સત્યવાદી રે, રખે થાતો વચનપ્રમાદી રે;
રાજસૂય સંબંધી જે દેવું રે, તે તો મારે તું પાસે લેવું રે. ૧૦
એક માસનો વાયદો કીધો રે, કોલ તેં તારે મુખે દીધો રે;
તો હવે દક્ષિણા મારી રે, બીજી વાત ન રૂચે તારી રે. ૧૧

---

૨ અજ શા— બ્રાહ્મના જેવા વેદોચ્ચાર યુક્ત. મહતા અમાપો— અમાપ મોટાઇવાળા. ૬ તાપ બહુ પડતો હતો તે ઉત્પ્રેક્ષાથી વર્ણ્યું છેઃ સૂર્યે ઇ૦—સ્પષ્ટ છે. સ્વવંશનું—સૂર્યવંશનું— હરિશ્ચંદ્રનું. પ્રસ્વેદ— પરસેવો. મેદ–શરીમાંનો એક ધાતુ.

હરિશ્ચંદ્ર કે' અહો બ્રહ્મન રે, છો અમ્લાન તપરૂપી મહાધન રે;
આજ વદાડ થાય મુનિ પૂરો રે, માત્ર અર્ધ દિવસ અધૂરો રે. ૧૨
એટલી વાર દયા કરો દેવ રે, દઈ દક્ષિણા સાધું સેવ રે;
વિશ્વામિત્ર કે' વારૂ ઠીક રે, વળી ઉપજાવી તેને બીક રે. ૧૩
હું થોડી ઘટિકાએ આવું રે, ત્યારે વેણ ન સાંભળું આવું રે;
દક્ષિણા લેઉં મારી પૂરી રે, નહિ તો શાપું ભાખી ગયા સુરી રે. ૧૪
એમ ભાખી ગયા મહામુન્ય રે, શું વિચારે મનમાં મહાપુણ્ય રે;
જે દક્ષિણા દેવા બંધાયો રે, કેમ ભાખું મુનિએ વા'યો રે. ૧૫
પણ કયી રીતે આપું તેહ રે, એમ વિધવિધ કરે સંદેહ રે;
રે મેં જેમનું પોષણ કર્યું સારૂં રે, તે ક્યાં ગયું મિત્રોકેરૂં લારૂં રે. ૧૬
મેં ભર્યા ભરપૂર દ્રવ્યભંડાર રે, ભર્યા ધાન્યથી પૂર્ણ કોઠાર રે;
તે સર્વનો ધણી મહારાજ રે, તે મુખ બોલ્યું ન દેઉં શું આજ રે. ૧૭
દૂષિત થાઉં શું અધમોધમ રે, રે રે થાય એવું મેં કયમ રે;
પાછો દાનનો પ્રતિગ્રહ દુષ્ટ રે, કેવી રીતે થઉં સંતુષ્ટ રે. ૧૮
કેવી રીતે ન પડું હું નરક રે, રે રે ! કહી થયો કષ્ટે ગરક રે;
હવે શું કરૂં કોડી ન પાસે રે, ક્યાં જઇ વસું મૂઢ હું વાસે રે. ૧૯
કરૂં નિશ્ચે હું પ્રાણનો ત્યાગ રે, રે રે ! છૂટું ન તોય હતભાગ્ય રે;
વચનવડે કબૂલ્યું જે દેવું રે, તે ન દેઉં તો દુઃખ થાય કેવું રે. ૨૦
બ્રહ્મધન હરણ કરનાર હુંય રે, કૃમિકીટ દેહ પામું શુંય રે;
અથવા એ છે ઘટારત મારે રે, દાસપણું આ દેહડી ધારે રે. ૨૧
જાત વેચવી તે મહાઉત્તમ રે, ન રાખું દ્વિજદેવું અનુત્તમ રે;
મહાવિનાશકારી એ દેવું રે, રાખીને પછી છૂટવું કેવું રે ! ૨૨

---

૧૨ છો ઇ૦—અમ્લાન નહિ કરમાયલા—તેજસ્વી ) તપરૂપી મહાધનવાળા છો. ૧૪ આવું—આ રીતનું. ૨૧ કૃમિકીટ—જીવડા કે કીડા. ૨૨ અનુત્તમ—અતિશ્રેષ્ઠ—અતિ મોટું.

પક્ષી કે' જૈમિનિ સાંભળ રે, એમ અટવાયો નૃપ મહાબળ રે;
ચિંતાતુર મુખમુદ્રા દીસે રે, જેવો બલિવર્દ રેતમાં હીસે રે. ૨૩
આકુલ દીન અતિ નૃપને જોઇ રે, તેની સ્ત્રી સાધ્વી દુઃખી હોઇ રે;
ડૂમો ભરાયો હૈયા માંય રે, પછે ગદ્દગદ્દ વાણીવતી બોલી ત્યાંય રે. ૨૪
અહો રાજરાજેશ્વર મહારાજ રે, પરિ ચિંતા કરો તમે આજ રે;
ગમે તેમ કરી પાળો વ્રત રે, પ્રભુ! સત્ય વ્રત માનો મહત રે. ૨૫
સ્મશાનભૂમિ તજવાયોગ્ય જેવી રે, માનો વ્રતભંગ આ દેહ તેવી રે;
અહો પુરૂષશાર્દૂલ સ્વામિન રે, સત્યથી નહિ મોટું અન્ય રે. ૨૬
સર્વ શાસ્ત્ર કે' મોટું સત્ય રે, તેહ પાળો ગરવી કરી ગત્ય રે;
મિથ્યાભાષી કરે ભલે હોમ રે, કાન્તિમાન હોય જેવો સોમ રે. ૨૭
વેદવેદાંગાદિક મુખ પાઠ રે, હારે જેનાથી વસુ આઠ રે;
હોય દાનેશ્વરી બલિ જેવો રે, પુણ્યવંત જોહ પ્રલ્હાદ કે'વો રે, ૨૮
પણ તે સર્વ મિથ્યા મારા નાથ રે, જો સત્ય નવ પાળે સાક્ષાત રે;
ધર્મશાસ્ત્રમાં ભાખ્યું એમ રે, સત્ય પાખે ન કોઇ નેમ રે. ૨૯
તેવું દુર્બુદ્ધિને છે અસત્ય રે, નાખે નરકે માનો મહામત્ય રે;
પૂર્વે કૃતિ નામે નૃપ મહામોટો રે, જેનો જુગમાં નહિ કોઇ જોટો રે. ૩૦
જેણે સાત કર્યા અશ્વમેધ રે, એક રાજસૂય વિણ વેધ રે;
એટલું પુણ્ય કીધું જાતે રે, પડયો સ્વર્ગથી તે એક વાતે રે. ૩૧
અસત્ય ઉચ્ચાર થઇ ગયો મુખે રે, પડયો પૃથ્વી તે મહાદુઃખે રે;
અહો રાજન ઉપાય છે એક રે, સત્ય રાખણહારો વિવેક રે. ૩૨
જુઓ પ્રભુ સંતતિ થઇ છે મુને રે, હવે આગલ્યું વેણ રોધે હુંને રે,

---

૨૩ મુખમુદ્રા—મુખાકૃતિ. બલિવર્દ-બળધ. રેતમાં—રેતીમાં. હીસે—હાંફે. ૨૫ પરિ—દૂર. ૨૬ પુરૂષશાર્દૂલ—પુરૂષોમાં વાઘ જેવા પરાક્રમી.

૩૦ અસત્યથી મોટો અનર્થ થાય છે તે જણાવવાને તારામતી પૂર્વનો ઈતિહાસ કહે છે: પૂર્વે ૪૦—૨૫૯ છે.

એમ વદી રોઈ રહી છાની રે, ધન્ય ધન્ય હે તારા રાણી રે. ૩૩
દુઃખે અશ્રુ પડે મોતી જેવાં રે, આંસુ બોર જેવાં કહીએ કેવાં રે;
જેનું હોય તેનું નવ જાશે રે, ભલે ન હોય તેને નવ થાશે રે. ૩૪
એવી જોઇ રાણીની દીન દેહ રે, બોલ્યો થઇ રાજા નિઃસંદેહ રે;
અહો ભદ્રે ! રડે શામાટે રે, વારંવાર શોણે ઉચ્ચાટે રે. ૩૫
કરચ પરો તું તાપસંતાપ રે, માપી આપ્યું મહિલા મહામાપ રે;
તું જે સંતતિ સુખ કહે છે રે, તે આ બાળક દુઃખ સહે છે રે. ૩૬
અહો ગજગામિની ભામિની બોલો રે, કેવી ઇચ્છામાં સતી ડોલો રે;
રાજપત્ની કે' સુણો રાજન રે, હું પુત્રવતી છું પાવન રે. ૩૭
સત્પુરૂષોતણાં જે કાર્ય રે, તે તો વર્ણવી કહું હું આર્ય રે;
પુત્રફળપ્રાપ્તિહેતુ માટે રે, સ્ત્રી ગ્રહણ કરે એ ઘાટે રે. ૩૮
માટે મુજને વેચી મારા નાથ રે, આપો બ્રાહ્મણને દક્ષિણા હાથ રે;
પક્ષી કે' સુણય જૈમિનિ તુંય રે, વેણ સાંભળતાં થાતું શુંય રે. ૩૯
વાગ્યું હૃદયવેધક શર ઉર રે, મૂર્ચ્છા ખાઇ પડ્યો ભરપૂર રે;
પામ્યો સંજ્ઞા તે કેટલીક વારે રે, રે રે ધિઃક ધિઃક ઉચ્ચારે ત્યારે રે. ૪૦
અહો કલ્યાણકારી કમળાક્ષિ દેવી રે, આવી વાણી તું બોલે કેવી રે;
મહાદુઃખકારી લાગે તુજ વેણ રે, જાવા દે જાવાદે એવા કે'ણ રે. ૪૧
તુજ હાસ્યયુક્ત વચન શું ભૂલ્યો રે, ના ના નથી મૂઢ એવો હું ફૂલ્યો રે;
ના ના હસિતવદની કેમ એવું રે, ઉચરો હૃદયઘા વાગે જેવું રે. ૪૨
મુખ ન કરૂં એવો ઉચ્ચાર રે, તો કર્મ કયમ આચરૂં નિરધાર રે;
એમ વારંવાર મુખ બોલી રે, પડ્યો પૃથ્વી શું ધરણી ડોલી રે. ૪૩
પૃથ્વી પડ્યો લહી પતિ મહાભાગ્ય રે, શું ઉચરવા લાગી સ્ત્રી તે જાગ્ય રે;

---

૩૩ હવે ઇ૦—મને સંતાન તો થયું છે, હવે—એટલું બોલીને તારા-કહેછે કે, એની પછીનું વચન મને અટકાવે છે—તે મારાથી બોલાતું નથી, અર્થાત્ હવે હું તમારે બહુ ઉપયોગી નથી માટે મને વેચીને દ્રવ્ય આપો. ૩૫ ભદ્રે—કલ્યાણી ! ૪૦ સંજ્ઞા—ભાન.

રાજપત્ની કે' હા ! મા'રાજ રે, આ શું દુઃખ આવી પડ્યું આજ રે. ૪૪
રંકુ પક્ષીના પર પર પોઢો રે, અત્યંત સુવાળાં અંબર ઓઢો રે;
તે આમ પડ્યા પતિ ભૂમિ રે, રહેતા જ્યાં સેવક ઝઝૂમી રે. ૪૫
કોનું કર્યું પતિ તમે અપમાન રે, કે આ ભોગવો દુઃખ મહાન રે;
જેણે આપી અસંખ્ય ગાયો રે, પૃથ્વીધન લેતાં કોઇ ન વ'વાયો રે. ૪૬
જે બ્રાહ્મણે લીધાં દાન રે, તે તો થઇ પડ્યાં રાય મહાન રે;
તે તો પૃથ્વીઆપણહારો ભૂપ રે, તે પડ્યો પૃથ્વી થઇ કુરૂપ રે. ૪૭
હા દૈવ ! કષ્ટ અતિ કૂડું રે, એણે કોનું કીધું પ્રભુ ભૂંડું રે;
ઇંદ્રિઉપેંદ્ર તેજે હારે રે, તેની આવી દશા અવિધારે રે. ૪૮
પૃથ્વી પર પડે મૂર્છા તે ખાઇ રે, આ શા દિન આવ્યા દુઃખદાઇ રે;
એમ વિલપે રાણીરાય બેશુદ્ધ રે, પાસે બાળક ઊભો અણબુદ્ધ રે. ૪૯
માતા પિતા પર પડ્યાં પ્રાણ સંકટ રે, તે સમજે પુત્ર ગતિ વિકટ રે;
લાગી ક્ષુધા તે ભૂખથી વ્યાકુળ રે, હા હા પિતા કષ્ટ સમાકુલ રે. ૫૦
અનાથ સરખાં જોઇ મા ને બાપ રે, તેને પ્રકટ થયો મહાતાપ રે;
તેનું દુઃખ તોયે તેણે મૂક્યું રે, ભૂખથી કષ્ટ પિતૃનું ચૂક્યું રે. ૫૧
તે બોલ્યો કાલીઘેલી વાણી રે, કયમ પિતા સૂતા દુઃખ આણી રે;
મને લાગી છે ભૂખ ઘણેરી રે, મને આણી દે પોળી ને કેરી રે. ૫૨
હે મા હે મા આવ્ય ઉહું ઉહું રે, ઘણી ભૂખ લાગી તને કહું રે;
જો મારી જીભનું ટેરવું સૂકયું રે, ભૂખ ના ભાગે ધૂળ હું ભૂકું રે. ૫૩
આ અહીં માડી કાંઇ કાંઇ થાય રે, એ શું હશે કે' મારી માય રે;

---

૪૪ હા ! હા !—અરે ! ૪૫ રંકુ–એ નામનું સુંવાળાં પીંછાંવાળું પક્ષી. પર—પીછાં. ( પીછાંથી બનાવેલા બિછાના પર )- અંબર—વસ્ત્ર. ૪૮ ઉપેંદ્ર—વિષ્ણુ–વામન. ૪૯ અણબુદ્ધ—પૂરી સમજણ આવ્યા વિનાનો —બાળક.

મારાથી એજ ન બોલાય રે, ખાવા આપ્યને લાવી આંય રે. ૫૪
એવે અવનવું ત્યાં એક થાતું રે, દુઃખ ઘણું આવી ત્યાં સા'તું રે;
પક્ષી કે' જૈમિનિ સુણ્ય તુંય રે, આગે કથા વિસ્તારૂં હુંય રે. ૫૫

## વલણ.

કથા વિસ્તારૂં કારમી, કરી હરિ પ્રણામ રે;
વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, છે હરિ મોટા મહાધામ રે. ૫૬

## કડવું ૨૦ મું.

## રાગ કાલેરો.

પક્ષી કે' જૈમિનિ સુણો, દુઃખ પામ્યો કેવું રાજન;
માબાપ પડ્યાં પુત્ર ખાવા માગે, એવે આવ્યા ત્યાં મુનિજન. ૧
મહાભયાનક તાપસી, પ્રલયાંતકશા દીસે કોપ;
દક્ષિણા લેવાને આવ્યા, કરવા અસત્ય આરોપ. ૨
જુએ મુનિ તો બે જણ પડિયાં, બાળક રડે ઊભો પાસ;
તે નૃપને ઋષિએ જળ છાંડ્યું, જેને દક્ષિણાની દિલ આશ. ૩
ત્યાર પછે મુખથી એમ બોલ્યા, ઊઠ્ય ઊઠ્ય હે રાજેંદ્ર;
કબૂલ કરેલી દક્ષિણા આપો, મોટા સત્યાર્થી ઉપેંદ્ર. ૪
દેવાદારનું દુઃખ દિન દિન વાધે, જેમ વાધે ક્ષૌરના વાળ;
હીમ જળે શીતળતા પ્રકટી, નૃપ ઝબકી ઉઠ્યો તત્કાળ. ૫
જેમ મૃતકને અમૃત સીંચે, કે ઊઠે ચેતના પામી;
જે દુઃખથી તેનું મૃત્યુ થયું હોય, તે પીડા દેખે પાછી સામી. ૬
તેની દશા કેવી થાય માનો, પણ આ તો ઉલટું દીસે;

---

૨ પ્રલયાંતકશો— પ્રલયકાળના યમ જેવો. ૪ ઉપેંદ્ર—ઉપેંદ્ર જેવો.

કાળ જશા મુનિવર જોઇ સામા, હાનેશ્વરી મન હીસે. ૭
તદપિ આપવું ક્યાંથી આણી, એ ચિંતામાં નૃપ પડિયો;
પુનરપિ મૂર્ચ્છિત થયો પોતે, કે કાઢી ઋષિકોપે હડિયો. ૮
પુનરપિ જળાદિકે આશ્વાસી, દ્વિજસત્તમ બોલ્યા આમ;
હે નૃપ જો તું ધર્મને ધારે, તો આપ્યને મારા દ્રામ. ૯
સત્યવડે સવિતા નભ તપતો, રહી સત્યે પૃથ્વી ભૂપ;
સત્ય ધર્મ એ સૌથી મોટો, છે સત્યે સ્વર્ગસુખ અનુપ. ૧૦
કોઇ સત્યવાદીએ તોળી જોયું, ત્રાજવામાં ઘાલી સત્ય;
સો અશ્વમેધથી અધિક હવું તે, છે એ શ્રેષ્ઠ માનો મહામત્ય. ૧૧
રે મતિ તુજને વારૂં છું હું, મા'મૂઢને શિક્ષા દેવી;
જૂઠાબોલો મહાનિષ્ઠુર પાપી, તેને સુલટી મતિ તે કેવી. ૧૨
અનાર્યથી સામવિધિ શે સાધું, વારૂં સુણ્ય નૃપાળ તું આજ;
મહાસમર્થ તું શૂરોપૂરો, સુણ્ય મારો સત્યભાવ મા'રાજ. ૧૩
જો દક્ષિણા તું ન દે અમારી, તો શાપી કરૂં તને પ્રેત;
હું સૂર્યાસ્તની ઊભો વાટ નિહાળું, આણું ન કિંચિત હેત. ૧૪
એ રીતે કહી મુનિ વળિયો, જોતાં જોતાં થયો અલોપ;
રાજા મહાભયભીત થયો ત્યાં, જાણે જસમો વિશ્વામિત્રકોપ. ૧૫
ક્યાં જવું ને શું કરવું તે, સૂઝે નહિ તલભાર;
કૂટી કોડી સરખી નહિ પાસે, પામ્યો અધમાધમ ઉપચાર. ૧૬

---

૭ હીસે—હરખે. ૮ ઋષિકોપે—ઋષિના કોપે. હડિયો કાઢી —અર્થાત્ અતિશય કોપ પ્રકટયો.

૧૩ વિશ્વામિત્ર પોતાની મેળે કહે છે: અનાર્યથી ઇ૦—આ અનાર્ય ( અધર્મી ) રાજા સાથે સામવિધિ ( શિખામણ આપવાનો માર્ગ ) હું શું કરવા સાધું ( આચરૂં છું ? ) ૧૬ પામ્યો ઇ૦—અર્થાત્ અધમમાં અધમ દશા થઇ ચૂકી.

એવી દશામાં માહામુનિકેરા, શબ્દદંડ પડે પીઠ;
એ દશાવાળા નાથને નિર્ખી, ઘરૂણી બોલી થઇ ધીટ. ૧૭
અહો નાથ મારૂં કહ્યું માનો, શે બળો શાપાગ્નિથી આપ;
એમ વારંવાર નૃપપત્ની ભાખી, ત્યારે પ્રકટ્યો તન પરિતાપ. ૧૮
અહો ભદ્રે ! નિર્દય પતિ તારો, કરશે નારીવિક્રયકાજ !
રે રે પ્રભુ હું દુષ્ટ મહાપાપી, આ જીભ વદશે આવું આજ. ૧૯
મહાદુષ્ટ નીચ ચાંડાળ પોતે, ન વર્તે આવી રીત;
તે કર્મ આચરવા હું ઊભો, કયાં નાશી ગઇ પૂરણ પ્રીત ! ૨૦
એ પ્રમાણે સ્ત્રીશું બોલી, ગયો નગરમાં રાય;
મહાપીડિત કષ્ટે અમૂઝાયો, જેની કંપે થરથર કાય. ૨૧
બાષ્પથકી કંઠ નેત્ર રૂંધ્યાં, એવો નૃપવર ચૌટે જાય;
અહો નગરજન સુણીએ વચન મમ, શું તમે પૂછો મારી કાય. ૨૨
તું કોણ છું એવો પ્રશ્ન ન કરશો, કારણ કે હું છું પાપી!
રાક્ષસી કર્મ કરવા બેઠો હું, માનુષી ધર્મ ઉથાપી. ૨૩
એથકી પણ અધિક પાપી ને, અમો ક્રૂર છું પૂરા;
મારી પ્રાણપ્રિય પત્નીનું સાટું, કરવા આવ્યો છું શૂરા. ૨૪
એવું છતાં નવ પ્રાણ તજ્યું હું, મુખ બોલું કરવા સાટું;
દાસી કારણ કોઇ દયિતા રાખે, તેના ઉપકારમાં અમો ગાઢું. ૨૫
આવો અવસર ફરી નહિ આવે, નહિ મળે દાસી આવી;
જેણે અનેક દાસીઓ પર પ્રીતિ રાખી, તેને આવી લાગ્યું આ ભાવિ. ૨૬
પક્ષી કે' જૈમિનિ સુણો તમે, એવે આવ્યો વૃદ્ધ એક વિપ્ર;
અરે ભાઇ મારે દાસી રાખવી, એનું મૂલ્ય કહે તું ક્ષિપ્ર. ૨૭
ધન સંગ્રહ ઘણો મારી પાસે, ઘરમાં મળી નારી સુકોમાર;

---

૧૭ ધીટ—કઠણ. ૨૨ બાષ્પ—આંસુ. ૨૭ ક્ષિપ્ર—ઉતાવળો.

તે ઘરકાર્ય કરી શકે નહિ જાણો, માટે ધન ખરચ્યું આ વાર. ૨૮
આ તારી સ્ત્રી નિપુણ જણાયે, તરૂણરૂપ શીલમાં છે સારી;
એ ગુણની સાથ દ્રવ્ય આ પૂરૂં, તે તું લે નારી દઇ તારી. ૨૯
નારી તારી દઇ ચાલ્યો જા વાટે, એવું વેણ સુણ્યું નરેંદ્ર;
તેનું દુઃખે હૃદય ચીરાઈ ગયું અતિ, રે મેં શાં પાપ કર્યાં મહેંદ્ર, ૩૦
હાઃ કે ના નવ મુખથી ઉચર્યો, દ્રવ્ય બાંધ્યો રાજાની ગાંઠ;
કેશે સાહી સ્ત્રી ખેંચવા લાગ્યો, જો જો બ્રાહ્મણ ખરા ખાંટ ! ૩૧
સ્ત્રી કે' પિતાજી મૂકો મુજને, હું આવું તમારી સાથ;
આ કેશ મારા કોઇએ નવ ખેંચ્યા, તમો ખેંચો જુએ મારો નાથ! ૩૨
શું આટલા દુઃખથી અંત આવ્યો હશે, શ્રોતા મનમાં એમ;
ના ના એમ રખે ભાઈ ધારો, થાય પડતા પર પાટુની રે'મ ! ૩૩
તેનો અજ્ઞાન બાળક જોઇ માતાને, મકાવવા શું ધ્રોડયો;
વસ્ત્રે વળગી પડ્યો કાકપક્ષાળો, મુખ પાડે ઘણી ઘણી રાડયો. ૩૪
રે મા ! આ વૃદ્ધ તને કયમ ખેંચે, મારા જનકને મૂકી આજ;
રોહિતાશ્વ વળી રૂદન કરી કે', આજ કોપશે મા ! મહારાજ. ૩૫
રાજપત્ની રડતી મુખ બોલી, રે આર્ય ! મૂકો પળ વાર;
મારા બાળક પુત્રને આલિંગી લઉં હું, ત્યાં સુધી મૂકો દાતાર. ૩૬
અહો પિતા ! એ બાળકકેરૂં, દર્શન દુર્લભ મુજને;
માટે જરા વાર મુજને મૂકે તો, આશિષ દેઉં તુજને. ૩૭
અહો વત્સ આવ્ય આવ્ય આ બાજુ, જો દાસી થઇ તારી માત;
અહો પુત્ર ! મને સ્પર્શ કરીશ નહિ, સ્પર્શ યોગ્ય રહી નથી જાત. ૩૮
તદપિ તે બાળક નવ સમજ્યો, ગયો રડતો રડતો તેની પાસ;

---

૨૮ સુકોમાર—સુકોમળ. ૩૪ કાકપક્ષાળો —માથે નાની ચોટલીવાળો. ૩૬ આર્ય—ખરીદ કરનાર વૃદ્ધ બ્રાહ્મણનું સંબોધન. ૩૭ પિતા ! —બ્રાહ્મણનું સંબોધન.

અશ્રુથી નેત્ર ભરાઇ ગયાં જેનાં, દિસે અંગોઅંગ ઉદાસ. ૩૯
ઓ મા! ઓ મા! કહી પાછળ ધાયો, વળગી પડ્યો તેની કોટ;
સાટું કરનારે લાત મારી એક, સાહી તેની દઢ ચોટ. ૪૦
અહો માતા! હે માતા! કહીને, બાઝ્યો બાલુડો બાંય;
હે માતા મુજને આ મારે, તું નવ બોલે મુખ ક્યાંય! ૪૧
રાજપત્ની કહે અહો દ્વિજરાજા, એક વિનતિ સુણો મારી;
આ બાળકને સાથેલાગો ખરીદો, પ્રભુ થાવ એટલા ઉપકારી. ૪૨
એ વિના મારા પ્રાણ ન રાખું, કે કરી શકું નવ કામ;
હું હીન દીન અભાગ્યણી સામું, ભાળો કૃપાદષ્ટિ આમ. ૪૩
હું સનાથ અનાથ જેવી પ્રભુ જાણો, મેળવો ગાયને વત્સ;
પ્રભુ પુત્રપ્રેમ સર્વેને લાગ્યો, ક્યમ જીવે જળવિણ મત્સ્ય. ૪૪
તે બ્રાહ્મણ મહાક્રૂર હતો પણ, નહિ વિશ્વામિત્ર જેવો!!
તે પડેલા પુરૂષની પાસ જઇ કે', ક્યમ આ ચ્યા પુત્ર દેવો કે ન દેવો? ૪૫
આ વધારે દ્રવ્ય હું તુજને આપું, તે લઇ બાળક દે મુજને;
અથવા અમો શેણે પૂછું કાંઇ, આપું દ્રવ્ય કહ્યું શાસ્ત્રે તુજને. ૪૬
ધર્મવેત્તાએ સ્ત્રીપુરૂષકેરૂં, મૂલ્ય કર્યું નક્કી જાણ;
શત સહસ્ર લક્ષ કે કોટિ માનો, બોલ્ય શું દેઉં તુને અજાણ. ૪૭
તદપિ નૃપ મુખથી નવ બોલ્યો, ત્યારે વિપ્રે કીધું આમ;
પ્રથમની પેઠે છેડે દ્રવ્ય બાંધ્યું, પછે ચાલ્યો લઇ હરિનામ. ૪૮
રાજપત્ની અને પુત્ર નિહાળે, પૃથ્વી પડ્યો ભૂપાળ;
આગળ જવા જેના પગ નવ ઉપડે, મારે ધક્કા દ્વિજ કરાળ! ૪૯
તદપિ તે નવ ચાલ્યાં જ્યારે, ત્યારે બાંધ્યાં બંને એક દોર;
ગોપાળક વત્સ સુરભિને ખેંચે, તેમ ખેંચે ક્રૂર કઠોર. ૫૦

---

૪૭ ધર્મવેત્તા—ધર્મ જાણનાર. ૫૦ ગોપાળક—ગોપાળ.

તે જોઇ નયણે નૃપ અતિ કંપ્યો, વારંવાર ઉષ્ણ મૂકયા નિઃશ્વાસ;
રે મારી પત્નીને વાયુ ન દેખે, કે સૂર્ય શશિનો પ્રકાશ. ૫૧
તે નારી દાસી થઇ ગઇ મારી, ધિઃક દૈવ તુંને ધિઃકાર;
સૂર્યવંશમાં જન્મ પામેલો, તે દુઃખ પામે સુકુમાર. ૫૨
જેની અંગુલિ મગફળી હઠાવે, તે શું વેચાયો આ વાર;
ધિઃકાર છે દુર્બુદ્ધિ મુજને, ન વસે દયા લગાર. ૫૩
અહો પ્રિયે ! હા વત્સ બાળુડા ! શું આવી દશા આવી આજ !!
મારી અનીતિએ બંને વેચાણાં, રે રે મેં કથાવ્યું તમારૂં કાજ ! ૫૪
મહાકષ્ટ હું દેહે પામ્યો પણ, આ જીવ શાથી ન જાય !
આ જીવતરમાં ધિઃકાર પડો, જેણે વેચ્યાં પુત્ર પુત્રવતી માય ! ૫૫
રે રે પ્રભુ શાં પાપ કર્યાં મેં, તેનો દેવા લાગ્યો તું આ દંડ;
અતિ થયું હવે ક્ષમા કરો પ્રભુ, નથી નથી કંઇ પાખંડ. ૫૬

## વલણ.

નથી નથી પાખંડ કંઇ મારાં, એમ વિલપે નૃપ ભૂમિ પડી રે !
તે વૃદ્ધ વિપ્ર પત્ની સુત લઇને, ગયો ઓથે તેણી ઘડી રે. ૫૭

## કડવું ૨૧ મું.

## રાગ રામગ્રી લેહેકણી.

પક્ષી કે' જૈમિનિ સાંભળો, કરે નૃપ ત્યાં વિલાપ;
બ્રાહ્મણ ગયો સ્ત્રીપુત્ર લઇ, પ્રકટ્યો તન પરિતાપ. ટેક. ૧
એવે વિશ્વામિત્ર આવ્યા કને, લેવા દક્ષિણાધન;
તેને હરિશ્ચંદ્રે ધન આપિયું, શું રીઝયા તેથી મુનિજન ! પક્ષી૦ ૨
કલત્રપુત્ર વેચી મેળવ્યું, તેહ ઓછું પડયું જાણ;

શોકસંતપ્ત નૃપને કહે, ક્રોધી કૌશિક વાણ. પક્ષી૦ ૩

હે અધમ ક્ષત્રિય મને અવગણે, હું આટલી દક્ષિણા ચોગ્ય !
એમ જો ધારતો તું ઉરે, તો લાગ્યો જાણ શાપરોગ. પક્ષી૦ ૪

સારી રીતે સાધ્યાં તપ ઘણાં, વળી પાળ્યું બ્રહ્મપણું જેહ;
તું ઉગ્ર પ્રભાવ જો માહરો, અધ્યયનશુદ્ધ આ દેહ. પક્ષી૦ ૫

તેવડે કરી ધન મેળવું, તે કરૂં ભ્રષ્ટ નૃપાળ;
હરિશ્ચંદ્ર કે' આપું વળી બીજું, કરો પ્રતીક્ષા દયાળ. પક્ષી૦ ૬

મારી પાસે ધન છે નહિ, આપીશ મળ્યે બીજી વાર;
સ્ત્રીપુત્ર વેચ્યે જે આવ્યું તે, આપ્યું અધુના નિર્ધાર. પક્ષી૦ ૭

વિશ્વામિત્ર કે' નૃપ સુણો, રહ્યો અવશેષ ચોથો ભાગ;
એટલો રહ્યો દિન જોઇને, ધરચ સત્ય પર અનુરાગ. પક્ષી૦ ૮

હું વાટ જોઇશ રહ્યા દિનની, પછે ન લેઉં લગાર;
એમ કહી થયા ચાલતા, કરી મુખ ક્રૂર ઉચ્ચાર. પક્ષી૦ ૯

વિશ્વામિત્ર ગયા પૂઠી, પડ્યો નૃપ શોકસમુદ્ર;
તે નિશ્વાસ મૂકે છે સપંશો, થયો ઘણો દીન રાજેંદ્ર. પક્ષી૦ ૧૦

શાપ ભય ભય સત્યનો, પછે બોલ્યો મોટેથી ભૂપ;
ધન દેઇ દાસ લેવો કોઇને, તો હું આ ઊભો કુરૂપ. પક્ષી૦ ૧૧

સૂર્ય અસ્તાચળે નવ ગયો, ત્યાં સુધીમાં વેચાઉં;
હું દાસ થાઉં આ દેહથી, પત્નીપુત્ર પેઠે જાઉં. પક્ષી૦ ૧૨

એવે એક ચાંડાળ આવી ઊભો, તેનાં કરૂં શું વખાણ;
દેહમાંથી દુર્ગંધ નીકળે, છે અતિ કુરૂપ અજાણ. પક્ષી૦ ૧૩

---

૩ કલત્રપુત્ર — સ્ત્રી અને દીકરો. શોકસંતપ્ત— શોકથી તપેલો. ૫ ઉગ્ર પ્રભાવ—પ્રચંડ મહિમા. અધ્યયન શુદ્ધ—વેદાભ્યાસવડે પવિત્ર. ૬ પ્રતિક્ષા કરો— વાટ જુઓ. ૧૨ અસ્તાચળે — આથમવાના પર્વત.

કેશવડે અંગ કરકરૂં, વધી દાઢી વિણ ક્ષૌર;
બે દંત બાહેર મુખ નિસર્યા, તે પણ દીસે ન ગૌર. પક્ષી૦ ૧૪
ક્રૂર કઠોર દીસે ઘણો, હારે કાળપે મેશ;
ઉદર દીસે ગોળી સમું, વળગી રહી મૂછે લેશ. પક્ષી૦ ૧૫
માંજરી રૂક્ષ આંખો ઘણી, કરે મુખ કઠોર ઉચ્ચાર;
પક્ષી હણી પગપર ગ્રહ્યા, લટકતા કરમાં નિર્ધાર. પક્ષી૦ ૧૬
મૃતકના હાર અંગે ધર્યા, ઝાલી નરખોપરી હાથ;
છે વિશાળ વદન રાક્ષસ સમું, જેને જોઇ ડરે ભૂતનાથ. પક્ષી૦ ૧૭
તે કર્ણકઠોર વાણી લવે, વિંટાયા શ્વાન ચોપાસ;
એક કરે ઝાલી લાકડી, જોઇ ઉપજે જમને ત્રાસ. પક્ષી૦ ૧૮
એવો ભયાનક ભૂંડશો, કદરૂપાનો ભૂપ;
આવી મુખે એમ ઉચર્યો, મારે લેવો દાસ અનુપ. પક્ષી૦ ૧૯
બોલ્ય દાસ તારૂં મૂલ્ય શું, હું આપું મુખ માગ્યું દ્રામ;
ખરીદ કરૂં તને ખાંતથી, આવી ઊભો રે'ની તું આમ. પક્ષી૦ ૨૦
પક્ષી કે' જૈમિનિ સાંભળો, પછે શું બોલ્યો નૃપાળ;
હરિશ્ચંદ્ર કે' ભાઇ કોણ છે, ક્રૂર દુર્ભાષી કરાળ. પક્ષી૦ ૨૧
ચાંડાળ કે' હું ચાંડાળ છું, મને લોક કે'તા પ્રવીર;
વધ કરવા યોગ્યને હું હણું, વળી ગ્રહું મૃતકનાં ચીર. પક્ષી૦ ૨૨
એ નામ ને ધંધો અમતણો, ચાલ્ય મારી તું સાથ;
તું જાણ્ય ઉદય થયો ભાગ્યનો, તને ત્રૂઠ્યા ત્રિભુવનનાથ. પક્ષી૦ ૨૩
હરિશ્ચંદ્ર કે' મહાનીચ તું, છે અધમોધમ ચાંડાળ;
તારૂં દાસત્વ નથી મારે જોઇતું, ભલે લાગે શાપ કરાળ. પક્ષી૦ ૨૪

---

૧૪ ક્ષૌર-હજામત. ૧૬ રૂક્ષ—લૂખી—અર્થાત્ દયા વિનાની. પગપર—પગ તથા પાંખો. ૧૭ મૃતકના—મુડદાં ઉપર ચઢાવેલા.

એમ ભણે રાય જેટલે, એવે આવ્યા કૌશિક;
ક્રોધામર્ષથી બોલ્યા આમ તે, થઇ ઘણી ડાબી છીંક. પક્ષી૦ ૨૫
વિશ્વામિત્ર કે' નૃપ અલ્યા, આ ચાંડાળ દે ધન;
તે લઈ દક્ષિણા આપ્ય તું, થાય મારૂં મન પ્રસન્ન. પક્ષી૦ ૨૬
હરિશ્ચંદ્ર કે' કૌશિક સુણો, હજી હું સમજું સૂર્યવંશીય;
તો દ્રવ્યઇચ્છાએ ચાંડાળનો, ક્યમ થાઉં દાસ મુનિય. પક્ષી૦ ૨૭
વિશ્વામિત્ર કે' નૃપ સુણો, જો તું ન આપે દક્ષિણા આજઃ–
ગમે તો ચાંડાળગૃહે જઇ, નહિતો શાપું હુ રાજ. પક્ષી૦ ૨૮
કે મુખ વધ્ય નથી આપતો, પછે લે તારૂં રાજ્ય;
તવ ચિંતાગ્રસ્ત નૃપ કંપતો, આ શું આવ્યું અકાજ. પક્ષી૦ ૨૯
પછે ભયવિહ્વળ થઇ મુનિપગ પડ્યો, ક્ષમા કરો અપરાધ;
હે કૃપાળ દાસ તમતણો, રાખો મુને વેચાતો સાધ. પક્ષી૦ ૩૦
હું પીડાવડે પીડિત થયો, તપું શાપાગ્નિ માંય;
મુનિ સત્ય ન છૂટે હૃદયથકી, તમારો ભક્ત વીસરો ક્યાંય. પક્ષી૦ ૩૧
એમ કહી પગે પડ્યો, વળી મુખ ઉચર્યો ઉચ્ચાર;
કરૂણાદષ્ટિવડે અવલોકો, હું થયો દીન મૂઢ આ વાર. પક્ષી૦ ૩૨
હે વિપ્રર્ષે ! કાંઇ દયા કરો, મૂકાવો સંસર્ગ ચાંડાળ;
મહાકષ્ટકારક સંસર્ગ એ, સમજો મુનિવ્યાઘ્ર કૃપાળ. પક્ષી૦ ૩૩
જે દક્ષિણા રહી મારે આપવી, તેને સાટે મુનિ થાઉં દાસ;
મનોવૃત્ત્યનુસારી સેવા કરૂં, એ પૂરો સેવકની આશ. પક્ષી૦ ૩૪
મુને ઉગારો ચાંડાળથી, માગું માન મહારાજ !

---

૨૫ ક્રોધથી તથા અમર્ષ ( દ્વેષયુક્ત તિરસ્કાર )થી. ૨૭ હજી ઇ૦—હજી હુ પોતાને સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલો સમજું છુ.

૩૩ મૂકાવો ઇ૦—આ ચાંડાળનો સંસર્ગ ( એકત્ર સંબંધ ) મૂકાવો–છોડાવો. ૩૪ મનોવૃત્ત્યનુસારી—તમારી મનોવૃત્તિને અનુસરનારો થઇને.

વિશ્વામિત્ર કે' એમ કરૂં, તું થયો દાસ મારો આજ. પક્ષી૦ ૩૫
અલ્યા મારે ખપછે વિત્તનો, માટે વેચું ચાંડાળ ગેહ;
ગુલામ વેચી ધન સંગ્રહું, હું સંખ્યામાં અર્બુદ જેહ. પક્ષી૦ ૩૬
એવું વચન સુણી રીઝિયો, નાચ્યો ઘણું ચાંડાળ;
હે મોટા મુનિ તેં દયા કરી, હા હા થયો હર કૃપાળ! પક્ષી૦ ૩૭
હરિશ્ચંદ્ર થરથર કાંપતો, રખે કરે દંડ પ્રહાર;
ગભરાયો ને ગુંચાયો અતિ, મુખ વદે માધવમુરાર! પક્ષી૦ ૩૮
ઇષ્ટવિયોગ નૃપકુળનો, તેમાં આવી લાગ્યું આ દુઃખ;
પીડાએ ઇંદ્રિય વ્યાકુળ થઇ, થઇ ગયો દેહ સર્વ રૂખ. પક્ષી૦ ૩૯
ભૂમિ પડયો મૂર્છા ખઇ, કરી ત્રાહ્ય ત્રાહ્ય ઉચ્ચાર;
તેને ચાંડાળે બાંધી ખાંધે ધર્યો, ચાલ્યો ઘરભણી ગ્રહી ભાર. પક્ષી૦ ૪૦
હું આ તે પીડા કેવી કહું, ક્યાં નૃપ સાર્વભૌમેશ;
ક્યાં રાણી ક્યાં સુત રહ્યાં, ક્યાં રહ્યો ગરવો દેશ!! પક્ષી૦ ૪૧

## વલણ.

દેશ રહ્યો ક્યાં વેશ વસમો, થયો નૃપ ચાંડાળ રે!
હરિ! દૈવ ન જીત્યું કોઇએ, જેણે ખાધા સૌમ્યવિકાળ રે!! ૪૨

## કડવું ૧૬ મું.

## રાગ પંચમ.

હરિશ્ચંદ્ર રહ્યો નીચ ઘેર, સત્યને કારણે રે;
નિત્ય ઊઠી જપે એક જાપ, તેને બારણે રે. ૧

---

૩૬ અર્બુદ—દશ કોટિ. ૩૯ રૂખ—રૂક્ષ—ભીનાશ કે સ્નેહ વગરનો.
૪૨ સૌમ્યવિકાળ—શાંત અને ક્રૂર.

પ્રાતર મધ્યાન્હ ને સાંજ, આવું બોલતો રે;
અરે દુખિયારી મારી નાર, વદી એમ ડોલતો રે. ૨
શું તું થઇ દાસીજાત, સાથે પુત્ર તું સમો રે;
શે મુજને સંભારે તું નાર ! આણ્યો જેણે આ સમો રે !! ૩
કદા એમ કરે તું વિચાર, કે વેચ્યાં ધન જેટલે રે;
તેનું આપી મૂકાવશે નાથ, દુઃખ જશે તેટલે રે. ૪
હે હરિણબાળલોચના હુંય, તુંથી વધુ દુઃખમાં રે;
આવી પડ્યો છું આજ, ભય નથી ભૂખમાં રે. ૫
તે તું ન જાણે સ્ત્રીજન, જાણીને શું કરે રે;
પ્રથમ રાજ્ય ગયું લહ્યુ દ્દષ્ટ, વહાલાં નેહ પરહરે રે. ૬
આખર વેચ્યાં સ્ત્રી પુત્ર, ચાંડાળ પછે થયો રે;
આ સંસારસાગર માંય, કેવો ડૂબી ગયો રે. ૭
આવી ભરતી દુઃખની જાણ, તેનાં મોજાં આ જુઓ રે;
એમ વિલપે હરિશ્ચંદ્ર ભૂપ, કોણ કે' શે રૂઓ રે ! ૮
નિત્ય સંભારે પત્ની ને પુત્ર, જેની વૃત્તિ આપમાં રે;
પછે ચાંડાળે સોંપ્યું કાજ, નૃપ જોઇ તાપમાં રે. ૯
મરેલાં માણસકેરાં વસ્ત્ર, લેવાં નિત્ય તાહરે રે;
જે જે જાય મડદાં આ દિશ, નિરીક્ષા તેની તું કરે રે. ૧૦
તારે રે'વું આ સ્મશાનસ્થાન, રાત દિન જાગતાં રે;
લેવો કર મડદાંનો જેહ, ન ધર્મને ત્યાગતાં રે. ૧૧
પ્રત્યેક શવથી જેહ, જે તુજને મળે રે;

---

૫ હરિણબાળલોચના—મૃગના બાળક જેવાં ચંચળ નેત્રવાળી. ભય ઈ૦—ભૂખમાં ભય નથી—અર્થાત્ આ દુઃખથી હું ખાવાપીવાનું ભૂલી ગયો છું. ૧૦ નિરીક્ષા—તપાસ.

તેનો દેવો તારે છઠ્ઠો ભાગ, નગરનૃપને કળે રે. ૧૨
ત્રણ ભાગ દેવા મુને જાણ, બે ભાગ પર તારે જીવવું રે;
એવી આજ્ઞા કરી ચાંડાળ, નૃપને લાગ્યું અવનવું રે. ૧૩
પણ શું કરે ! છે તેનો દાસ, તેથી સર્વ હા કહ્યું રે;
દીધો દક્ષિણસ્મશાને વાસ, જાયે ત્યાં શે રહ્યું રે. ૧૪
મહાઘોર સ્મશાન છે તેહ, તેનું વર્ણન શું કરૂં રે;
કાંઇ કિંચિત ભાખું હુંય, જેવું પુરાણે ધર્યું રે. ૧૫
રાત્રે થાય ભયાનક શબ્દ, સુણ્યે અંગ કાંપતાં રે;
શવમાળા છે વ્યાપ્તમાન, ચતુર જોઇ ચાંપતાં રે. ૧૬
નિશવાસર દુર્ગંધ વાયુ, વાયે જોરમાં રે;
ધૂમ્રગોટે દિશાઓ ભરાય, વન્હિ મેદ તોડે તોરમાં રે. ૧૭
જ્યાં પિશાચ ભૂત વૈતાલ, ઘણી ભમે ડાકિણી રે;
યક્ષ રાક્ષસ જંદ જણાય, કરે નૃત્ય શાકિણી રે. ૧૮
જ્યાં ગીધ શિયાળ ને શ્વાન, અરૂપરૂ આફળે રે;
શ્વાન અસ્થિ કરડતાં દેખાય, લઢેવઢે મહાબળે રે. ૧૯
પડ્યા અસ્થિતણા અંબાર, કો'યાં શવ જ્યાં ઘણાં રે;
તેની દુર્ગંધે ન ત્યાં ઊભાય, દુ:ખની શી મણા રે !! ૨૦
જ્યાં મૃતકદેહને કાજ, રડે સગાંસાગવાં રે;
તેનો કોલાહલ મોટો થાય, રડે ઘણાં આગવાં રે. ૨૧
હા પુત્ર ! હા બંધવ ! નાદ, કે' હા વત્સ ! હા ભાઇ ! રે;
કો સ્નેહી પોકારે સાધ, કે' વા'લી તું ક્યાં ગઇ રે ! ૨૨
કો સ્વામીને પાડે રીર, કો બેન બોલાવતી રે;

---

૧૨ કળે—યુક્તિથી—વિનય વગેરેથી. ૧૬ શવમાળા—મડદાંની હારચો. ચાંપતાં—નાશીજતાં. ૧૭ નિશવાસર—રાત્રીદિવસ. વન્હિ—ચિતાનો અગ્નિ. મેદ—મુડદાંના શરીરનો ધાતુ. ૧૯ અસ્થિ—હાડકાં. ૨૦ ઊભાય—ઊભા રહેવાય.

કો માતા કહી મારે હાક, કે' ક્યારે જોઉં આવતી રે. ૨૩
મારા દાદા ખડદાદા એમ, કહી કહીને રૂએ રે;
અરે દીકરા ન બોલે કેમ, શો સામું નવ જુએ રે. ૨૪
કેમ ઊઠો ન મારા બાપ! એમ કહી કહી રડે રે;
કોઇ શવની રહીછે ઉઘાડી આંખ, તે શું ખાવા તડે રે. ૨૫
તેમાં નહિ પલકારો કે તેજ, લાગે મહાભયભરી રે;
કેટલાંકે મીચીછે આંખ, કૂવા જોઇ મરૂં ડરી રે. ૨૬
બળે મડદાં તેનું વસા માંસ, મેદ મળે ધૂમશું રે;
દુર્ગંધીએ નવ રે'વાય, મતિ થાય ગૂમ શું રે. ૨૭
એવાં શવે ભરાયું સ્થાન, અર્ધ બળ્યાં બહુ દીસે રે;
કાળાં ઠીંકરા જેવાં પડ્યાં કોઇ, જોઇ ગીધ અતિ હીસે રે. ૨૮
બળી મુખની ત્વચા જે વાર, ત્યારે કેવું દીસતું રે;
જાણે કોરી પાષાણની ઓય, ન જોઇ મન હીસતું રે. ૨૯
લોભ પાપે કરી દેહ પુષ્ટ, તેની વલે આ થશે રે;
એવો ઉપદેશ લે સુજાણ, સ્મશાનજ્ઞાન તો જશે રે. ૩૦
કેટલાંક બળે છે અગન, દિસે હસતાં ઘણાં રે;
ચિતાગ્નિ કરે ચડચડ શબ્દ, નહિ કોઇ માજણ્યાં રે. ૩૧
બેઠા અસ્થિઢગપર કાક, કા કા ઊચરે રે;
જ્યાં સગાંવા'લાં આક્રંદ, બહુ બેઠાં કરે રે. ૩૨
ત્યાં વસે ઘણા ચાંડાળ, કરે મોદ લરી ભંખના રે;
મૃતક જોઇ રીજે મન માંય, ધરી એક ઝંખના રે. ૩૩

---

૨૩ રીર—પોકાર. ૨૭ વસા—ચરબી. ૩૦ એવો ઇ૦– હે સુજાણ! તું એવો ઉપદેશ લે; કેમકે પાછળથી સ્મશાનજ્ઞાન (સ્મશાન જોઇને થયેલું જ્ઞાન) તો જશે–નાશ પામશે. ૩૨ કાક—કાગડા. આક્રંદ—રડારોળ. ૩૩ ભંખના—ભાષણ.

ગાય ભૂત ભૈરવ વૈતાલ, ગરબે રમી રમી રે;
થાય ભેગો સર્વેનો સાદ, દે દેહ દમી દમી રે. ૩૪

( જ્યાં ) પડ્યા છાણાંના ઢગલા અપાર, રાખોડીના ઘણા રે;
તેમાં અસ્થિ દેખાય હારોહાર, ગણું ગુણ કોતણા રે. ૩૫

હવે સ્મશાનના અલંકાર, વર્ણવી દાખિયે રે;
તે ન મા'અરિ જોશો દષ્ટ, એવું અમે ભાખિયે રે. ૩૬

## દેશી પ્રેર.

નાના પ્રકારના બલિદાન મૂકયાં, લેવા ન આવે દેવ રે;
પુષ્પહાર પડ્યા ભૂમિમાં, ન સાધી કો સિદ્ધની સેવ રે. ૩૭

દીવા અનંત બળે અવનિપર, નહિ દેવઘર ત્યાંય રે;
કાકગૃધ્રનાં પીંછાં પડ્યાં અતિ, માલ નહિ જે માંય રે. ૩૮

અનેક પ્રકારના અનેક શબ્દો, વારવાર સંભળાય રે;
શું મૃત્યુલોકનું નરક શૃંગાર્યું, મઢમતિએ જ્યાંય રે. ૩૯

અમાંગલિક શબ્દે ભય ઉપજે, આવે ખાવા વ્યાઘ્ર શિયાળ રે;
તેમની ચીસોએ બીક લાગે, ભલે હોય ભયદેવતા ભયપાળ રે ! ૪૦

તે સ્મશાનમાં આવી વશ્યો, નૃપ હરિશ્ચંદ્ર તજી શોક રે;
સ્વસ્થિતિનો શોચ કરે ઘણો, જ્યાં ત્યાં દુઃખ કરે આલોક રે. ૪૧

ત્યાં રહી તે વળી શું શું કરતો, તે કયમ કે'વાય હું થી રે;
મહાકવિ કોઇ મોટા જાણે, દુખિયાનું દુઃખ ગુંથી રે. ૪૨

## વલણ.

દુખિયાનું દુઃખ ગુંથી જાણે, હું અલ્પમતિ અજ્ઞાન રે;
પુરાણીકારણ પુરાણ શોધું, નવ મતિ મુજ મહાન રે. ૪૩

---

૩૬ તે ૪૦— મહાઅરિ ( કટ્ટા દુશ્મન )ને પણ તે દૃષ્ટિએ દેખવાવાશે આવશો નહિ. ૪૧ આલોક—દર્શન. ૪૨ ગુંથી—ગ્રંથમાં વર્ણવી. ૪૩ પુરાણીકારણ—પુરાણીઓએ જરૂર પાડી તેથી.

## કડવું ૨૩ મું.

### રાગ મેવાડાની દેશીપ્રેર.

વિલપે છે નૃપ મન માંય, હો રે હઠીલા ભૂસુર;
તેં આ શું કર્યું દુઃખદાય, હો રે હઠીલા ભૂસુર. ૧
ક્યાં ગયા સેવક મંત્રી સુજાણ, હો રે હઠીલા૦
ગયા ક્યાં બ્રાહ્મણ ગુણવાન, હો રે હઠીલા૦ ૨
અરે દૈવ લીધું શે રાજ્ય, હો રે હઠીલા૦
શું થયું સુખ સર્વે મારે તાજ્ય, હો રે હઠીલા૦ ૩
હા શૈબ્યા ! હા તારા ! નાર, હો રે હઠીલા૦
હા પુત્ર ! અતિ સકુમાર, હો રે હઠીલા૦ ૪
છોડ્યો હીનભાગી તમે કેમ, હો રે હઠીલા૦
હા ! હા ! મુનિ કૌશિક ધરો ક્ષેમ, હો રે હઠીલા૦ ૫
નથી નથી કૌશિકનો વાંક, હો રે હઠીલા૦
થયો હું તો પૂર્વને પાપે રાંક, હો રે હઠીલા૦ ૬
હવે શું કરૂં બીજું કાજ, હો રે હઠીલા૦
ચાંડાળ સેવા આવી લાગી આજ, હો રે હઠીલા૦ ૭
તે મેં સ્વીકારવી ધરી પ્રેમ, હો રે હઠીલા૦
જો સોંપ્યો મુનિએ મને નેમ, હો રે હઠીલા૦ ૮
અરે આ છે રૂક્ષ શરીર મલિન, હો રે હઠીલા૦
દીસે ક્ષૌર વિના મહા હીન, હો રે હઠીલા૦ ૯
આ શું ગંધાય એમનું અંગ, હો રે હઠીલા૦
અરે મારે કરવો શું એમનો સંગ, હો રે હઠીલા૦ ૧૦
ચિન્હ ચાંડાળનાં ધરે એહ, હો રે હઠીલા૦

---

૧ ભૂસુર—બ્રાહ્મણ—વિશ્વામિત્ર. ૫ ક્ષેમ ધરો—સુખ ઇચ્છો.

કરે નેષ્ટિકા ઝાલે જેહ, હો રે હઠીલા ભૂસુર. ૧૧
હવે એ સૌ ધરૂં મારે દેહ, હો રે હઠીલા૦
અહીંથી તહીં ભટકું નિઃસંદેહ, હો રે હઠીલા૦ ૧૨
એ જેવી કમાઇ ઇચ્છે જાણ, હો રે હઠીલા૦
હવે તેવું મારે કરવું નિરવાણ, હો રે હઠીલા૦ ૧૩
કાલે આવે મૃતક નવું આંહી, હો રે હઠીલા૦
મળશે માલ ઘણો તે માંહી, હો રે હઠીલા૦ ૧૪
તેમાંથી આટલો તો મારો ભાગ, હો રે હઠીલા૦
બીજો રાખું રાયનો ધરી અનુરાગ, હો રે હઠીલા૦ ૧૫
ત્રણ ભાગ રહ્યા જે સોય, હો રે હઠીલા૦
તે તો, ચાંડાળ મારાના હોય, હો રે હઠીલા૦ ૧૬
આમ ભાખી રખડું ભૂદેવ, હો રે હઠીલા૦
એક ભવમાં બે માનું એવ, હો રે હઠીલા૦ ૧૭
ફાટેલાં ચીંથરાંની કંથા અંગ, હો રે હઠીલા૦
પહેરી ફરૂં હું રાની અભંગ, હો રે હઠીલા૦ ૧૮
ચિતાની રાખોડીએ મહારાજ, હો રે હઠીલા૦
મુખ કર ઉદર લેપાયાં આજ, હો રે હઠીલા૦ ૧૯
મેદ વસા મજ્જાવડે જાણ, હો રે હઠીલા૦
આવે કરઅંગુલિમાં ઘણી ઘાણ, હો રે હઠીલા૦ ૨૦
હું મૂકું નિશાસા વારંવાર, હો રે હઠીલા૦
કયે કર્મે લખ્યાં ચાંડાળઘરબાર, હો રે હઠીલા૦ ૨૧
જેણે પે'ર્યા બલિદાનકેરા હાર, હો રે હઠીલા૦
તે મારા મસ્તકભૂષણ વળી સાર, હો રે હઠીલા૦ ૨૨

---

૧૭ એવ—નિશ્ચય. ૨૦ ઘાણ—વાસ. ૨૨ મસ્તકભૂષણ— માથાનો અલંકાર—શેઠ.

એમ વારંવાર કરે પોકાર, હો રે હઠીલા ભૂસુર.
નવ ખાયપીએ સુણે હોકાર, હો રે હઠીલા૦ ૨૩
ગઇ ઉંઘ મારી નાસી ગાઉ બાર, હો રે હઠીલા૦
મારા પર કોપ્યો શાથી પ્રભુ સાર, હો રે હઠીલા૦ ૨૪
કૌશિકમુનિ ! વિત્યા માસ બાર, હો રે હઠીલા૦
તે તો બાર યુગ જેવા નિરધાર, હો રે હઠીલા૦ ૨૫
એમ રાય વિધવિધ કરે વિલાપ, હો રે હઠીલા૦
પછે તેને પ્રકટ્યો કેવો તાપ, હો રે હઠીલા૦ ૨૬
તેનું કરૂં યથામતિ વરણન, હો રે હઠીલા૦
સુણો તમે શ્રોતા વક્તાજન, હો રે હઠીલા૦ ૨૭

## વલણ.

શ્રોતા વક્તા સાંભળો, સતિયાનું કેવું સત્ય રે;
તિલપુર અસત્ય ન આચર્યું, છે ગરવી જેની ગત્ય રે. ૨૮

## કડવું ૨૪ મું.

## રાગ ધનાશ્રી.

પક્ષી કે' સુણ્ય જૈમિનિ તુંય જી, પછે નૃપનું ત્યાં થાતું શુંય જી;
એક સમય સૂતો થાકયોપાકયો જી, જોતાં રચના પડયો ઘણો ડાકો જી. ૧

### ઢાળ

ડાકો પડયો પ્રિયવિયોગી રાજા, જેનું શરીર કર્કશ જાણ;
જેની ઘણે દિવસે આંખ મળી, પણ ન સ્વપ્ને સુખ વખાણ. ૨

---

૧ જન્મમરણાદિ સંસાર સ્વપ્નતુલ્ય છે, એવી વ્યંજના કરવાને હરિશ્ચંદ્રનું સ્વપ્ન વર્ણે છેઃ પક્ષી ૪૦—૨૫૯ છે. ૨ પ્રિયવિયોગી— વાહાલાંના વિયોગવાળો.

આધિવ્યાધિ સર્વ ટળી ગઇ, આવ્યું નાનું સરખું મોત;
ત્યાં દૈવકૃપાએ કે સ્મશાનવાસે, પ્રકટી સ્વપ્નની જોત. ૩
એવો વિચાર સ્વપ્ને થયો કે, ગુરૂદક્ષિણા ન અપાઇ;
તે માટે દેહાંતર ધરી મારે, દુઃખ ભોગવવું અટવાઇ. ૪
ગુરૂદક્ષિણા લોપ કર્યાનું, એ પ્રાયશ્ચિત સત્ય;
એવો વિચાર થયો સ્વપ્ના માંહે, ગરવી જેની ગત્ય. ૫
વળી તેજ સ્વપ્નમાં એમ થયું કે, હું રહ્યો ચાંડાળણી પેટ;
તેના ઉદરે વસતાં નૃપ વિચારે, અહીંથી છૂટયે પામીશ વેઠ. ૬
જો વે'લો છૂટું તો પુણ્ય કરૂં હું, એવે થયો જન્મ તત્કાળ;
લોકે ચાંડાળબાળક તે કહ્યો, એવું સ્વપ્ન પામ્યો ભૂપાળ. ૭
તેણે ધંધો લીધો હાથમાં, પિતા કરે તે કરવું કાર્ય;
આસક્ત થયો શવક્રિયા માંહે, તવ ભૂલ્યો જાતિ આર્ય. ૮
સાત વર્ષનો એમ થયો તે, એવે એક દ્વિજનું શવ આવ્યું;
દ્વિજ નિર્ધન હોયે તે નવ જાણ્યું, તેણે કર લેવા મન ભાવ્યું ! ૯
પણ તે વિપ્રોએ માન્યું નહિ, ત્યારે દુઃખ દેવા તેને લાગ્યો;
તે બ્રાહ્મણોએ તે બાળક આગે, વિનયગુણને ત્યાગ્યો. ૧૦
ચાંડાળબાળને કૌશિકમુનિનું, કૃત્ય કહ્યું માંડી આમ;
અહો પાપિષ્ટ અશુભકર્મકારક, તું સુણ્ય કૌશિકનું કામ. ૧૧
હરિશ્ચંદ્રે દક્ષિણા નવ દીધી, તેથી નૃપ થયો ચાંડાળ;
અલ્યા તું ચાંડાળ થઇ દ્વિજધન ઇચ્છે, તે છૂટીશ કિયે કાળ. ૧૨
તેણે તે કાંઇ માન્યું નહિ, ત્યારે વિપ્રે દીધો શાપ;
હે અધમોધમ પડય નરક માંહે, અધુના સેહે તન તાપ. ૧૩

---

૩ નાનું સરખું મોત—ઊંઘ. દૈવકૃપા–( વક્રોકિત. અર્થાત્ ઊંઘમાં પણ સુખ મળ્યું નહિ ! ) ૮ શવક્રિયા— મુડદાં ઉપર કર લેવા વગેરે કર્મ. આર્યજાતિ—( હરિશ્ચંદ્ર પોતાની ) ક્ષત્રિયજાતિ.

એવું વચન વદનેથી નીકળતાં, ત્યાં દીઠા ભયાનક દૂત;
કરમાં પાશ ગ્રહીને આવ્યા, તેથી સારાં સો એક ભૂત !! ૧૪
બળાત્કારે તેણે બાંધી લીધો, તે પણ જોયું દષ્ટ;
ખેદ પામી હા માતા ! હા પિતા ! એમ ભાખી પામ્યો અતિ કષ્ટ. ૧૫
તે કાંઈ સુણ્યું નહિ યમદૂતે, નાખ્યો જઈ નરક માંય;
તેને તપ્ત તેલની પેણીમાં બોળ્યો, દુઃખ દુઃખ દીઠું ત્યાંય. ૧૬
ત્યાંથી કાઢી તેને કર્વતે કાપ્યો, જેનું આમિષ પડતું ભોમ;
વળી ત્યાંથી તે દુખિયા નૃપને, નાખ્યો અંધતમસ જ્યાં નહિ સોમ. ૧૭
તહીં તેને રૂધિરાદિકનું ભોજન, કરવું પડ્યું નિરવાણ;
હું ચાંડાળબાળક નરક પડ્યો છું, એવું નૃપને થઈ ગયું ભાન. ૧૮
એ રીતે યમદૂતો બાળે, દિવસે દિવસે અધિક;
પચાવે ખેદ ને ક્ષોભ પમાડે, કોઈ જગાએ મારે ઠીક. ૧૯
કાપે હલાવે અંગ અતિશે, કંઈક સળગાવે દેહ;
ટાઢે મારે તાપે ઊભો રાખે, કંઈક ઉરાડે વાયુમાં તેહ. ૨૦
એવાં એવાં દુઃખ અનેક દેતાં, ત્યાં ગમે કેવું જાણ.
એક દિવસ સો યુગશો જાયે, એ તો કહી શકે અજાણ! ૨૧
એવાં એવાં સો વર્ષ રહ્યો તે, મહાનરકની માંય !
તે યમદૂતોવડે સાંભળી, ઘણું કંપે ઊભો જ્યાંય. ૨૨
એવે ફેંક્યો તેને પૃથ્વી પડ પર, ત્યાં વિષ્ટાભક્ષક હુઓ શ્વાન;
ઓકીકાઢેલા અન્નને ખાતાં, મૂકયા એક માસે શ્વાને પ્રાણ. ૨૩
પછે તે ગર્દભ થયો, કરિ કીરા અજ બિડાલ;

---

૧૭ આમિષ—માંસ. સોમ—ચંદ્ર ( નો પ્રકાશ ). ૧૯ પચાવે છ૦–તેનાં અંગને રાંધે છે, ખેદ પમાડે છે અને ક્ષોભ પમાડે છે. ૨૨ યમદૂતોવડે—યમદૂતો પાસેથી.

કંક ને બલિવર્દ બકરો, દ્વિજ કૃમિ જંતુ ભૂપાળ. ૨૪
મત્સ્ય કચ્છ વરાહ શાહુડી, કુકકુટ કીર ચકલી જાત;
સારિકાને શૂડલો નૃપ, થયો ન કંઇ પ્રખ્યાત. ૨૫
પછે સ્થાવર વૃક્ષ વેલી થયો, ગુલ્મ ઇત્યાદિક સર્વ;
ચક્ષુઃશ્રવાદિક સર્વ માંહે, તે પામ્યો જન્મ અખર્વ. ૨૬
એમ જાત જાતના જીવતણા, તેણે ધારણ કીધા દેહ;
તે જાતિ જાતિના દુઃખમાં, થયો સંતપ્ત નૃપતિ જેહ. ૨૭
એ રીતે કુયોનિ ભટકતાં, પૂરાં થયાં સો વર્ષ;
ત્યારે કોઇક કાળે પોતાને કુળ, જન્મ જોઇ પામ્યો હર્ષ. ૨૮
એવું એવું દુઃખ ઘણું દીઠું, વળી તે જન્મનું ભાખ્યું દુઃખ;
દ્યૂત રમતાં રાજ્ય કલત્ર હાર્યો, નાશી ગયું સહુ સુખ. ૨૯
તે એકલો રહ્યો જાતોજાતે, ત્યારે નાશી ગયો વન માંય;
તે વનમાં તેણે હરિ એક દીઠો, મુખ ફાડી બેઠો ત્યાંય. ૩૦
તે સિંહ આવી તેને ખાઇ ગયો, વળી જીવતો હુઓ તેહ;
તવ પત્નીનો શોચ કરવા લાગ્યો, મુખશું બોલ્યો એહ. ૩૧
અહો તારા ! મુને દુખિયો મૂકી, નાશી ગઇ તું ક્યાંય ?

---

૨૪ કીશ—વાનર. અજ—બકરો. બિડાલ—બિલાડો. કંક—ગીધ. દ્વિજ-પક્ષી. કૃમિ—જીવડો. ૨૫ કુકકુટ—કૂકડો. કીર—પોપટ. સારિકા—મેના. શૂડલો—શૂડો.

૨૬ ગુલ્મ—બોથું. ચક્ષુઃશ્રવા—સાપ. અખર્વ-ખર્વ સંખ્યા વિનાના-અપાર. ૨૯ કલત્ર—સ્ત્રી. ૩૦ હરિ-સિંહ.

૩૧ જીવતો હુઓ ૯૦—( ખાઇ ગયા પછી પોતાને જીવતા દેખવું એ સ્વપ્નમાં સંભવી શકે એવુ છે).

વળી તેણે પુત્રવતી લહી પત્ની, તે કે'તી ગયા પતિ બાંય. ૩૨
અહો સ્વામી ! શું દ્યૂત રમ્યાનું, તમારે છે કામ;
આ સ્ત્રી પુત્ર મહાદુઃખ પામ્યાં, હવે એવું ન રમશો સ્વામ. ૩૩
વળી ફરી ફરી તે નાસવા લાગ્યો, પણ દીઠી નહિ સ્ત્રીજન;
પાછો સ્વર્ગમાંથી તે સ્ત્રીને નિહાળે, દીન સરખી રાજન. ૩૪
ખેદકારક રવ કરે રહી તે, કે' રક્ષો રક્ષો સ્વામીનાથ;
વળી પાછો તે આ વિધિ દેખે, રડે સ્વસ્ત્રી ગ્રહી પુત્ર હાથ. ૩૫
નૃપતિને નાકમાંહી બોલાવે, કૌશિકે કહ્યું ધર્મને જાણ;
એવામાં નાગપાશે નૃપ બંધાયો, જેની કુંઠિત થઇ ગઇ વાણ. ૩૬
બાંધી રૂંધી ધર્મનિકટ લાવ્યા, તેણે કથ્યું કૌશિકકૃત્ય;
તોપણ ત્યાં નવ લેશ જણાયો, દેશ અસત્યતણો સત્ય. ૩૭
એ જે જે જોયું નૃપે સ્વપ્ના માંહે, તે તે ભોગવ્યું વર્ષ બાર;
બારમું વર્ષ પૂરું થાતામાં, વળી યમદૂતે ગ્રહ્યો નિરધાર. ૩૮
તેવામાં યમ કોપસ્વરૂપી, દીઠો નૃપે સ્વપ્નચક્ષ;
તે કોપરૂપી યમ નૃપ શું બોલ્યો, સાંભળ આ એક પક્ષ. ૩૯
વારી ન શકાય એવો તું જાણે, છે વિશ્વામિત્રનો ક્રોધ;
તે કૌશિક મુનિ તારા પુત્રને મારે, માટે માન્ય તું મારો બોધ. ૪૦
આટલા નૃપ હુઆ અવનિ, તે નહોતા તુજ જેવા;
દક્ષિણા આપી ન આપી તેમાં શું, સાધે સધાય જેટલી સેવા. ૪૧

---

૩૨ વળી ઇ૦—વળી સ્વપ્નમાં પોતાની પત્નીને પુત્ર સહિત દેખે છે અને તે પત્ની તેને કહે છે કે હે બાંય રૂપ પતિ તમે ગયા અર્થાત્ અમારૂં રક્ષણ કેમ કરતા નથી. ૩૬ નાકમાંહી—સ્વર્ગમાં. કુંઠિત—જડ.

૩૭ દેશ ઇ૦—ત્યાં પણ તેનામાં અસત્યનો દેશ જણાયો નહિ એ સત્ય છે. ૩૯ કોપસ્વરૂપી-વિશ્વામિત્રનો ક્રોધ જાણે મૂર્તિમાન યમ થયો હોય તેવો. પક્ષ-તરફ. આ તરફની હકીકત સાંભળ.

સત્યવાદીની તારે છાપ શે જોઇએ, જેથી પડે અતિ દુઃખ;
દક્ષિણા મારે દેવી નહિ કે', જો થાયે પલકયાં સુખ. ૪૨
સત્યવક્તા હું નથી કહે તું, તો મળે કલત્ર ને પુત્ર;
રાજ્ય રિદ્ધ સર્વે મળે, વળી મળે ઘર ઘરસૂત્ર. ૪૩
સ્વપ્નામાં નૃપ ઝંખી ઊઠ્યો એમ, એ શું બોલો યમરાજ;
આપું કહી ક્યમ અન્યથા બોલું, શે કરૂં અસત્ય હું કાજ. ૪૪
સુખ અંતે દુઃખ દુઃખ અંતે છે, સુખ સુણો ધર્મરાય;
માટે મારે સર્વ વિપ્રનું દેવું, કે'વી ન મુખે નાય. ૪૫
ત્યારે ક્રોધ આણી ધર્મ કે' પાપી, જા પડય મૃત્યુલોક;
તારે કર્મે અવશેષ રહ્યું તે, ભોગવ્ય આણી શોક. ૪૬
જો દ્રઢતર ગાંઠ હૃદેમાં રાખીશ, તો થાશે કલ્યાણ;
નહિ તો આ નરક માંહે પચીશ તું, માન્ય મારી સત્યવાણ. ૪૭
નિશ્ચે તું કૌશિક કદી ન જીતે, જા જા પરો મૂઢમત્ય;
એમ ખરૂં ખોટું સમજાવિયું છે, પ્રૌઢી જેની પત્ય. ૪૮
એવે બારમું વર્ષ પૂરૂં થયું, આવ્યો દુઃખનો અંત;
તેને યમદૂતે નાખ્યો પૃથ્વી, જાણે પડ્યો ભૂમિ મહંત. ૪૯
યમલોકથી હું પૃથ્વી પડું છું, એવો ભય પેઠો મન માંય;
હબકીછબકી જાગ્યો રાજા, અરે ! આ શું કહેવાય ! ૫૦
આ દુઃસ્વપ્ન ક્યમ આવ્યું મુજને, તેનું કરવા લાગ્યો ધ્યાન;
શાથી આવ્યું એ કેમ થયું, તેનું થાય ન કંઈ અનુમાન. ૫૧
પછે વિચાર્યું કષ્ટ એ કૂડું, દાઝ્યા ઉપર એ લુણ;
જેનો પાર પમાય ન એવું જોયું, આ તે કર્યું કોનું ઋણ. ૫૨
ઠીક સ્વપ્નામાં જે જોયું તે જોયું, પણ વીત્યાં મારાં બાર વર્ષ;
એવી ભ્રાંતિ જ્યારે થઇ ભૂપતિને, ત્યારે પૂછે સાથીને કરી સ્પર્શ. ૫૩

૪૮ કૌશિક—કૌશિક( વિશ્વામિત્ર )ને.

તેમાંના જે જડ મતિવાળા, તે લાવ્યા નહિ વિશ્વાસ;
આહા ઇહી કરવા લાગ્યા, નૃપતિ કેરૂં હાસ. ૫૪
કેટલાક કે' ના નથી વીત્યાં, કહે કેટલા હાય;
એવું સુણી નૃપ મહાદુઃખ પામ્યો, પણ ત્યાંથી કયાં જાય. ૫૫
આખર સુરને શરણ ગયો તે, બોલ્યો મુખથી બોલ;
હે દેવલોક મારૂં રક્ષણ કરજો, વળી મારી તારાકેરો તોલ. ૫૬
બાળકનું ભદ્રભૂસુર કરજો, કરૂં ધર્મદેવને હું પ્રણામ;
વિધિહરિને નમું હું ભાવે, પરાવર શુદ્ધ રૂપ મા'નામ. ૫૭
સર્વથી જૂના વિકાર વિના, અહો પ્રભુ પરમેશ;
પાગે લાગું હું બૃહસ્પતિ, નમું શિરસાષ્ટાંગે મહેશ. ૫૮
એમ નમન કરી દેવને, પછે લાગ્યો કરવા કામ;
ચાંડાળવૃત્તિને અનુસર્યો, ભજી મુખે શ્રીઘનશ્યામ. ૫૯

### વલણ.

શ્રી ઘનશ્યામનું સ્તવન કરી, નૃપ મૃતકનાં લે ચીર રે;
શું વિપ્ર પ્રેમાનંદ વર્ણવે, જે અચળ અડગ મહાધીર રે. ૬૦

## કડવું ૨૫ મું.

### સામેરી દેશીફેર.

ગયું રાજ્ય ગયું રાજ્ય ગયો પુત્ર, દા'ડો દુઃખ ધખધખ્યો રે;
સાંભળ પક્ષી કે' જૈમિનિ તુંય, નૃપ જોઇ શું ભખ્યો રે. ટેક. ૧
જ્યારે નિવૃત્તિ પામ્યો સ્વપ્નરોગ, ત્યારે હતો તે થયો રે;
પામી સ્મૃતિઓ સર્વે નાશ, મલિન અંગ થઇ ગયો રે. ગયું રાજ્ય૦ ૨
કાળો કુબડો હાથમાં ડાંગ, ઝાલી ચાલ્યો ઝટપટો રે;

---

૫૭ ભદ્ર— કલ્યાણ. પરાવર— આદિ અને અંતમાં રહેલો. ૫૮ જૂના—પ્રાચીન. અર્થાત્ સર્વના આદિપુરૂષ. ૧ દા'ડો દુઃખ-દુઃખનો દહાડો.

ઉઘરાવે મૃતકનાં દાણ, કરે ઘણી લટપટો રે. ગયું રાજ્ય૦ ૩
ન સંભારે પદ્મિની પુત્ર, ઉત્સાહ સહુ ગયો રે;
ગયું રાજ્ય જેનું અવિધાર, સ્મશાનવાસી થયો રે. ,, ૪
હવે એક દિનનો સમા જોગ, તારાને શો બન્યો રે;
કરે દ્વિજ ઘરનાં સર્વ કાર્ય, જેને પિતાશ્રી ગણ્યો રે. ,, ૫
રમે પાસે નાનેરો બાળ, સુખ જેણે ભોગવ્યાં રે;
તે એઠું અજીઠું ખાય, જેણે જોગ જોગવ્યાં રે. ૬
લાગે ભૂખ ત્યારે જુએ પેટ, જાયે માતા કને રે;
દીન થઇ માગે ઘાચું માન, ક્ષુધારથી જો બને રે. ,, ૭
તારા જાયે માતાની પાસ, કે' બાળક ભૂખ્યો થયો રે;
કરે હરફોડા તરફોડા તેહ, વૈભવ જેનો ગયો રે. ,, ૮
નવ સમજે નાનો બાળ, રડે ખાવા કારણે રે;
ચુંટે કેશ પછાડે કર પાદ, માતા પડે ધારણે રે. ,, ૯
આવે દયા ભટાણીને કોઇ વાર, ત્યારે આપે ખાવા રે;
તે તો ઝૂટી લે ભટજી સાર, રહ્યું હવે કંઇ જાવા રે. ,, ૧૦
એમ રડી રડી થાકે બાળ, મરી જાયે ભૂખડી રે;
જે જમ્યો પૂરાં પકવાન, મુખ માગી સુખડી રે. ,, ૧૧
તેને ટાઢો શીળો કો'ચો ભાત, તે પણ મળતો નથી રે;
લાગ્યુ હૈયામાં તારાનું દુઃખ, તે શું કહું કથી રે. ,, ૧૨
પડિયાં આંટણ પગને હાથ, ક્ષુધા લાગી ઘણી રે;
નથી માત પિતા પતિ સંગ, કે જેણે મારી ગણી રે. ,, ૧૩
તેમાં જુએ તે પુત્રનું દુઃખ, સુખ ગયું સ્વામીનું રે;

---

૬ જોગ—સંયોગ. જેણે સુખના સંયોગ જોગવ્યા (એકઠા કર્યા છે). અર્થાત્ જેણે પૂર્વે સુખ દીઠાં છે. ૭ ક્ષુધારથી (ક્ષુધાર્ત) —ભૂખથી પીડાયલો. ૯ ધારણે—અર્થાત્ મૂર્છામાં.

સુણે શર સમા ઘણા બોલ, (કરે) સ્મરણ બહુનામીનું રે. મધુ રાજ્ય૦ ૧૪
તેની ચળાવવા વૃત્તિ વિપ્ર, ઉપાય ઝાઝા કરે રે;
કર્યું હોય સીધું સટ કામ, તદપિ કોપે ભરે રે. „ ૧૫
માપે અણમાપકેરી ગાળ, કંપે નારી અવનવી રે;
પણ મન સત્ય એહ સુખદાય, કવન શાં કવે કવિ રે. „ ૧૬
જ્યારે થાકયો દેતાં દુઃખ દ્વિજ, ત્યારે મતિ નવી કરી રે;
કેળગર્ભ સમો થયો રૂક્ષ, તે બાળક ધરી રે. „ ૧૭
દેવપૂજનકેરે માટ, પુષ્પો વીણે પ્રેમદા રે;
રમે કુસુમસમૂહની માંય, બાળક થઇ મહામુદા રે. „ ૧૮
રમતો રમતો ગયો તે બાળ, કેતકી પાસ કારમો રે;
જેને લોહ પનોતી ઉર, બેઠો રાહુ બારમો રે. „ ૧૯
થાયે દુર્લભ સુર્લભ જાણ, તેવી લહી કેતકી રે;
અતિ નીચાં લહી થડ બાળ, ચઢવા કરી મન વકી રે. „ ૨૦
પડયો પણ ચઢ્યો ઉપર બાળ, લેવા પકવ કેવડો રે;
ફું ફું કરી ધાયો નાગ, શે કહું હતો કેવડો રે. „ ૨૧
હતું પ્રાણહરણ જેવું રૂપ, પછે કહો શું કહું રે;
દંશ્યો કરઅંગુષ્ઠે કરાળ, હતું નો'તું હું લહું રે. „ ૨૨
પાડી ચીસ મહાવિકરાળ, પડયો પૃથ્વી ઝટ લઇ રે;
સુણી ધાઇ આવી કને માત, કપોલે કર દઇ રે. „ ૨૩
પડયો પુત્ર થયો તેજ હીન, લહી પડી માવડી રે;
ત્યાં ગાળ દેતો આવ્યો વિપ્ર, શે વાર લાગી આવડી રે. „ ૨૪
તેણે મુઓ દીઠો કને પુત્ર, કે અતિ આનંદિયો રે;
હતો એ માંય એને સ્નેહ, હવે નિર્ભે એ કિયો રે. „ ૨૫

---

૧૪ શર—તીર. ૨૨ કરઅંગુષ્ઠે — હાથને અંગૂઠે. ૨૩ કપોલ—લમણા.

એમ વધે ન પામ્યું મન શાંત, કૌશિકનો ભાઇ હતો રે;
કર્યો છૂટા દંડનો પ્રહાર, યમ શું થયો છતો રે ! ગયું રાજ્ય૦ ૨૬
વળી મૂર્ચ્છા ઊઠી તારા નાર, નમન કર્યું બાપને રે;
મારા પુત્રને દંશ્યો નાગ, ભૂલી તેથી આપને રે. ,, ૨૭
હવે આને સ્મશાનની માંય, લઇ હું કયમ જઉં રે;
ત્યારે દ્વિજ કે' તારા ભોગ, નદી નાખ્ય હું લહું રે. ,, ૨૮
આપું ખાવાને બોલાવું વિપ્ર, મૃતક ઉચકાવવા રે !
જા નાખી આવ્ય વે'લી તું નાર, નથી કો બોલાવવા રે. ,, ૨૯
તોય ઊઠે ન તરૂણી ત્યાંય, શોકે થઇ આકુળી રે;
તેને મારી છૂટે પાષાણે, વામા વપુ વ્યાકુળી રે. ,, ૩૦
પછે બાળક નાખી ખાંધ, ચાલી સ્ત્રી ઝટપટી રે;
નથી મૃતકના ઉંચકનાર, દશા એવી અટપટી રે. ,, ૩૧
લે મૃતક વિસામો એક, ચઢે જ્યારે પાલખી રે;
આ તો કરતું વિસામા અનેક, ગહન ગતિ ના લખી રે. ,, ૩૨
નહિ ચાર કે દ્વય વે'નાર, પુરૂષ નથી પૂંઠળે રે;
એકે નાખ્યો ન સ્કંધ મોઝાર, લખ્યા લેખ કયમ ટળે રે ! ,, ૩૩
એવી દશાએ તારા નાર, આવી સ્મશાનમાં રે;
પુત્રપ્રેમે ભૂલી પિતાવેણ, દેવા દાહ દાનમાં રે. ,, ૩૪

---

૨૬ કૌશિકનો ભાઈ—કૌશિક જેવો ક્રોધી ( દુષ્ટ ). ૩૦ વામા—સ્ત્રી. વપુ—દેહ. ૩૨ લે ઇ૦—જ્યારે મૃતક ( શબ ) પાલખી( ઠાઠડી )માં ચઢે છે ત્યારે તે એક વિસામો ( ચકલું હોય ત્યાં આગળ ) લે છે; પણ આ તો સ્ત્રી થાકતી ત્યાં શબને ઉતારતી, એમ અનેક વિસામા થતા હતા.

૩૩ સ્કંધ—ખાંધ—ખભો. ૩૪ પિતાવેણુ—' નદીમાં નાખી આવ્ય ' એવું. દેવા ઇ૦—શબને દાહ રૂપી દાન આપવાને માટે.

આવી મૂકયો ગંગાતટે બાળ, ગઇ કાષ્ટ ખોળવા રે;
કોચે મૃતકને કૂડા ગીધ, રહી રાખ ચોળવા રે. ગયું રાજ્ય૦ ૩૫
તેને મારી ઇંટે ઉરાડે નાર, કરે કાષ્ટ એકઠાં રે;
કા કા કરી આવિયા કાક, થયાં પક્ષી ભેગઠાં રે. ,, ૩૬
જેમ તેમ મેળવી કાષ્ટભાર, ચિતામાં નાખતી રે;
સુત નવરાવી ગંગામાંય, દીનપણું દાખતી રે. ,, ૩૭

## વલણ.

દીનપણું અતિ પીન દાખે, ભાખે શું ભવથી બળી રે;
વિપ્રજન તે ક્ષિપ્ર કે'શે, રે'શે હરિ હૃદયે મળી રે. ૩૮

## કડવું ૨૬ મું.

## રાગ ધનાશ્રી.

લઇ પુત્ર ઉત્સંગે રડે અપાર જી,
દુ:ખે સોસવાયલી નિરધાર જી;
મુદ્રા મ્લાનવતી છે ઉદાસ જી,
રજે ભરાયા કેશ નિરાશ જી. ૧
હા વત્સ ! હા પુત્ર ! કુમાર જી,
શે ન બોલો વા'લા સુકુમાર જી;
અહો રાજન્ તમે ગયા ક્યાંહી જી,
દુ:ખ દુ:ખ જોઉં જ્યાંહી ત્યાંહી જી. ૨
આ પુત્ર પૃથ્વી પર નવ મૂકયો જી,
રમતાં પૃથ્વી પર જેને ઢુંકયો જી;

---

૩૫ કોચે—કોચે તો. ૩૮ પીન—પુષ્ટ—અતિશય. ભવથી— સંસારથી. ક્ષિપ્ર—ઉતાવળો. ૧ મુદ્રા—મુખાકૃતિ.

તે સર્પદંશે પડયો પૃથ્વી ઉપર જી,
તેને કયમ ન જુઓ તમે નૃપવર જી. 3
એવા વિધ વિધ કરે વિલાપ જી,
ઝટ જાવાનો જેને સંતાપ જી;
એવે ધુરકી આવ્યો રાજાન જી,
જયમ રડે મરણ પોકે મોટો શ્વાન જી. ૪
વાધી આશા નૃપચાંડાળને એવી જી,
મળશે વસ્ત્ર વિલપે કોઇ દેવી જી;
ગયો ધશ્યો ધશ્યો તેની પાસે જી,
દીઠી બેઠી નારી ત્યાં ઉદાસે જી. ૫
સ્વસ્ત્રી કરે બેઠી વિલાપ જી,
તેણે ઓળખી ન જાતે આપ જી;
તેનું કારણ પણ છે એવું જી,
કાંકે કષ્ટ ઘણું દેહે સેવ્યું જી. ૬
ઘણા પ્રવાસે ઘણા શ્રમે જી,
ગયો નવરંગ ઓળખે કયમે જી;
તે રાજપુત્રીએ પણ તેને ત્યાંય જી,
ન ઓળખ્યો જોયો જૂદો જ્યાંય જી. ૭
જેના સુંદર કેશ કપોળ વિશાળ જી,
કોમળ ગાત્રે હાર્યા મૃદુ મૃણાલ જી;
તે સર્વાંગે જટાથી ભરિયો જી,
દૈવે શુષ્કદ્રુમશો દેહ કરિયો જી. ૮
જેને ઓળખે નહિ પ્રભુ જાતે જી,

---

૮ મૃદુ—કોમળ. મૃણાલ—કમળતંતુ. શુષ્કદ્રુમ—સૂકું ઝાડ.

પછે વામા ઓળખે કેઇ વાતે જી;
એવે નૃપે જોયો મુએલો બાળ જી,
મહા મનોહર અંગ રસાળ જી. ૯
નહિ સૂત્રતંતુએ વીંટયો જાણય જી,
ડશ્યો સર્પે વદે સ્ત્રી વાણ્ય જી;
એવો સુત જોઇ પ્રકટયો ખેદ જી,
નૃપ અંગે થયો પ્રસ્વેદ જી. ૧૦
જોયું તેનું કેશે મંડિત મુખ જી,
જોઇ ઉંચી ભૃકુટિ પામ્યો દુઃખ જી;
ગ્રીવા શંખ સમાને રાજે જી,
લાંબા શ્યામ કેશ અતિ વિરાજે જી. ૧૧
ન ઓળ્યા ન ચોળ્યા જાણ જી,
તદપિ કરે કેશનાં કોણ વખાણ જી;
છે કમળપત્ર સરખાં નેત્ર જી,
બિંબફળ અધર શું મોહનું ક્ષેત્ર જી. ૧૨
મુખ થઇ ગયું પો'ળું મરણે જી,
દૂધિયા દાત દીસે પડયો ધરણે જી;
નોખી ચાર દાઢ દિસે મહાસુંદર જી,
દીસે ચાર વેંતનું અંગ મનહર જી. ૧૩
ગોળ માટલી જેવું છે મુખ જી,
જોઇ દીર્ઘબાહુ જાયે દુઃખ જી;
છે ચાર રેખા ને મત્સ્યાકૃતિ જી,

---

૧૦ પ્રસ્વેદ—પરસેવો. ૧૧ મંડિત—શોભાયમાન. ગ્રીવા—ડોક.

યવચિન્હવાળા કરની મહાગતિ જી. ૧૪
સામુદ્રિક લક્ષણવાળી શિરાઓ જી,
તેણે યુક્ત પાદવાળા કયાં જાઓ જી;
તારી ત્વચા છે મા'મનોહારી જી,
ત્રિવલી નિરખી ત્રિવેણી સમારી જી. ૧૫
એવા બાળને જોઇ મરેલો જી,
દર્શો નૃપ અંગમાં અતિ ડરેલો જી;
રે આ નૃપબાળકશો છે કુમાર જી,
કયાં તેને લઇ ગયો કાળ કરાળ જી. ૧૬
આ તેની માના ખોળામાં સૂતો જી,
ઇમ કે'તાં રોહિતાશ્વ અંતર ખૂત્યો જી;
મારો કમળનેત્રાળો બાળક આવો જી,
કયમ આ બાળક મન મુંને ભાવ્યો જી ૧૭
હાં હાં જો યમે કર્યું ન હોય કૂડું કર્મ જી,
તો આટલી વયનો બાળક હોય પર્મ જી;
હોય આવા રૂપનો ને આવો જી,
માટે મુને મોહે મોહ ઉપજાવ્યો જી. ૧૮
એમ કર્યું મન તેણે સમાધાન જી,
જોતો ઊભો વિલપતી નારી મહાન જી;
રાજપત્ની બોલે મુખ આમ જી,
કયા પાપ યોગે કથળ્યું મારૂં કામ જી. ૧૯
કયા પાપે દુઃખના ડુંગર પડિયા જી,

---

૧૪ સામુદ્રિક લક્ષણ જુએ છે: છે ૭૦-૨૫૯ છે. રેષા-રેખા ( લીટી ). મત્સ્યાકૃતિ-માંછલાની આકૃતિ. યવચિન્હ-જવનું ચિન્હ. ૧૫ શિરાઓ-નસો. ત્રિવલી-પેટની ત્રણ કરચલીઓ. ૧૭ અંતર ખૂંત્યો-મનમાં ખુંચ્યો-ચિંતા કરાવી.

કયી વિધિએ ઘાટ આ ઘડિયા જી;
હા નાથ ! અહા મહારાજ ! જી,
શે ન નિહાળો દુખાણી આજ જી. ૨૦
ક્યાં રહ્યા ન જુઓ મારી ભાળ જી,
ન મારૂં દુઃખ જુઓ દયાળ જી;
ન કરો મારી આસનાવાસના જી,
થાઓ પ્રકટ સમ તમને આશાના જી. ૨૧
ગયું રાજ્ય સગાં ને સુહૃત્ જી,
સ્ત્રીપુત્રવિક્રય સાધ્યું મૂરત જી;
અહો ક્રૂર દૈવ તેં શું નથી કીધું જી,
કયું દુઃખ હરિશ્ચંદ્રને નથી દીધું જી. ૨૨
આ વચન સુણી નૃપ ચાંડાળ જી,
સન્મન્યો સટપટયો ત્યાં તત્કાળ જી;
અરે આ શું સુંદર સ્ત્રી છે મારી જી,
આ સુત મારો શું ભૂપ ભારી જી. ૨૩
રે રે શોણે મુઓ એ બાળ જી,
( એમ ) શોચવાળો થયો ભૂપાળ જી;
એજ શૈબ્યા ને એજ પુત્ર જી,
આજ મારૂં ઉજડ થયું ઘરસૂત્ર જી. ૨૪
એમ કહી રૂદન કર્યું મહાગાઢ જી,
વે'રાયો કવૈતનો ઊભો વાઢ જી;
પડયો મૂર્ચ્છિત થઇ પૃથ્વી માંય જી,
કે જોયું નારીએ ઊંડી ત્યાંય જી. ૨૫
રે રે શ્વપચપણુવાળો મારો સ્વામી જી,
એથી દૂણું દુઃખ તે દયિતા પામી જી;

---

૨૧ આશના જી–મારી આશાના સમ છે. ૨૨ સુહૃત્–મિત્ર.

થઈ પીડિત ન પીડા સે'વાઇ જી,
મૂર્છા પામી મહિલા મોવાઇ જી. ૨૬
કેટલેક સમે પામ્યાં તે ચેતન જી,
( પડ્યાં ) શોકસાગરમાં ડૂબ્યાં મહાઘન જી;
નૃપ બોલ્યો હા સુત ! સુકુમાર જી,
નેત્ર નાસા ભૃકુટિ વિશાળ જી. ૨૭
કેશે ભરાયલું મુખ તારૂં જી,
કેમ હૃદય ચીરાય ન મારૂં જી;
પોતાની મેળે આવી મારી નિકટ જી,
બાપ કોણ કે'શે ! દિન વિકટ જી ! ૨૮
હું પ્રીતે આલિંગન દઇશ કોને જી,
કોને વત્સ કહીશ તું જોને જી;
લાગી તારે ઘુંટણિયે પીળી રેણુ જી,
ન થાઉં મલિન, માગે કોણ વેણુ જી ! ૨૯
તું મારા અંગ પ્રત્યંગે થયો ઉત્પન્ન જી,
કરે મારૂં હૃદય તું નિત્ય પ્રસન્ન જી;
તેવા પુત્રને વેચ્યો મેં જાતે જી,
હલકી વસ્તુ ન વેચાય વાતે જી. ૩૦
રે પ્રથમ રાજ્ય ને દ્રવ્ય મારૂં લીધું જી,
પછે દૈવે સર્પરૂપે દુઃખ દીધું જી;

---

૨૬ શ્વપચપણુવાળો—ચાંડાળપણાવાળો. દૂણું—બમણું. મહિલા—સ્ત્રી. મોવાઇ—મોહ પામી ગઇ ! ૨૭ મહાઘન—( શોકસાગર ). નાસા—નાક.

૨૯ લાગી ઇ૦—ઘૂંટણે ચાલવાથી તારા ઘૂંટણે વળગેલી પીળી રજ-વડે હવે હું મેલો થઇશ નહિ ! ૩૦ અંગ પ્રત્યંગે—અંગોઅંગથી—દરેક અંગથી.

જોઉં દેવ સર્પે ડશેલો આ સુત જી,
રે રે દૈવ તું મહાઅદ્દ્ભુત જી. ૩૧
થયો છું ભયાનક વિષે અંધ જી,
કયા કર્મના બંધાયા બંધ જી;
એમ કે'તાં પ્રસર્યો પ્રસ્વેદ જી,
ગદ્દગદ્દ વાણી થઇ ઉપન્યો ખેદ જી. ૩૨
( પછે ) આલિંગ્યો મૃતબાળને ભૂપ જી,
પડ્યો નિશ્ચેત થઇ અનુપ જી;
હવે ત્યાં નારી કરતી શું ય જી,
તે યથામતિએ ભાખું હું ય જી. ૩૩
જણ્યો જનનીએ શૂરોપૂરો જી,
દાતા ભક્તમાં નહિ અધૂરો જી;

## વલણ.

નહિ અધૂરો ત્રણે વાતે, હરિશ્ચંદ્ર મા' ધીર રે;
દૈ પડતા પર પાટુ સહી, છે દૈવ વસમો વીર રે. ૩૪

## કડવું ૨૭ મું.

## રાગ કેદારો.

રાજપત્ની કે' ઓળખું આને, મને મતિ દીધી ભગવાને;
એ તો એજ નિશ્ચે થયો મનથકી રે. ૧
પુરૂષપંચાનન જેવો એજ, સુમન મન મોહકારી લહ્યો મેંજ;
ચંદ્ર હરિશ્ચંદ્ર આગે ન રે' ટકી રે. ૨

૩૨ વિષે—ઝેરવડે. ૨ પંચાનન–સિંહ. સુમન ઇ૦–સુમન( દેવ )ના મને આનંદ પમાડનાર ( યજ્ઞાદિક કરીને ). અથવા સુમન( પુષ્પ )ની પેઠે મનને આનંદ પમાડનાર.

## ઢાળ.

છે ચંદ્ર જેવો હરિશ્ચંદ્ર એ, એમાં નહિ મીનમેખ;
શી ઉચ્ચ નમતી નાસિકા, કુંદનકળી દંતની રેખ. ૩
એહ પ્રખ્યાતા એહ જ્ઞાતા, એહ છે હરિશ્ચંદ્ર;
શો પુરૂષેશ્વર પધારિયા, સ્મશાનમાં મહામંદ્ર. ૪
એમ વિધ વિધ વિચારતાં, ચૂકી સુત સામેની દૃષ્ટ;
પૃથ્વી પડચો પતિ ભાળતી, કામિની પામી કષ્ટ. ૫
શોકસાગરમાં ડૂબી છે, એવે પતિ જોયો પાસ;
છે તેહ વળી સ્મશાનમાં, પડચો પૃથ્વી થઇ ઉદાસ. ૬
એમ સ્વામી સુત સંબંધી તાપે, તપી રહી તન્વંગી;
એવે અનિંદિત ચાંડાળકેરો, કરદંડ જોતી જંગી. ૭
આ દંડ શ્વપચ ધારતા, તે કયમ ધર્યો પતિ હાથ;
એમ વિચારી ભવ્યનયની, લટી પડી પૃથ્વીસાથ. ૮
પછે રે'તે રે'તે સંજ્ઞા પામી, આમ ઉચરી વામ;
હે નિર્દય દૈવ તુને ધિઃક છે, શે કર્યો આવો સ્વામ. ૯
મર્યાદા વિહોણો નિંદ્ય તું, કયમકે કર્યો નૃપ ચાંડાળ;
તેં ઇંદ્રવૈભવ લેઇ લેતાં, ન કરી દયા વિકાળ ! ૧૦
હે દૈવ તેં એનું રાજ્ય લીધું, કર્યો સુહૃદજનવિયોગ;
સ્ત્રીપુત્ર વેચાવ્યાં છતાં, ટાળ્યો ન ભવનો રોગ. ૧૧
સંતોષ નવ થયો એટલે, તેથી કર્યો નૃપ ચાંડાળ ;
અહો રાજન મહાદુઃખવતી છું, કયમ ન લેતા સંભાળ. ૧૨
પૃથ્વી પરથી ઊઠચ પ્રિયે, બેશ પર્યંકે જાણ;

---

૪ મહામંદ્ર–અતિ ગંભીર. ૭ તન્વંગી–નાજુક શરીરવાળી. અનિંદિત–વખાણવા યોગ્ય. કરદંડ–હાથમાંની લાકડી. ૮ શ્વપચ—ચાંડાલ. ભવ્યનયની–શોભાયમાન આંખોવાળી. ૯ સંજ્ઞા—ચેતના. ૧૦ ઇંદ્રવૈભવ—ઇંદ્ર સરખો વૈભવ.

પ્રભુ એમ કેમ કે'તા નથી, વદો વદો મુખ વાણ. ૧૩
ભૂપતિ હું નવ લહું, તમ છત્ર ધરાતું શીશ;
સુવર્ણઝારી ચામર વ્યજન, કયમ ન દેખું આ દિશ. ૧૪
શો વિધાતા વાંક પડિયો, કે દીધો આવો દંડ;
આગે સેવક સર્વ ચાલતા, જે જીત્યા નૃપ નવખંડ. ૧૫
અંગવસ્ત્રે અવનિ પરની, વાળતા ધૂળ ભૂપ;
એને સ્વચ્છ કરી બેસાડતા, કયમ તે ફરે અહીં કુરૂપ. ૧૬
આ સ્મશાન છે શું દેવ ન જાણે, જ્યાં ખોપરીની નહિ ખોટ;
પડયાં ઘડાકેરાં કાચલાં, કાઢે ભૂત ભૈરવ દોટ. ૧૭
શબના નિર્માલ્ય સૂત્રથી, ઢંકાયલું કેશે જાણ;
એવું પરમ દારૂણ સ્મશાન આ છે, કયમ રહે દેહે પ્રાણ. ૧૮
વસાથી રસ નીકળી, જેણે કરી અલંકૃત ભોમ;
એ સૂકો રસ મહાગંધ મારે, ન જુએ સન્મુખ સોમ. ૧૯
રક્ષામાં વન્હિ રહેલો, જેણે બાળ્યાં અર્ધાં હાડ;
તેમાંથી મહામજ્જા નીકળી, નહિ રમ્ય દ્રુમ કે નહિ પાંડ. ૨૦
ગીધ શૃગાલાદિને સ્વરે, નાઠાં ક્ષુદ્ર પ્રાણી જાય;
જ્યાં ચિતાધૂમ્રે દિશાઅંતર, મેશશાં લેંવાય. ૨૧
અહીં ભક્ષ્ય મળશે મૃતકનું, એમ લહી નિશાચર હરખાય;
એવા સ્મશાને પીડા પામ્યો, ફરે છે મહારાય. ૨૨
એ પ્રમાણે વદી મુખથી, મહાશોકકેરૂં પાન;
પછે નૃપપત્ની નૃપ ગળે બાઝી, જેનું ગળ્યું સુંદર ગાત્ર. ૨૩

---

૧૪ વ્યજન—વીંજણો. ૧૮ નિર્માલ્ય—શરીર ઉપરથી ઊતરેલા. કેશે—વાળથી. દેહ—દેહમાં કે દેહ અને પ્રાણ.

૨૦ મજ્જા—હાડકાંમાં રહેલી ચરબી. ૨૧ ક્ષુદ્ર—હલકાં. ધૂમ્રે—ધૂમાડાથી. દિશાઅંતર—દિશાઓના વચલા ભાગ—અર્થાત્ સર્વત્ર.

૨૨ નિશાચર—રાત્રે ફરનારાં પ્રાણી. અથવા ભૂત, રાક્ષસો, વગેરે. પીડા પામ્યો—પીડા પામેલો.

પીડિત રવે પોકારતી તે, કરી ત્રિવિધ વિલાપ;
પત્ની પતિને એમ ભાખે, આ તે સ્વપ્ન કે સંતાપ. ૨૪
મહાભાગ્ય! માનો જેમ જેવું, વદો તેવું નાથ;
મુજ મન મહામોહ પામે, શું સાચું નથી સાક્ષાત. ૨૫
જો હોય સાચું તો કહું હું, નથી રહ્યો ધર્મજ કાંઇ;
નથી સા'યતા એમાં રહી, નથી માલ પતિ! એ માંહી. ૨૬
તેમ દ્વિજસુર પૃથ્વીકેરા, પાલનમાં નથી ધર્મ;
અનૃશંસપણું સત્ય આર્જવ, વિષે નથી શુભ શર્મ. ૨૭
જો ધર્મ હોયે એહમાં કે, શર્મ હોયે સ્વામ;
તો દુઃખ તમને કેમ આવે, નવ કર્યું કૂડું કામ. ૨૮
એવાં વચન સુણી સતીકેરાં, નિઃશ્વાસ નાખે રાય;
કુંઠિત વાણીએ સર્વ ભાખ્યું, કથગ ધરી નીચની કાય. ૨૯
એ સાંભળી રડતી સતી, નાખતી ઉષ્ણ નિઃશ્વાસ;
પછે પુત્રમૃત્યુકેરૂં કારણ, ભાખી થઇ ઉદાસ. ૩૦
કારણ સુણી ધારણ ટળી, નૃપ ગયો પુત્રની પાસ;
આલિંગી ચુંબન કર્યું મુખપર, પડ્યો પૃથ્વી ખાઇ ત્રાસ. ૩૧
વળી બેઠો થઇ બોલ્યો, હે નારી છું દ્વય દીન;
છે લાલસા ઘણી લાલની, દુઃખ પડ્યું આવી પીન. ૩૨
તો ગયો વા'લો પુત્ર જ્યાં ત્યાં, જવું આપણ બેય;
જઇ માગવી ભીખ યમની પાસે, તે નિશ્ચય નારી દેય. ૩૩
હે વરાંગી સુણો સાચું, ક્યાં સુધી સે'શું ક્લેશ;
અરે ધિઃક દૈવ તુને ધિઃક છે, આ દેહ નથી અવશેષ. ૩૪

---

૨૭ અનૃશંસપણું—સૌજન્ય. આર્જવ—સરળતા—સીધી રીતે વર્તવાનો ગુણ. શર્મ—સુખ.

૩૨ છું ઇ૦—આપણ દ્વય (બન્ને) દીન છું (છીએ). લાલસા—પ્રીતિ—સ્નેહ. લાલની—પુત્રની.

૩૪ અવશેષ—બાકી. અર્થાત્ સઘળું વેચતાં આ દેહ પણ વેચ્યા વિનાનો—બાકી રાખ્યો નથી.

છે કોણ અભાગી હું સમો, નથી મર્ણમાં સ્વતંત્ર;
ચાંડાળને જવું પૂછવા, જુઓ જન આ જંત્ર. ૩૫
એમ ન કરતાં અગ્નિમાં પેસું, તો છે અન્ય જન્મે દુઃખ;
દાસ થઇ વળી અવતરૂં હું, હા ! ગયું શમણે સુખ. ૩૬
બોલ્યું અબોલ્યું જો કરૂં તો, પડું નરકની માંય;
ત્યાં કીટ થઇ હું અવતરૂં, હા ! હું જઉં રે કયાંય ! ! ૩૭
જ્યાં જંતુ ફોલી ખાય મુજને, જોવું પડે પરૂ આમિષ;
વસા શોણિત સ્નાયુ આદિક, જોવી પડે ઉદિશ. ૩૮
એવે પદાર્થે ભરી પૂરી, વૈતરણી નદી નામ;
તે માંય પડવું પડે મારે, (તવ) હવે શું કરૂં મહાધામ. ૩૯
વળી અસિપત્ર કાનન વિષે, ચલાવે યમદૂત;
હુ રૈરવ નરકકુંડે પડી, વળી અવતરૂં થઇ ભૂત. ૪૦
છું ડૂબ્યો દુઃખરૂપી સાગરે, વળી કયાં પડું નરક નિદાન;
પ્રાણી પ્રાણ ત્યાગે સુખ લહે પણ, પડે ભોગવવું વિધાન. ૪૧
અરે એ વિચારી હું શું કરૂં, તૂટી ગયો વંશનો તાર;
મહાવે'તા જળપ્રવાહમાં, ડૂબી ખાધો પુત્રે માર. ૪૨
તે જોઉં તદપિ નવ મરૂં હું, કાંકે છું પરતંત્ર;
પણ શાસ્ત્રમાં એવું હશે નહિ, કે દુઃખી તેહ સ્વતંત્ર. ૪૩
એમ તો નહિ હોય નિશ્ચે, પણ એવું સુણ્યું છે કાન;
કે કષ્ટે કૂટાયો જેહ પ્રાણી, તેને રહે ન પાપનું ભાન. ૪૪

---

૩૫ મર્ણમાં ઈ૦—મરવાને માટે સ્વતંત્ર નથી. ૩૬ તેનું કારણ કહે છે: એમ ઈ૦—સ્પષ્ટ છે. ૩૮ ઉદિશ—નઠારી દિશા—નરકની દિશા. ૩૯ એવે પદાર્થ—એવા ( પરૂ, માંસ, વગેરે ) પદાર્થોથી.

૪૦ અસિપત્ર કાનન વિષે—તરવાર જેવાં પાંદડાંવાળા ઝાડના વનમાં. ૪૨ જળપ્રવાહ—( દુર્ભાગ્યરૂપી ).

શોકકષ્ટ આ સુત મરણે, જેવું રહ્યું વશી નિર્વાણ;
તેવું કાંઈ નથી તિર્યક્ વિષે કે, અસિપત્ર વન જાણ. ૪૫
તેવું દુઃખ નથી વૈતરણીમાં, માટે સુણો સાધ્વી વાણ;
પુત્ર ચિતા પ્રદિપ્તાગ્નિમાં, હું તો હોમીશ પ્રાણ. ૪૬
કંઇ અપરાધ કીધો તાહરો, તે ક્ષમા કરજે શામ !
હે હાસ્યવદની આજ્ઞા આપું, તું નિઃશંક આચર આમ. ૪૭
જા દ્વિજગૃહ મેં જ્યાંહી વેચી, વળી સુણય મારૂં વેણ;
જો મેં દાન આપ્યું હોય કંઇએ, મખ કર્યા હોય સુખદેણ. ૪૮
જો ગુરૂજન સંતોષિયા તો, તે પુણ્યે પુત્રની સાથ;
તું મળે મુજને માનિની, પૂરે ઇચ્છા ભોળોનાથ. ૪૯
આ લોકમાં બે પુત્ર કાર્યે, ક્યાંથી હોઇએ એક;
એ કુલેચ્છા પૂરી કયમ પડે, દૈવે કર્યો વતરેક. ૫૦
હો દોષરહિતા ! હસિતવદની, તેહ પણ મહાસ્મિત;
હું માગું મહિલા તુજ કને, ધરી પ્રેમની પ્રીત. ૫૧
હાસ્યમાં કે ગુપ્તસ્થાને, કદી વદ્યો અઘટિત બોલ;
એ સર્વ ક્ષમા કરી રહો રાજી, તરૂણી ધારી તોલ. ૫૨
હુ રાજપત્ની છુ સતી, નવ કરીશ એવો ગર્વ;
કોની અવજ્ઞા કરવી નહિ, સંતોષવા દ્વિજ સર્વ. ૫૩

---

૪૫ શોક ૪૦—આ પુત્રના મરણમાં જેવું શોકનું કષ્ટ વશી રહેલું છે તેવું કષ્ટ કાંઇ તિર્યક્ ( પશુપક્ષી આદિક )ની જાતિમાં કે અસિપત્રના વનમાં નથી, એ નક્કી છે. ૪૮ મખ—યજ્ઞ.

૫૦ આ લોક ઈ૦—આ લોકમાં પુત્રને અર્થે આપણે બે એક ( એકઠાં ) ક્યાંથી હોઇએ ? વતરેક ( વ્યતિરેક )—વિનાનો. અર્થાત્ પુત્ર વિનાનો. ૫૧ દોષરહિતા—દોષવિનાની. મહાસ્મિત—અતિ થોડું હાસ્ય.

તેમાં જાણો અધિક એ છે, વધુ પૂજનિક બ્રહ્મ;
છે દેવતુલ્ય ભૂસુર સઘળા, જે જાણે આગમ ધર્મ. ૫૪

## વલણ.

આગમધર્મ લહે તે ધર્મધારી, જે આચરે તે દ્વિજ રે;
વિપ્ર પ્રેમાનંદ વર્ણવે, ઉગે ક્ષેત્ર તેવાં બીજ રે. ૫૫

## કડવું ૨૮ મું.

## રાગ મારૂ.

સાંભળો સ્વામી મારૂં વચન, હું છું સાધ્વી રે;
અહીં રહી ઝૂરૂં દિનરાત, રે' જોડી લાધવી રે. ૧
થાશે અગ્નિ જાજ્વલ્યમાન, ત્યારે અમો શું કરૂં રે;
દુઃખ ભોગવવાને અશક્ત, પડી પ્રાણ પરહરૂં રે. ૨
એ માનો નિશ્ચે મારા નાથ, દુઃખ સુખ ભોગવું રે;
ન શું નાક પતિ સંઘાત, જુગતી એ જોગવું રે. ૩
આવું સાથે પાછાં ભૂમિ માંય, બીજી ઇચ્છા નથી રે;
રાજા કે' વારૂ કીજે એમ, ઘટે તુને એ સતી રે. ૪
પછે સૂવાડી ચિતામાં સુત, સ્ત્રીસાથે મહામતિ રે;

---

૫૫ બ્રાહ્મણપણાનું વિશેષ લક્ષણ બતાવે છે. આગમ ઇ૦—આગમ (શાસ્ત્ર)માં કહેલા ધર્મ લહે (જાણે) અને તે પ્રમાણે જે આચરે તે ધર્મધારી દ્વિજ જાણવા. ત્યારે હમણાં તેવા કેમ નથી તે વિષે કહે છે: ઊગે ઇ૦—જેવાં ક્ષેત્ર તેવાં બીજ ઊગે છે. બ્રાહ્મણોમાં ક્ષેત્ર સંકર થયો છે માટે તેવા ધર્મધારી બ્રાહ્મણો હવે નથી, એ ધ્વનિ છે.

૩ ન ઇ૦—શું પતિ સંઘાતે નાક (સ્વર્ગ) જુગતીસર જોગવું નહિ? —તમારી સાથે શું હું સ્વર્ગમાં ન આવું?

સ્તવે હૃદયકંદરાનો ભૂપ, જેની ગહન ગતિ રે. ૫
તું છું સર્વેશ્વર દેવનો દેવ, આદિ મધ્ય અંત નહિ રે;
છો કૃષ્ણવર્ણે મહાકૃપાળ, ધર્યું અંબર પીત સહી રે. ૬
જેને પરમાત્મા હરિ વાસુદેવ, નારાયણ કે' સહુ રે;
એવા ભદ્રકારી ભગવાન, કીર્ત્તિ હું ક્યમ કહું રે. ૭
હવે આ ચિતાની માંય, પડું છું ઉતાવળો રે;
મળજ્યો આપ્યો જે મારે નાથ, તે તેનો કામળો રે. ૮
આ જેષ્ટિકા તેની આંહી, હું તો બળી મરૂં રે;
હાય! સાંભરી શૈબ્યા વાત, કહે હવે શું કરૂં રે. ૯
આ તેની વસ્તુ હરી જશે કોઇ, તેને નહિ પો'ચશે રે;
તો તે કરશે તેનો સંતાપ, અતિ અતિ શોચશે રે. ૧૦
માટે અહીં ઉભી રહે નાર, સોંપી આવું હું જઇ રે;
રખે પડતી એકલડી તુંય, ગયો એવું કહીં રે. ૧૧
થયો વિશ્વામિત્ર નિરાશ, આને આ શું સૂઝિયું રે;
ન હોય કસાઇને કે'ર, તેવું નવું બૂઝિયું રે. ૧૨
તે ગયો ચાંડાળની પાસ, નૃપ પે'લો જઈ મળ્યો રે;
તેને શીખવી થયો અલોપ, ભેદ નૃપે નવ કળ્યો રે. ૧૩
આવ્યો નૃપ ચાંડાળની પાસ, નમન કરીને નમ્યો રે;
આ પ્રભુ સોંપી તે લીજે વસ્ત, દુઃખે મને બહુ દમ્યો રે. ૧૪
તેથી પડું હું અગ્નિમાંય, તેનું કારણ એ હવું રે;
એક સુત પાછળ મરે નાર, જોયું તેં મેં અવનવું રે. ૧૫
તેથી થયો મુને વૈરાગ્ય, મારે મરવું સાથમાં રે;
તેનું દુઃખ સહ્યું નવ જાય, ધરૂં વન્હિ હાથમાં રે. ૧૬

---

૫ હૃદયકંદરાનો ભૂપ—હૃદય રૂપી ગુફાના રાજા—ઇશ્વરને. ૮ મારે નાથ—મારે નાથે—ચાંડાલે.

એટલે થાય પ્રભુ પ્રતીત, મારી વાણી છે ખરી રે;
સુણી નયન ચઢાવી ચાંડાળ, બોલી ઉઠ્યો તરતરી રે. ૧૭
તેનું લીધું કે નહિ તેં દાણ, પે'લું કહી દ મને રે;
નથી ખરચ્યા આપ્યા તેં દ્રામ, મરવા દેઉં કયમ તને રે. ૧૮
જે બળી મરેછે નાર, તેને અમો ઓળખું રે;
છે મોટાની માનિની તેહ, પૂરૂં જેને છે પખું રે. ૧૯
તેણે દ્રવ્ય આપ્યું હશે હાથ, તે લઇ નાશી જવું રે;
લાવ્ય દેખાડ્ય ક્યાં છે તે દ્રામ, પામ્યો જે આજે નવું રે. ૨૦
એમ કહી માર્યા દંડ બે ચાર, કેશે ઝાલી ખેંચીઓ રે;
ચાલ્ય ઉઠ્ય કહી મારે લાત, વેંચાતે વેંચીઓ રે. ૨૧
રાયે કહ્યાં ઘણાં મુખ વેણ, દયા ક્યાંથી વ્યાઘ્રને રે;
રડે પ્રાણી પશુ ને ઝાડ, વ્યાપ્યો શોક શાઘ્રને રે. ૨૨
મારી મેચકા કેરો માર, લાવ્યો ચિતા કને રે;
કાઢી આંખ્ય ને બોલ્યો બોલ, શું કરૂં હું તને રે. ૨૩
જા નાખી દ ગંગામાં બાળ, અથવા કર્ય હું કહું રે;
નાખ્ય ચિતામાં નારી એ દુષ્ટ, તો ખરો હું લહું રે. ૨૪
જેણે કીધું હું સાથ કપટ, તને લઇ નાશી જવા રે;
હું ખરો ત્યારે ચાંડાળ, ન દેઉં એને જીવવા રે. ૨૫
તારે હાથે મરાવું હે મૂઢ, આજ્ઞા પડશે પાળવી રે;
ના કે'તાં બોલાવું મુનિ કૌશિક, આપદા આવી ટાળવી રે. ૨૬
લેઉં તેની પાસે આપ્યો દ્રામ, પછે તું છૂટો થયો રે;

---

૧૮ તેનું—તે સ્ત્રી પાસેથી ( શબનો કર ). ખરચ્યા—તને વેચાતો લેવામાં ખરચેલા

૨૧ વેંચાતે વેંચીઓ—વેંચાતી વેંચાતી—જૂદી જૂદી જગોએ ( લાત મારે છે ). ૨૨ શાઘ્રને— (?)

નિકર નાખ્ય ચિતામાં આ નાર, ન કહું તારો ગુણ ગયો રે. ૨૭
સુણી મહામુનિકેરૂં નામ, થરથર નૃપ કાંપિયો રે;
જોયું જુવતીએ જાશે જીવ, હૃદે સાથ ચાંપિયો રે. ૨૮
જે સુણી ચાંડાળનાં વેણ, મુઆ સરખી થઇ હતી રે;
(પણ) સતી પતિદુઃખે થાય સાવધાન, ગરવી છે જેની ગતિ રે. ૨૯
જોઇ આલિંગી ઉભી નાર, કે ચાંડાળ કોપિયો રે;
માર્યો દંડનો મોકમ માર, અંતર કોપ રોપિયો રે. ૩૦
નૃપ ભણે મૂકય તું નાર, ઘે'લી કાં થઇ રે;
પણ છૂટી સાંભળી મડાગાંઠ્ય, જે એકદા પડી ગઇ રે ? ૩૧
ચાંડાળ વિચારી મન મત્ય, પછે બોલ્યો મુખથી રે;
કહું કૌશિકને આનું ન કામ, કે છૂટી ગાંઠ્ય દુઃખથી રે. ૩૨
શો છે મહામુનિ કેરો પ્રતાપ, નામે થાય અવનવાં રે;
નૃપ આવી ઉભો ચાંડાળ પાસ, અતિ કષ્ટ અનુભવ્યાં રે. ૩૩
માન્ય આજ્ઞા મારી તું આજ, નહિ તો પાછો દેઉં આપી રે;
કરશે સીધો સટ મહારાજ, તને શાપી શાપી રે. ૩૪
નૃપ કે' શાપથકી શું થાય, વર્યું સ્વામીપણું ઉરે રે;
થયો મુનિવતી ચાંડાળનોદાસ, કહે તેવો શો ઝૂરે રે. ૩૫
નાખ્ય ચાંડાળ કે' આ નાર, ચિતા વિષે ઉંચકી રે;
નિકર નાખ્ય મૃતક તેનો સુત, નિરખું સુણું હું વકી રે. ૩૬
એક સત્ય પાલન કેરે માટ, વિચારી શું કરે રે;
થયો નિશ્ચે કે નાખવો સુત, ચિતામાંથી જઇ ધરે રે. ૩૭
તેના સા'યા જઇ સ્ત્રીએ હાથ, અઘટતું શો કરો રે;
પાળો સત્યવાદી તમે સત્ય, તજી મન ખરખરો રે. ૩૮
શ્વપચ સ્વામીનું છે પે'લું વેણ, નાખો નારી આગ્યમાં રે;
કરો પતિપણું એટલું સ્વામ, ભૂડું ટળે ભાગ્યમાં રે. ૩૯

---

૩૧ એકદા—એકવાર.

જેણે મૂક્યા વિધિનિષેધ, ખરાકેરે કારણે રે;
તેણે ઉંચલી હસ્તે નાર, ધીરજ રાખી ધારણે રે. ૪૦
જેવે નાખે નારી અગ્નિ માંય, તેવે થયું સત્ય ઉદે રે;
તજી વિશ્વામિત્રનો ત્રાસ, તૂટી પડ્યા મહામુદે રે. ૪૧
પે'લા પૃથ્વી પડ્યા ધર્મરાય, ત્વરાવડે દોડતા રે;
પછે આવ્યા બ્રહ્મા નૃપની પાસ, મુનિ વખોડતા રે. ૪૨
સાધ્યદેવ ને વિશ્વેદેવ, વિમાનથી પડ્યા રે;
લોકપાળાદિક શેષનાગ, સિદ્ધાદિ વા'રે ચડ્યા રે. ૪૩
આવ્યા ગંધર્વ ને આવ્યા રૂદ્ર, અશ્વિનીતનુ આવિયા રે;
ઇત્યાદિ બોલ્યા મુખ આમ, સુરાધિસુર કા'વિયા રે. ૪૪
પરાકાષ્ઠ થઇ સત્યની ભૂપ, નારી મૂકો ભૂમિમાં રે;
જો આ જીવ્યો તારો મૂઓ બાળ, ગ્રહો સુખ ચુમીમાં રે. ૪૫
નૃપ નારી મૂકી ભૂમિ માંય, નમ્યો સર્વ દેવને રે;
નથી અર્ધ્ય પાદ્ય મારી પાસ, સાધું શેણે સેવને રે. ૪૬
માનસિક પૂજા કરી હુંય, વચન મુખ ઉચરૂં રે;
વિશ્વામિત્રનું માન્યા વિણ મન, કબૂલ નહિ કંઇ કરૂં રે. ૪૭
એમ કહી વળી લાગ્યો પાય, શ્વપચવેશે શોભતો રે;
મહામુનિ તે કૌશિક સત્ય, (હજી) કોપ ન થોભતો રે. ૪૮

## વલણ.

થોભતો નથી લોભતો નથી, શોભતો મહામુન્ય રે;
વિપ્રજન શું વર્ણવે, કે' ગદ્યે કીધાં પુણ્ય રે. ૪૯

---

૪૪ અશ્વિનીતનુ—અશ્વિનીકુમાર. સુરાધિસુર—દેવાધિદેવ—મોટા દેવ ૪૫ પરાકાષ્ઠા— પરિસીમા. ૪૯ વિપ્રજન ઈ૦—વિપ્રજન (પ્રેમાનંદ) તો શું વર્ણવે ? પણ જેમણે પુણ્ય કીધાં છે એવા પુરાણીઓ તે વાત ગદ્યમાં કહે—વર્ણવી શકે છે! (વક્રોક્તિ).

## કડવું ૨૯ મું.

### રાગ ગોડી.

પક્ષી કે' સુણો જૈમિનિદેવ જી, સાધી સાચી નૃપે સત્ય સેવ જી;
તેણે દેવ થયા તુષ્ટમાન જી, બોલ્યા નૃપશું ધર્મ મહાન જી. ૧

### ઢાળ.

ધર્મ કહે નૃપ નિવૃત્તિ પામો, મળે ઇચ્છિત સર્વ;
છે ધન્ય દૃઢતા તાહરી, ધન્ય ઇંદ્રીસંયમગર્વ. ૨
છું સત્યવાદી તું ખરો, તારૂં ખરૂં છે સત્ય;
પ્રસન્ન થઇ તુજ ગુણવડે, હું ધર્મ આવ્યો અત્ય. ૩
વળતો વાસવ બોલિયો, સુણય મહાભાગ ભૂપાળ;
હું ઇંદ્ર આવ્યો તુજકને, લેવા તારી ભાળ. ૪
તું પુત્રપત્નીની સાથ રાજા, જીત્યો સનાતન લોક;
જે સર્વ દુર્લભ અન્યને, તે તેં જીત્યું મહાઓક. ૫
માટે ચાલ્ય રાજા સ્વર્ગમાં તું, સ્રીપુત્રકેરી સાથ;
પછે ચિતા પાસ વાસવ જઇ, ત્યાં શું કરે સુરનાથ. ૬
આજ્ઞા કરી કે અમૃતઘન ઊઠયા, તેવે ગર્ગડયાં દુંદુંભિ દેવ;
વળી ત્યાં પુષ્પવૃષ્ટિ પૂરી થઇ, જયઘોષ થયો તતખેવ. ૭
અમૃતવૃષ્ટિથકી ઊઠ્યો, સુર સમક્ષ બાળ;
પે'લાં જેવો સુકોમળ છે, ઝગે ભાળ વિશાળ. ૮
થઇ સર્વ ઇંદ્રિય પ્રફુલ્લિત, મન પ્રસન્ન પુત્ર દેખાય;
એવો જોઇ સજીવન પુત્રને, નૃપ ભેટતો મહાકાય. ૯

---

૩ અત્ય—અતિ. વાસવ–ઇંદ્ર. ૫ સનાતન–અનાદિ. મહાઓક–પરમધામ. ૭ અમૃતઘન–અમૃતના વરસાદ. ઉઠયા( વુઠયા )–વરસ્યા. જયઘોષ–જયના અવાજ.

પછે દેવ અનુકંપાથકી, પામ્યો નૃપ સહુ ભોગ;
આનંદ અંતરમાં થયો, વહી ગયો છે મહારોગ. ૧૦
સ્ત્રીપુત્ર પોતે સર્વ સુખિયાં, થયાં અલ્પજ માંય;
તવ પુનરપિ પુરંદર બોલિયો, સુણ્ય હરિશ્ચંદ્ર રાજાન. ૧૧
સદ્ગતિ પામીશ (આ) સર્વ શું, છે તે માંહે વિશેષ;
સ્વદેહે સ્વર્ગે ચાલ્ય અધુના, એમ વધ્યા મુખ મહેશ. ૧૨
હરિશ્ચંદ્ર કે' દેવેશ મારો, છે સ્વામી ચાંડાળ;
તેનું ઋણ આપ્યા વિણ કેમ આવું, કોપે કૌશિક કૃપાળ. ૧૩
કે'શે ન કીધું કામ મારૂં, વળી ચાંડાળવૃત્તિ નીચ;
કૌશિક કને તે જાય નાઠો, તવ ક્યાં પડું કૂડે કીચ. ૧૪
સર્વ દેવ કે' તેં સત્ય સાધ્યું, તેથી કંપિયા કૃપાળ;
નથી વિશ્વામિત્ર અહીં આવિયા, તેને તેડું નૃપાળ. ૧૫
એમ કહી વિશ્વામિત્રને, બોલાવિયા તે ઠામ;
મહામુનિ મહામોદ સાથે, આવ્યા ભજતા નામ. ૧૬
ઇંદ્ર કે' નૃપ આ જુઓ, વિશ્વામિત્ર મોટા મુન્ય;
ત્રણ વિશ્વના ન થયા જાણો, મિત્ર રૂપ મહાપુન્ય. ૧૭
તે વિશ્વામિત્ર મિત્ર થાવા, ઇચ્છે તારી સાથ;
જે ઉગ્રવક્તા મહામુનિ, તે વદે મિષ્ટ પૃથ્વીનાથ. ૧૮
વિશ્વામિત્ર કે' નૃપ મા'મતિ, હું થયો છું પ્રસન્ન;
નથી ચાંડાળ સ્વામી તાહરો, કહું સત્ય સુણ્ય રાજન. ૧૯
તુંને ક્લેશ થાશે એમ માની, મેં સોંપ્યું ધર્મને કાજ;
ચાંડાળવેશે તે રહ્યા, તુંને છળવા મહારાજ. ૨૦

---

૧૦ અનુકંપા–દયા. ૧૧ પુરંદર—ઇંદ્ર. ૧૭ વિશ્વામિત્ર શબ્દનો અર્થ કહે છેઃ ત્રણ ઇ૦—સ્પષ્ટ છે. (વિશ્વ+અમિત્ર).

આ ધર્મ ઊભા તેણે દાખ્યું, કૃત્ય કરવા કૂડ;
દ્વિજરૂપ લઇ હું રહ્યો પોતે, તેં લહ્યું દ્વિજરૂપ ગૂઢ. ૨૧
છે માયા એવી માહરી, ન જાણે મોટા દેવ;
નિષ્કૃતિ થઇ તમ ત્રણેકેરી, સાધી સત્ય સત્યની સેવ. ૨૨
ઇંદ્ર કે' નૃપ ચાલ્ય વે'લો, જે સ્વર્ગ ઇચ્છે સુર;
વળી પુણ્યશાળી નૃપને મળે સુખ, જ્યાં વસે ભરપુર. ૨૩
હરિશ્ચંદ્ર કે' વાસવ સુણો, હું નમી કહું એક વેણ;
તમે સુખી કરવા મુજને, દેખાઓછો સુખદેણ. ૨૪
મારા સંબંધી મહાદુઃખથી, પીડા પામ્યા લોક;
તે અયોધ્યાજન કરી પરા હું, કેમ થાઉં અશોક. ૨૫
સ્વભક્તકેરો ત્યાગકર્તા, પડે નરક મોઝાર;
બ્રહ્મગુરૂગોહત્યાકેરૂં, લાગે પાપ અવિધાર. ૨૬
વળી સ્રીહત્યાનુ પાપ તેને, લાગે ભાખે વેદ;
સદ્ભક્તને દુઃખ જેહ દેતા, તેના પરલોકે પડતા ભેદ. ૨૭
એ ગુરૂપ્રતાપે સર્વ જાણું, માટે ન આવું સ્વર્ગ;
પધારિયે પ્રભુ આપ સ્વર્ગે, હું ન આવું અપવર્ગ. ૨૮
સર્વ પુર આવે જો કદા, સ્વર્ગકેરે માંય;
તો પ્રભુ હું આવું સાથે, જાય નર્ક તો જઉં ત્યાંય. ૨૯
સુરેંદ્ર કે' નૃપ સાંભળો, જે છે નગરવાસી જન;
તેનાં પાપ નાનાવિધનાં, કંઇ પુણ્યલેશ પાવન. ૩૦
નહિ પાપ એકલું પુણ્ય હોયે, તેહ પામે સ્વર્ગ;
તે સર્વ સાથે શી રીતે તું, સાધી શકીશ અપવર્ગ. ૩૧
હરિશ્ચંદ્ર કે' સુરપતિ સુણીએ, હું અહીં પામ્યો જેથી સુખ;

૨૨ નિષ્કૃતિ—બદલો-બદલો આપી દેવામાંથી છૂટકારો. ૨૮ અપવર્ગ—મોક્ષ—પરલોક.

કર્યા યજ્ઞ પ્રજાપુણ્યથી મેં, તેનું જોઉં કેઇ વિધ દુઃખ. ૩૨
મેં રાજ્ય પાળ્યું સત્ય પાળ્યું, એ બેયમાં જેની સા'ય;
તે ઉપકાર કર્ત્તા કેમ ભૂલું, જ્યારે સુખ થાયે કાય. ૩૩
વળી એક વિનતિ માહરી, તમે સુણો સુરદેવ;
મેં અલ્પ કંઇ કર્યું પુણ્ય હોયે, થાવ સમાન ફળદા એવ. ૩૪
જો સમાન સર્વેતણું થાતાં, ઘટે મારૂં પુણ્ય;
થાઓ અનેકનું એક દિન સરખું, તેમાં નથી કંઇ ન્યૂન. ૩૫
હું સર્વ સાથે ભોગવીશ, એક દિન વેંચ્યું સુખ;
એમ સર્વ પુણ્ય પ્રભુ વે'ચીએ તો, જાય જૂનું દુઃખ. ૩૬
તથાસ્તુ તવ ઇંદ્ર બોલ્યા, જા નૃપ મળ્યું વાંચ્છયું જાણ;
ઇંદ્ર ધર્મ કૌશિક સાથે, નૃપ ચઢી બેઠો વિમાન. ૩૭
પુત્ર પત્ની સાથ લઇ ભૂપ, ગયો અયોધ્યાગામ;
થયો દેવ સાથે દેવ પોતે, ધન્ય સત્ય મહાધામ. ૩૮
અયોધ્યાજન નૃપ વિયોગે, છે મહાદુઃખી દેહ;
તેને દર્શન થતાં આનંદ વાધ્યો, નૃપ નિરખ્યો નિઃસંદેહ. ૩૯
વિશ્વામિત્ર વાસવ પાસ જોઇ, જોઇ નિકટ ધર્મ નરેશ;
આનંદઘન વાધ્યો ઘણો, જે શકે ન વર્ણી શેષ. ૪૦

## વલણ.

શકે ન વર્ણી શેષ ત્યાં, થયો મંગળાનંદ રે;
તે વિમજન શું વર્ણવે, એક રસનાએ મતિમંદ રે. ૪૧

---

૩૪ સમાન ફળદા—સઘળાંને સરખું ફળ આપનારૂં ૩૭ વાંચ્છયું—ઇચ્છિત.

## કડવું ૩૦ મું.

## રાગ ધનાશ્રી.

નગરમાં પધાર્યા સુર સર્વ જી, છે સાથે કૌશિક ગલિતગર્વ જી;
રાયે પૂજા તે સુરની કીધી જી, યજ્ઞ વિણ સોમવલ્લિ દીધી જી. ૧
એમ કરી અતિશે આશ્વાસન જી, તે જોઇ હરખ્યા સુરરાજન જી;
આસનથકી ઊઠયા સુરભૂપ જી, હરિશ્ચંદ્ર નિકટ ઊભા મહારૂપ જી. ૨
મોટા સુરપતિ બોલ્યા જી, તોલ હરિશ્ચંદ્રકેરા તોલ્યા જી;
સર્વ લોક સાંભળો મારી વાણી જી, ન શકું સૂર્યવંશ વખાણી જી. ૩
જેના પુણ્યપ્રતાપે આજ જી, સ્વર્ગ લેઇ જવો નગરસમાજ જી;
ધર્મની કૃપા થઇ એવી જી, છે કીર્ત્તિ ભૂપતિકેરી તેવી જી. ૪
અહીંથી સો ઘણું સુખ છે સ્વર્ગે જી, ન કો નગરસહિત અપવર્ગે જી;
પ્રજા કે' રાય આવે તો આવું જી, અમો એમનાં અનુયાયી કાં'તું જી. ૫
હરિશ્ચંદ્ર કે' ચાલો સુખે જી, વાસવ વદે દઉં સુખ મુખે જી;
જ્યાં થઇ સર્વની ઇચ્છા જાવા જી, કે વિમાન સ્વર્ગે ન લાગ્યાં માવા જી. ૬
પૃથ્વી સ્વર્ગ થઇ રહ્યું એકાકાર જી, શકે નભ નિસરણીની દીસે હાર જી;
બોલ્યા પુરંદર પૂરેપૂરૂં જી, હવે રહ્યું સુખમાં ન કાંઇ અધૂરૂં જી. ૭
ચઢી બેસો વિમાનની માંય જી, તવ કોક શંકા કરતાં ત્યાંય જી;
થશે આ નગરનો રાજા કોણ જી, જો આ સર્વ ચાલ્યું સ્વર્ગે ઓણ જી. ૮
એવે વિશ્વામિત્ર ઊઠયા મહાભાગ જી, જેણે કર્યોછે ક્રોધાગ્નિ ત્યાગ જી;
રોહિતાશ્વને કરી અભિષેક જી, સ્થાપ્યો નૃપમણિ દોષવતરેક જી. ૯
પુણ્યશાળી પ્રજા વસાવી બીજી જી, પછે ચાલ્યા સ્વર્ગે ચઢવા રીઝી જી;

---

૧ ગલિતગર્વજી—સત્ય ચળાવવાનો જેનો ગર્વ ગળી ગયો છે એવો. ૨ સુરરાજ—ઇંદ્ર. ૫ ન કો ઇ૦—કોઇ એવો પૂર્વે થયો નથી કે જે નગર સહિત અપવર્ગે ( સ્વર્ગમાં ) ગયો હોય ! ૯ દોષવતરેક—દોષરહિત.

પુત્ર મિત્ર સ્ત્રી સાથે લીધાં જી, સેવક આદિનાં સન્માન કીધાં જી. ૧૦
છે મન મુદિત ને તન પ્રફુલ્લ જી, ચઢયા સ્વર્ગે લોક લહી મહામૂલ્ય જી;
ચઢતાં ચઢતાં નૃપને થયો વિચાર જી, ન માય સ્વર્ગે લોક અપારજી. ૧૧
તેથી કરી કલ્પના નગરની ત્યાંય જી, કે થયું નગર અનુપમ જ્યાંય જી
બેઠેલાં જન જેહ વિમાન જી, તે સહિત વસ્યા નગર મહાન જી. ૧૨
તે સમે તેનું જોઇ ઐશ્વર્ય અનુપ જી, દૈત્યાચાર્ય કે' ધન્ય સ્વરૂપ જી;
શાસ્ત્ર તત્વ જાણે બોલ્યા શ્લોક જી, કરી મહાવૈભવનો આલોક જી. ૧૩
હરિશ્ચંદ્ર જેવો રાય ન થાશે જી, થયો નથી તો કોણ ગુણ ગાશે જી;
એનું આખ્યાન સુણશે કોઇ જી, તે કદી રે'શે ન દુઃખથી રોઇ જી. ૧૪
થાશે દુખિયો સુખિયો જાણ જી, ગાશે સાંભળશે નિર્વાણ જી;
સ્વર્ગઇચ્છા જેના મનમાં જી, મળે સ્વર્ગ સુખી થાય જનમાં જી. ૧૫
હોય પુત્રની ઇચ્છા જેને જી, મળશે પુત્ર સુણે કથા તેને જી;
લાગી સ્ત્રીની મનસા મનમાં જી, થાશે સહુ સુખ તેના તનમાં જી. ૧૬
ગયું રાજ્ય મળશે ફરી પાછું જી, કે' પુરાણ પ્રભુ તે માનો સાચું જી;
દઢવૃત્તવાળા નૃપ ધન્ય જી, દાનેશ્વરી નૃપ મહામન જી. ૧૭
જે દાન સ્વર્ગ લઈ ગયું સાથ જી, આખું નગર ને નગરનો નાથ જી;
વળી સ્વર્ગે થયો નૃપ મહાન જી, આચરો સત્ય સહુ મતિમાન જી. ૧૮
પક્ષી કે' જૈમિનિ કહ્યું સર્વ જી, તોય હરિકથાનો હોય ન ધર્વ જી;
કહી કથા હરિશ્ચંદ્રની પૂરી જી, ભાખું રહી કથા જે અધૂરી જી. ૧૯
રાજસૂયયજ્ઞતણો જે વિપાક જી, કહું પૃથ્વીક્ષયકારણ સુખ નાક જી;
થયું તે વિપાકનિમિત્ત જે યુદ્ધ જી, બકઆડીકેરૂં જે મહાવિશુદ્ધ જી. ૨૦

---

૧૩ દૈત્યાચાર્ય—શુક્રાચાર્ય. ૧૭ મહામન—મોટામનવાળા. ૧૯ ધર્વ—તૃપ્તિ. ૨૦ વિપાક—પરિણામ. કહું ઇ૦–તે વિપાક પૃથ્વીના ક્ષયનું નાક (સ્વર્ગના સુખના ક્ષયનું) કારણ છે તે કહું છું. બક—બગલો. આડી—બગલાની જાતિનું જળચર પક્ષી.

તે સર્વ પ્રાકૃતપદ્યે કીધું જી, ગદ્ય ગાવા ગવડાવાનું પાણી લીધું જી;
શોધી સંસ્કૃતથી કરી શુદ્ધ જી, કર્યું પ્રાકૃત જેવી બુદ્ધ જી.　　　૨૧
ક્યાં પુરાણી ને ક્યાં પ્રેમાનંદજી, ક્યાં ગદ્ય પદ્ય ક્યાં મંદ ગોવિંદ જી;
સંવત સત્તરસેં પાંસઠ માંય જી, હરિશ્ચંદ્ર આખ્યાન ગાયું જ્યાંય જી.૨૨
ત્યાંથી નાઠી કરૂણા ન થયું સુખ જી, પુરાણીનું થયું પ્રફુલ્લ મુખ જી;
ઇતિશ્રી માર્કંડેયપુરાણે જી, હરિશ્ચંદ્રોપાખ્યાને મન માને જી.　　　૨૩
થયો અહીં અષ્ટમો અધ્યાય પૂરો જી, રહ્યો કથા ભાગ કંઇક અધૂરો જી;
તેહ ભાખું અધ્યાય નવમે જી, શ્રોતા વક્તા સાંભળો તમે જી.　　　૨૪

## વલણ.

શ્રોતા વક્તા તમે સાંભળો, ધરી મનમાં સત્ય રે;
વિપ્ર પ્રેમાનંદ ઉચરે, ગુણનિધિ કેરી ગત્ય રે.　　　૨૫

## કડવું ૩૧ મું.

## રાગ કેદારો.

રાજ્યભ્રષ્ટ હરિશ્ચંદ્ર ભૂપ, ગયો સ્વદેહે સ્વર્ગે અનુપ;
હતા તેના પુરોહિત વસિષ્ઠ મહામુનિ રે.　　　૧

---

૨૧ પુરાણીઓ તરફ કટાક્ષથી કહે છેઃ ગદ્ય ઇ૦—પુરાણીઓની પેઠે ગદ્ય ગાવાનું કે ગવડાવવાનું તો અમે પાણી લીધું છે!—પ્રતિજ્ઞા કરી છે.

૨૨ ક્યાં ગદ્ય ઇ૦—અર્થાત પુરાણીઓનું ગદ્ય ક્યાં અને પ્રેમાનંદનું પદ્ય ક્યાં? એમાં કેટલો તફાવત છે તે કહે છેઃ ક્યાં ઇ૦—મંદમતિવાળો પુરૂષ ક્યાં અને (સર્વજ્ઞ) ગોવિંદ ક્યાં!

૨૩ ત્યાંથી ઇ૦—સંવત સત્તરસેં પાંસઠમાં મેં આ હરિશ્ચંદ્ર આખ્યાન ગાયું તે વખતથી (પુરાણીઓના મનની અમારા ઉપરની) કરૂણા (દયા-ભાવ–કૃપા) નાઠી અને (અમને તો) સુખ થયું. (એ વક્રોક્તિનો અર્થ). પ્રસ્તુત અર્થ તો, કરૂણ રસનું વર્ણન પતી રહ્યું, એવો છે.

કર્યો તેમણે જળવાસ જાણ, નિકળ્યા બા'ર અવધે તે સુજાણ;
જે વશ્યા બાર વર્ષ ગંગાજળે મહાગુણી રે. ૨

## ઢાળ.

મહાગુણી નિકળ્યા બા'ર જ્યારે, થયું અનુષ્ટાન પૂર્ણ;
ત્યારે અવનવું મુનિએ સાંભળ્યું, થયું અખિલ અહીંનું ચૂર્ણ. ૩
એ કર્મ વિશ્વામિત્રનું, એણે દીધું નૃપને દુઃખ;
નૃપ કુંવર પત્ની વેચાવ્યાં, કરી ચાંડાળ જોયું ન સુખ. ૪
એ સર્વ વાતો સાંભળી, જેને પ્રીતિ પરમ વિશાળ;
તે હરિશ્ચંદ્રને કૌશિકે, દુઃખ દીધું મહાવિકાળ. ૫
જાજ્વલ્યમાન હુવા મહામુનિ, કે વશ્યો આવી કોપ;
મારા સુત સો એણે હણ્યા, તદપિ ન કર્યો શાંતિલોપ. ૬
કંઇ કોપ મનમાં થયો તો, પણ નહિ આટલો જાણ;
વર નૃપમણિને દુઃખ દીધું, શું લઉં એના પ્રાણ ! ! ૭
મહાભાગ્યશાળી ભૂમિપતિ, કરે નિત્ય દ્વિજપૂજન;
તેને રાજ્યથી એણે ભ્રષ્ટ કીધો, ધિઃક શો થયો મુનિજન. ૮
નૃપ સત્યવાદી શાંતગુણી, નહિ જેને અરિ ઉપર દ્વેષ;
અપરાધ ન દર્શે અંગ આખે, ધર્માત્મા બીજો શું શેષ ! ૯
ધર્મકાર્યે સાવધ સાચો, જેને અનન્યાશ્રય મારો;
તેને પુત્ર કલત્ર પરિજન સહિત, કૌશિકે કષ્ટે માર્યો. ૧૦
વળી રાજ્યભ્રષ્ટ એને કરી, તેં દીધાં દુઃખ અપાર;
અરે અધમોધમ બ્રહ્મદ્વેષી, શો થયો જ્ઞાનીમાં અંગાર ! ૧૧

---

૩ અહીંનું—આ પૃથ્વી ઉપરનું. ચૂર્ણ—ભૂકો. ૧૦ અનન્યાશ્રય—બીજાનો આશ્રય ન છતાં ફક્ત એકનોજ આશ્રય. કલત્ર—સ્ત્રી.

જો મૂઢ કૌશિક તું થયો તો, તને શાપું આજ;
બકજાતિને તું પામ્ય અધુના, જઇ કરયની કૂડાં કાજ. ૧૨
એ શાપ કૌશિક સાંભળી, તહીં કોપી બોલ્યો ત્રાડી;
હે વસિષ્ઠ મારા શાપથી તું, જઇ પડય જળે થઇ આડી. ૧૩
એમ એકમેકના શાપથી, પામ્યા તિર્યક્ જાતિ જાણ;
તોય તેમનું વૈર છૂટયું નહિ, શો ક્રોધ દેવ મહાન !! ૧૪
તે યુદ્ધ કરવા લાગિયા, પરસ્પર ધરી ક્રોધ;
છતી આડી દ્વય સહસ્ર યોજન, ચઢયો કરવા બક રોધ. ૧૫
તવ બક ત્રણ સહસ્ર છન્નું, ઉંચો ચઢયો કરી કોપ;
પછે લઢવા લાગ્યા માંહોમાહે, કરી ધર્મમહતા લોપ. ૧૬
કોઇ ચંચુકેરા પ્રહાર કરતો, કોઇ મારે પક્ષથી પૂર;
વજ્ર ગરૂડ લઢયા ખરા પણ, તે નહિ આવા શૂર. ૧૭
યુદ્ધ થાતું બેતણું, ભલે થાય આડે જામ;
પણ ગભરાટ અવનિમાં થયો, તેણે ગયું કથળી કામ. ૧૮
વળી રક્તનેત્ર બગલે કરી, ફફડાવી પાંખો ત્યાંય;
એક ઝપાટો ઝડપેથી કીધો, આડી ઊભો જ્યાંય. ૧૯
છે જેની ડોક ઉંચી ઉંટશી, એવા આડીએ કીધ કોપ;
તીવ્ર નખ પાદે બક ઉતરડયો, કહ્યું તેં કર્યો નૃપનો લોપ. ૨૦
એમ પક્ષ ફફડાવી લઢે, તેથી હવો વાયુ ઘોર;
તેનો વેગ એટલો વધી પડયો કે, તૂટયો પર્વતકેરો તોર. ૨૧
જેમ લઘુ વૃક્ષ કંપે પવનથી, તેમ કંપે નગ નગરાજ;
અમે ઉંચા એમ કે'તા નગ, પડે પૃથ્વી અકાજ. ૨૨
એવા વાયુ ઘોરથી, પડયા કેટલા નગ જાણ;

---

૧૨ અધુના—હમણા. ૨૧ ઘોર—ભયાનક.

પૃથ્વી ધ્રૂજી ઊઠી એટલું, કર્યું કોકે પ્રમાણ!! ૨૩
પૃથ્વીકંપ જ્યારે થયો, ત્યારે ઉછળ્યા સાગરવાર;
થઇ એકગમ કોરી પૃથ્વી, રહ્યો એકગમ જળભાર. ૨૪
એમ એકત્ર થાતાં નગી જગતી, તે શકે જશે પાતાળ;
ત્યાં ઘણા પ્રાણી પર્વતપાતથી, ચગદાઇ ગયાં દુઃખજાળ. ૨૫
ત્યાં તળે ઉપર ઉદધિનું, થયું તેવે વાર;
તે માંહ્ય મુઆ કેટલા, વળી મરે કેતા બા'ર. ૨૬
ધરતીકંપે કો મુઆ, કો મુઆ વાયુજોર;
હાહાકાર ત્યાં થવા લાગ્યો, જન કરે સોરબકોર. ૨૭
જડ નહિ પર્વત જગતીના, તવ જડ કે'વા કોણ;
શુદ્ધિ વિહોણા જડ વદ્દૂં, એવું થયું યુદ્ધ ઓણ. ૨૮
ભૂમંડળ નભમંડળે ગયું, નભમંડળ પાતાળ;
એમ સર્વના મનમાં થયું, ભૂલ્યા બાપ વા'લો બાળ. ૨૯
કહી શબ્દ થાય એ વત્સ મારા! શ્યામા વદે કહી સ્વામી!
અહીં આવિયે અહીં આવિયે, કરી કરૂણા કામી. ૩૦
હે નાથ! નાસો નગ પડેછે, ભાગીએ ભરપૂર;
રે પડચો પર્વત પતિ ઉપર, થયાં હાડ ચૂરેચૂર! ૩૧
એવે પત્ની પર પાણી ફર્યું, મુઓ બાળ ફાટી ભોમ;
દ્વાદશ દિવાકર નભ ચળ્યા, કંપ્યા કદ્રુકુંવર સોમ. ૩૨
એ પ્રકારે સર્વ સ્થળમાં, થયો હાહાકાર;
તે જોઇ બ્રહ્મા વેદ સાથે, ત્યાં આવિયા અવિધાર. ૩૩
બે દ્વિજસત્તમ શાંત કીધા, પછે વધ્યા વિશ્વસ્વામી આમ;
અહો મહામુનિ તમ યુદ્ધથી, કથળે છે પ્રજાનું કામ. ૩૪

---

૨૪ વાર (વારિ)—પાણી. ૩૨ કદ્રુકુંવર—સર્પ. ૩૪ દ્વિજસત્તમ—ઉત્તમ પક્ષીઓ કે બ્રાહ્મણો.

તેથી શાંત થઈ વિરામ પામો, કે જેથી શાંત થાયે જક્ત;
તે સુણ્યું પણ કોણ માને, શું બોલ્યા જન્મ અવ્યક્ત. ૩૫
વળી ક્રોધામર્ષ ફૂડો કરી, તેમણે ચલાવ્યું યુદ્ધ;
ત્યારે જગતપિતાએ વિચાર્યું મન, કેમ બંધ થાયે બુધ્ધ. ૩૬
લઢે બંધુ મલ્લ જશા, જેમાં પીડા પામે વૃદ્ધ;
તેમ જગત માર્યું જાય છે, લઢે મા'મુનિ થઇ અબુદ્ધ. ૩૭
તેનું કારણ મન ધરી, પછે કીધું તાતે આમ;
તિર્યક્યોનિ સંહારી બેની, તેથી સિદ્ધિ પામ્યા સ્વામ. ૩૮
તમોગુણમય પક્ષીવૃત્તિ, જ્યાં ટળીગઇ પળમાંય;
કે વસિષ્ઠ વિશ્વામિત્ર થઇ ત્યાં, ઊભા રહ્યા સુર જ્યાંય. ૩૯
મૂળ રૂપે બે લહી પછી, વદ્યા બ્રહ્માદેવ;
હે વત્સ વસિષ્ઠ તું શું કરે આ, ભૂલી ભવની સેવ. ૪૦
અહો કૌશિક કારમા, તમે મન વિચારો કોણ;
તમે તામસવૃત્તિ દ્વય તજો, થાઓ શાંત બંને આણ. ૪૧
હરિશ્ચંદ્રે યજ્ઞ કીધો, શું તેનું ફળ મુનિ આજ ?
ફળ પૃથ્વીક્ષય તે વિગ્રહે વસ્યું, એ રૂચે તમને કાજ ! ૪૨
કો' વિશ્વામિત્રે શું બગાડ્યું, હરિશ્ચંદ્રકેરૂં કાર્ય;
સ્વદેહે સ્વર્ગકેરી પ્રાપ્તિ, થઇ નગર સાથે આર્ય. ૪૩
ઉપકાર કીધો નૃપતિને અતિ, કો' તેમાં ભૂંડું શુંય;
કામ ક્રોધ બે વિકાર મોટા, થાય તપ નાશ ભાખું હુંય. ૪૪

---

૩૫ શું બો૦—અવ્યક્ત ( અસ્પષ્ટ ) છે જન્મ જેમનો એવા બ્રહ્મા શું બોલ્યા તે તેમણે સુણ્યું તો ખરૂં, પણ માને કોણ ? ૩૮ તાતે—બ્રહ્માએ. સંહારી—મિથ્યા કરી.

૪૨ ફળ બો૦—પૃથ્વીના ક્ષયરૂપ તમારા વિગ્રહમાં રહેલું છે અર્થાત્ તમારી લઢાઇથી પૃથ્વીનો ક્ષય થાય છે એ કાજ શું તમને રૂચે છે ?

તે વિકારે માનવ પડે, જેને કરો તમે ઉપદેશ;
તે ક્રોધે ક્રોધાક્રાંત થઇ, શું ઉજાડો સહુ દેશ !! ૪૫
છે બ્રહ્મ એજ બળ અતિ મોટું, નથી તમને ક્રોધ;
એવાં વચન વિધિનાં સાંભળી, થઇ લજ્જિત માન્યો બોધ. ૪૬
પરસ્પર બે ભેટિયા પછી, કર્યો ક્ષમા અપરાધ;
એમ માંહોમાંહે ક્ષમા આપી, જેથી રીઝયા સુર ને સાધ. ૪૭
પછે બ્રહ્મા બ્રહ્મલોકે ગયા, કરે દેવ વંદન તેને;
ગયા વસિષ્ઠ વિશ્વામિત્ર ત્યાંથી, બોધ લાગ્યો જેને. ૪૮
આ આડી બકનું યુદ્ધને, હરિશ્ચંદ્રનું ગુણગાન;
જે કોઇ શ્રવણે ધરે તેને, ભેટે સ્વયં ભગવાન. ૪૯
વળી એકાગ્રચિત્તે જે સુણે, તેના અઘઓઘનો થાય નાશ;
કામ કાજે વિઘ્ન ના'વે, ન થાય કદી ઉદાસ. ૫૦
મેં સુણ્યું વાંચ્યું તેથી મારૂં, થશે પૂરૂં કાજ;
તોય કાર્ય થાવા નમું આજે, ધન્ય પુરાણી મહારાજ. ૫૧
સર્વ પુરાણીને નમન કરીને, સંસ્કૃતનું પ્રાકૃત ભાખું;
તમે રાગતાણી શ્લોક અલાપો, તેવા આમાં રાગ ન દાખું. ૫૨
સહુ પ્રભુકૃપાથી પાંશરૂં થાશે! વધશે ઉદ્યમ આથી !!
તમે આ વાંચી સંસ્કૃત વાંચો, રીઝે રૂડા લોક કથાથી. ૫૩
ગદ્ય વા'લું ગુણિનિને ! તમને, નવ પદ્ય તમથી કે'વાય !
ખટ શાસ્ત્ર ને વેદ ચાર પાઠે, તેને રંગીપંગીથી પો'ચાય !! ૫૪

---

૪૫ વિકારે—વિકારમાં ( તમારૂં જોઇને ). ૪૬ બ્રહ્મ—બ્રહ્મજ્ઞાન. ૫૧ કવિ કહેછે: મેં ઇ૦—સ્પષ્ટછે

૫૩ પુરાણીઓએ પોતાની કથામાં રસિકતા આણવા માટે આ આખ્યાન વાંચવું જોઇએ એમ કહેછે. તમે ઇ૦—સ્પષ્ટ છે.

ભાગવતમાં ભરી કાઢ્યું સહુ, નિગમ આગમ જ્ઞાન;
તેથી સર્વજ્ઞાન સંપાદી ભાખે, એથી ન કોઈ શાસ્ત્ર મહાન!! ૫૫
કરૂં નમસ્કાર તમે મહાજ્ઞાની, જાણો સાંખ્ય ન્યાય વેદાંત;
જો ભાગવતમાં એ સર્વ છે તો, કયમ કહો શાસ્ત્રી મહાંત ! ૫૬
એનો નિર્ણય કરશું વળી, કોક દિવસે જાણ;
ઇતિશ્રીમાર્કંડેય પુરાણે, કથ્યું આડી બક યુદ્ધ પ્રમાણ. ૫૭
અધ્યાય નવમો થયો પૂરો, પૂરી થઇ હરિશ્ચંદ્ર કથાય;
હું માગું કેશવકીર્ત્તન કરતાં, મારા ભવોભવ વીતી જાય. ૫૮

## વલણ.

ભવોભવ વીતી જાય મારા, કવિતા સવિતા સમ માણી રે;
છે એજ વસ્તુ બ્રહ્મ મારો, એ આ ભૂમિનો ચિંતામણિ રે. ૫૯

## કડવું ૩૨ મું.

## રાગ ગોડી.

જૈમિનિ પૂછે પક્ષીરાજ, નિવારો સંશય પડિયો આજ;
કો' પ્રાણીમાત્રનાં જન્મમર્ણ, તેની સ્થિતિ વર્ણો અશરણશર્ણ. ૧
શારીતે વૃદ્ધિ પ્રાણી પામે, શે સંકોચાઇ રહે જન્મકામે;
રહે ઊદરમાં કયે પ્રકાર, પછે કેઈ પેર વધે નિરધાર. ૨
શે મર્ણકાળે થાય દેહ વિયોગ, શે શુભાશુભ કર્મના ભોગવે ભોગ;

---

૫૫ પુરાણીની અલ્પજ્ઞતા વક્રોક્તિથી વર્ણેછેઃ ભાગવતમાં ઇ૦–રપષ્ટછે.
૫૬ જો ઇ૦–જો ભાગવતમાં સાંખ્ય, ન્યાય, વેદાંત, એ સર્વ છે તો તમે તે ભાગવતને જાણનારા છતાં સાંખ્યાદિ શાસ્ત્ર જાણનારા શાસ્ત્રીને મોટા શામાટે કહો છો ? અર્થાત્ ભાગવત જાણવા માત્રથી તમારામાં શાસ્ત્રજ્ઞાન આવતું નથી !

પચે સ્ત્રીના ઉદરમાં ગુરૂ ભાર, ક્યમ રે' ગર્ભ ત્યાં ગોળાકાર. ૩
અતિ સૂક્ષ્મ પચે નહિ કેમ, ટાળો દ્વિજસત્તમ મારો વે'મ;
ખાયે એમાં જ્ઞાની ગોથાં મોટા, કરો નિઃસંશય છો બ્રહ્મ જોટા. ૪
પક્ષી કે' સુણો જૈમિનિ આજ, આ તો તમે પૂછ્યું છે કપરૂં કાજ;
રહી જેમાં પ્રાણીજન્મમર્ણની વાત, તે ભાર સોંપો અમોને ભ્રાત. ૫
તદપિ યથામતિએ કહીશું, અમોથી જ્યાં જવાયે ત્યાં જઇશું;
ગતિ અનુસારે કરીશું ગમન, કહું એક પૂર્વકથા પાવન. ૬
એક પરમ ધાર્મિક સુમતિ નામ, દેઉં તેનું દૃષ્ટાંત થાયે કામ;
થયો પિતા પુત્રનો જેવો વાદ, તેવો અહીં વર્ણવું શરવે સાદ. ૭
તમે એક ચિત્તે સુણો મહામુન્ય, જેથી વાધે મોટું મુનિ પુણ્ય;
એક ભૃગુકુળનો મતિશાળી બ્રહ્મ, તેણે કીધાં સુતનાં ઉપવીતકર્મ. ૮
તે સુતનું સુમતિ એવું નામ, દિસે જડ હઠીલો અંગે શ્યામ;
તેને કહ્યું પિતાએ મુખ આમ, તું જઇ ગુરૂકુળમાં સિદ્ધ કારય કામ. ૯
કરય વેદાધ્યયન તું પ્રારંભે, થઇશ મુક્ત ભર્યો મહાદંભે;
તારો ગુરૂકુળમાં થશે નિવાસ, તેથી ટળશે ત્રિવિધિકેરા ત્રાસ. ૧૦
ત્યાં કરજે ભિક્ષા લાવી ભોજન, પછે તું થઇ આવજેમુનિજન;
પછે તારી કીર્ત્તિ ફેલાશે પૂર, એટલે પાણિગ્રહણ કરજે મહાશૂર. ૧૧
પછે ગૃહસ્થધર્મને અનુસરજે, કરી મખ સંતાન ઉત્પન્ન કરજે;
ત્યાર પછે વાનપ્રસ્થ તું પાળે, વન વસી સહુ આપદા ટાળે. ૧૨
વનમાં વસતાં ધરજે સંન્યસ્ત, પછે થઇશ નિર્મુક્ત ને મળશે વસ્ત;
એવી રીતે થાશે બ્રહ્મની પ્રાપ્તિ, ત્યારે તું જાણજે થઇ સમાપ્તિ. ૧૩

---

૩ પચે ઇ૦–ગુરૂ ( ભારે ) ભાર ( ખોરાકનો ) ખાધો હોય તે સ્ત્રીના ઉદરમાં પચી જાય છે ત્યાં ગોળાકાર ગર્ભ કેમ પચ્યા વિના રહી શકે છે ?

૭ શરવે–મધુરે. ૧૨ મખ–યજ્ઞ. ૧૩ નિર્મુક્ત–( સંસાર બંધનથી ). વસ્ત ( બ્રહ્મરૂપી ).

પક્ષી કે' એ રીતે કહ્યું બહુવાર, તદપિ નવ ઉચરતો કુમાર;
જોઇ જડજેવો સુતનો વેષ, પામ્યો પિતા પ્રીતિવડે મહાક્લેશ. ૧૪
પછે આપી લાલચ કહી મિષ્ટવેણ, તોય તે થઇ નહિ સુખદેણ;
જ્યારે લીધી પૂઠ તેની પૂરેપૂરી, ત્યારે સુત બોલ્યો વાણી મધુરી. ૧૫
અહો પિતા શું કરો ઉપદેશ, એમાંનું કાંઇ મેં નથી રાખ્યું શેષ;
કર્યો છે મેં પૂરેપૂરો અભ્યાસ, શીખ્યો છું નાનાવિધ કળા પ્રકાશ. ૧૬
થયા મારા દશ સહસ્ર જન્મ જે જે, તે પિતા સાંભરે છે મુને તે તે;
ઘણી વાર આવેલી દુર્દશા મારી, હું તો થયલો ઉદાસ ને અવિચારી. ૧૭
થયલાં મારાં ઉદય વૃદ્ધિ ઘણી વાર, ત્યાં થયલો સંતોષી અવિકાર;
અરિ મિત્ર પત્ની થયેલો સંયોગ, વળી પાછો થયેલો તેનો વિયોગ. ૧૮
ઘણી વાર હું વશ્યો માને પેટ, ઘણી વાર પિતા ખોળે લીધી ભેટ;
મેં સુખ દુઃખનો કર્યો અનુભવ, ઘણી વાર લાગ્યો મેં જોયો છે દવ. ૧૯
ઘણા પિતા બંધુ થયા છે મારે, નથી રહ્યું બાકી તો નિરધારે;
વિષ્ટામૂત્રે વેષ્ટિત ઉદર મેં સેવ્યું, આળોટયો ઉદરે લહી દુઃખ એવું. ૨૦
વેઠી અનેક રોગની પીડા અંગે, રમ્યો રામા સાથે કંઇ નવરંગે;
કંઇ ખાધાં ગર્ભાશયમાં ગોથાં, કંઇ જોયાં જાણ્યાં પુસ્તક પોથાં. ૨૧
બાળ યુવા વૃદ્ધવયમાં દુઃખ દીઠાં, તે તો મને લાગે ન હાવે મીઠાં;
અવતર્યો હું બ્રાહ્મણ ક્ષત્રી જાતે, કંઇક અવતર્યો રાત પ્રભાતે. ૨૨
જન્મો વૈશ્ય શૂદ્રને ત્યાં હું ય, પશુ કીટ પતંગ થયો વહુ શું ય;
થયો મૃગ પક્ષી જળચરકેરી જાતિ, હતી કંઇક તો આ દેહ માતી. ૨૩
થયો રાજ સેવકનો હું સુત, થયો કંઇ રાજપુત્ર મહાનૂત;
એ વિધે ફરી ઘટમાળ જાણું, અવતર્યો અહીં માનો નિર્વાણ. ૨૪

---

૧૪ પ્રીતિવડે—સુત ઉપર પોતાની પ્રીતિ હોવાથી. ૨૦ વેષ્ટિત—વીંટાયલું. ૨૩ માતી–પુષ્ટ. ૨૪ મહાનૂત—મોટા નવીન.

મેં કહ્યા તેથી અનુભવ અધિક, પિતા મેં લીધા છે ઠીક;
શું કહું વારંવાર હું તેહ, હવે થયો નિઃસંદેહ આ દેહ. ૨૫
મળ્યું મોક્ષપ્રાપ્તિનું સાધન જ્ઞાન, પછે રૂચે ન મુને મહાન;
ઋગ્વેદ યજુર્વેદ ને વળી સામ, નથી પિતા મારે તેનું કામ. ૨૬
એ છે ગુણવિહોણું ક્રિયાનું કૃત્ય, ખરી ગુંચવણ છે વસમી ગત્ય;
થયો ગુરૂજ્ઞાનામૃતે સંતોષ, વશ્યો અભિલાષામાં મુને રોષ. ૨૭
થયું ચિત્ત સંતુષ્ટ મારૂં બાપ, ટળ્યો બોધપ્રકાશકેરો તાપ;
થયો તેનો ઉદય ઉલટો માનું, પછે એથી અધિક ન વેદ પિછાનું. ૨૮
ક્રિયા સુખ દુઃખ હર્ષ રસ ગુણ, એનું નહિ જેમાં લે'વાયે ઋણ;
એવું બ્રહ્મપદ મળશે મને, પછે હું શાણે જાઉં વને. ૨૯
રસ હર્ષ ભય ઉદ્વેગ ક્રોધ, અમર્ષાદિકનો થયો મને બોધ;
એ ષટ્થી બનેલો જે હરણ, તેને પિતા કરી જાણું હું શરણ. ૩૦
એના જાણ્યા આસક્તિ રૂપ મેં પાશ, પકડે આત્મા મૃગ કરી ઉદાસ;
માટે માનો પિતાજી મારૂં વેણ, આ છે અધર્મવાળું ને દુઃખદેણ. ૩૧
હું તો વેદત્રયીનો મૂકીશ ધર્મ, તમને તજી સાધીશ હું પરબ્રહ્મ;
પક્ષી કે' સુણો જૈમિનિદેવ, પિતામન ભ્રમ થયો તતખેવ. ૩૨
વિસ્મય પામ્યો સુતની સુણી વાણી, અંતરઆનંદી બોલ્યો પ્રમાણી;
ગદ્ગદ વાણીએ ભાખ્યું આમ, હે વત્સ તું શું દાખે નિષ્કામ. ૩૩
તને જ્ઞાન પ્રગટ થયું ક્યાંથી, જડ સરખો તું દર્શે યાંથી;

---

૨૭ એ છે૦—વેદમાં કહેલી યજ્ઞાદિ ક્રિયાઓનું કૃત્ય ગુણ વગરનું અર્થાત્ બ્રહ્મજ્ઞાન રૂપ ફળ ન આપનાર હોવાથી નિષ્ફળ છે. અભિલાષામાં—ઇચ્છામાં. અર્થાત્ ઇચ્છાઓ મને થતી નથી—વૈરાગ્ય થયો છે.

૨૮ બોધપ્રકાશકેરો—વેદના અર્થે જાણવાસમજવાનો. ઉદય થયો—( આત્મજ્ઞાન થવાથી ). ૨૯ ઋણ—કરજ. અર્થાત્ ક્રિયા વગેરેની જેમાં જરૂર નથી એવું બ્રહ્મ- પદ. ૩૦ હરણ બનેલો—હરાયલો—જીવ.

તે કેવી રીત થયો જ્ઞાની તુંય, ગયા જ્ઞાનનું કારણ શુંય. ૩૪
થયો કોઇ દેવ મુનિનો શાપ, શો લાગ્યો અંગ અજ્ઞાનનો તાપ;
પુત્ર કે' સુણો મારી વિગત, પૂર્વે હું કોણ કેવી હતી ગત. ૩૫
આ જન્મ પે'લાંનો વૃત્તાંત, આજ કહી સંભળાવું મહુાદાંત !
હતો પૂર્વે હું બ્રાહ્મણ જાત, થયો બ્રહ્મવિદ્યામાં હું પ્રખ્યાત. ૩૬
આત્મતત્વ ઓળખી મેં લીધું, તેને પરમાત્માં આરોપી દીધું;
રહ્યો આત્મવિદ્યામાં સંલગ્ન, તેના તે અભ્યાસે મન થયું મગ્ન. ૩૭
કરતો સત્પુરૂષોકેરો સંગ, શોધતો અંતર પ્રકૃતિ ધરી ઉમંગ;
તે યોગમાં થયું આસક્ત મન, જાણ્યો બ્રહ્મ એક મેં તન ને ધન. ૩૮
પછે થયા સંશય શિષ્યના ટાળું, એવું પડ્યું હૃદે મારે અજવાળું;
થાયે સિદ્ધ મનમાં ધાર્યાં જે કાર્ય, પછે હું તો થઇ પડ્યો આચાર્ય. ૩૯
આચાર્ય પદવી ભોગવી બહુ કાળ, વળી એકાંતિક યોગ ગ્રહ્યો તત્કાળ;
પણ કોઇ અજ્ઞાન આવી નડિયું, પ્રકૃતિ પાલટી ને સર્વ અડિયું. ૪૦
ભૂલ્યો સાવધગિરીમાં ભાન, યોગભ્રષ્ટ થયો મહાન;
થયો દેહ આત્માનો વિયોગ, પૂર્વસ્મૃતિનો સિદ્ધ છે યોગ. ૪૧
એવો મહિમા યોગનો મોટો, તે તજી માનું કયમ ભવ ખોટો;
સુણો તાત જીતેંદ્રિય છું એમ, હવે કરૂં યત્ન થાય જેમ ક્ષેમ. ૪૨
રહ્યું સ્મરણ પૂર્વ જન્મનું જેહ, જાણો જ્ઞાનદાનનું ફળ તેહ;
આશરચા વેદત્રયી જે ધર્મ, તેને જાતિસ્મૃતિ ન હોયે પમ. ૪૩
હું આત્મવિદ્યાનો પૂર્વથી ભોગી, જઇ એકાંતે જગાવીશ જોગી;
મળશે મોક્ષ મને પિતા તેમાં, પૂછો કંઇ સંશય ઉપજ્યો એમાં. ૪૪

---

૩૪ ગયા ૪૦—તું જ્ઞાની છે તો તું મુક્ત ન થતાં જન્મ કેમ પામ્યો ? એ અર્થ છે. ૩૬ મહાદાંત—ઇંદ્રિયદમન કરવામાં મોટા. ૪૨ માનું ઈ૦—ખોટા ભવને કેમ સત્ય માનું ? ૪૩ વેદત્રયી—ત્રણ વેદના. જાતિસ્મૃતિ—પૂર્વ જન્મનું સ્મરણ.

પિતૃઋણ ટાળીશ પૂરૂં, નહિ શંકા માંહે રાખું અધૂરૂં;
પક્ષી કે' સુણો જૈમિનિ તમે, એહ વારતા પિતાને ગમે. ૪૫
આવી શ્રદ્ધા પુત્રને વેણે, પછે શું પૂછ્યું ત્યાંહી તેણે;
પિતા પૂછે પુત્રની જોઇ મહામતિ, કયમ પ્રાપ્ત થાય પ્રાણીને સંસૃતિ. ૪૬
કહો વારંવાર થવાનું કારણ, કે' પુત્ર સમજાવું તાત તારણ;
જે રીત એની છે જાતિ ભાતિ, તે અનુભવસિદ્ધ કહું પ્રખ્યાતિ. ૪૭
સંસાર રૂપી ભ્રમણચક્ર જેહ, નથી થાતું જૂનું પિતાજી તેહ;
એનો ન દેખાય આદિ કે અંત, તે તમ આજ્ઞાએ કહીશ મહંત. ૪૮
મરણથી આરંભી ભમે કેમ, તે સંસારચક્ર ભાખું ટળે વે'મ;
વગર કાષ્ટે કાયાનો અગ્નિ, બળેછે જુઓ તન તજી લગ્નિ. ૪૯
તેની કોપે ઉષ્ણતા અંગમાંય, તીવ્ર વાયુ ભેદે મર્મસ્થળ જ્યાંય;
ભેદાયાં મર્મસ્થાન જેટલે, ઉદાન ઉર્ધ્વ ગતિ ધરે તેટલે. ૫૦
તેથી અટકે ભક્ષેલાં અન્નજળ, તેમાં કર્યાં જળદાન થાય વિમળ;
પ્રાણીને આપ્યાં હોય અન્નદાન, તે થાય સુખી જન કે' મહાન. ૫૧
જેણે આપ્યાં શ્રદ્ધાએ અન્ન અપાર, તે અન્નવિણ તૃપ્તિ પામે તે વાર;
જે નથી બોલ્યો અસત્ય કો કાળ, જેણે પ્રીતિમાંય ઝગાવી ન ઝાળ. ૫૨
જેણે રાખી શ્રદ્ધા આઠે જામ, તે નવ સુખની મૂકે મામ;
જે રાખે નરસુરપૂજામાં પ્રીતિ, જેણે તજી ઇર્ષા ને કુનીતિ. ૫૩
કપટાદિક દોષથી જેહ રહિતા, હોયે શુદ્ધ અંતઃકરણ સહિતા;
હોય જે ઉદાર ને લજ્જાવાન, તે સુખે મૃત્યુ પામે મહાન. ૫૪

---

૪૬ સંસૃતિ—જન્મ મરણ રૂપ સંસાર. ૪૯ લગ્નિ—લગની-આસક્તિ. અર્થાત્ દુરાગ્રહ તજીને જુઓ.

૫૧ તેમાં ઈ૦—તેમાં-તે અવસ્થામાં-મરણ કાળે જ્યારે પાણી ગળે ઉતરતું નથી ત્યારે, આખા જન્મમાં જે જળદાન કર્યાં હોય છે તે વિમળ (ચોખ્ખાં—અર્થાત્ તે સમયે સાહાય કરનારાં) થાયછે.

જે નર કામ ક્રોધ કે દ્વેષથી જાણ, નવ ધર્મ કેરી મૂકે ખાણ;
જેવું બોલવું તેવું આચરે, હોય શાંતિવાળો પરદુઃખ હરે. ૫૫
તે મરણ સમયે મરે સુખે, હવે વદું આવે કેવા નર દુઃખે;
અગ્નિ મૂકી સળગાવે જે ગેહ, પીડાય દાહથી મરતાં તેહ- ૫૬
જે ન આપે મુષ્ટિ કોને અન્ન, તે મરતાં ક્ષુધાર્થી મરે જન;
જે સત્પુરૂષને આપે ધન, તે જીતે શીત મર્ણે થઇ પાવન. ૫૭
જે કરે તૃષાર્થીને જળદાન, તે જીતે મર્ણાંતે તાપ મહાન;
જે ન દુઃખ દે કોઇને જરી, મૃત્યુકાળે વેદના કરતા પરિ. ૫૮
જે આપે જ્ઞાનનું દાન થઇ ગુરૂ, મોહ વશ થાય રે' ન અધૂરૂં;
આપે જે કો આરશીકેરાં દાન, જીતે અંધકારને તેહ મહાન. ૫૯
આપે મોહ અજ્ઞાન બીજાને જેહ, પીડા મહાભય પામે તેહ;
તેનાં અંગ વેદનાએ કાપે, તેને ઋષિમુનિ જોઇ શાપે. ૬૦
જે પૂરે ખોટી સાક્ષી જાણ, જે ભાખે મિથ્યા ભાખ પ્રમાણ;
જે આપે શીખામણ શીખ ખોટી, જે કરે વેદની નિંદા મોટી. ૬૧
તે મરણકાળે પામે મહાભ્રાંતિ, જાયે નાશી તેનાં સુખ શાંતિ;
તેને આવે તેડવા યમદૂત, ભયંકર દષ્ટિવાળા શું ભૂત ! ૬૨
દુર્ગંધ ઉડે આખે શરીર, કર વાંકા મુદ્દગર ધરી હરો ધીર;
એવા દૂત આવે પાપીને લેવા, તેને જોઈ ભય પામે કહું કેવા. ૬૩
થાયે આખે અંગે મહાકંપ, છૂટી જાય રહ્યા જે જંપ;
વારંવાર બૂમો પાડે મુખે, હા ભાઇ માતા કે' મહાદુઃખે. ૬૪
થાય તેની વાણી અસ્પષ્ટ ઉચારી, તે નવ સમજે કોઇ સમારી;
ભમે તેની દૃષ્ટિ ચારે પાસ, સૂકાએ મુખ લઇ લઇ શ્વાસ. ૬૫

---

૫૫ જે ૪૦—જે પુરૂષ કામક્રોધાદિકથી લલચાઇને ધર્મની ખાણને છોડતો નથી. ૫૬ ગેહ—ઘર.

પછે ઉર્ધ્વશ્વાસ ઉપડે તેને, થાય દૃષ્ટિકેરો ભંગ જેને;
એવી વેદનાઓ વીંટાય અંગ, પછે તેનો નરદેહ થાય ભંગ. ૬૬
રહ્યો દેહમાં આત્મા જેહ, જાય મા'સૂક્ષ્મ તે બીજે દેહ;
તે અંગયાતના ભોગવવા માટે, હોયે કર્મે ઉપજેલો ઉચ્ચાટે. ૬૭
નથી હોતાં તેનાં માતાપિતા, કર્મજન્ય પૂર્વસ્થળે શોભિતા;
હોયે તેની તેટલી વય જાણ, હોયે તેવી અવસ્થાનું પ્રમાણ. ૬૮
હોયે તેવી સ્થિતિ રીતિ સર્વ, પછે તેનો યમદૂત ગાળે ગર્વ;
બાંધે મહાદારૂણ પાશે તેને, દંડે મારી દક્ષિણે ખેંચે જેને. ૬૯
છે તે માર્ગમાં કાંટા કૂડા, વાગે અણીઆળા જૂડેજૂડા;
કંઇ ગહ્વર ગુફા ગંભીર, ખુંચે શંકુઆકૃતિ ગરજા શરીર. ૭૦
કંઇ ઉંચો નીચો માર્ગ અપાર, પડિયા પાષાણ હારોહાર;
કંઇ દવ લાગ્યો વન દેખે, કંઇ ખાડા ટેકરા વસમા પેખે. ૭૧
તપે સૂર્ય સહસ્ત્ર કિરણે ત્યાંહી, અમાંગલિક હોકાર થાયે જ્યાંહી;
તેવા દુઃખમાં જમડા ખેંચે, જોઈ કર્મ વેંચાય તેટલો વેંચે. ૭૨
ખેંચે યમદૂત એકી પાસે, બીજી મગ શૃગાળ ખેંચતા ભાસે;
તે તો ખેંચી ન થાય નિવર્ત, થાય રડતાં અન્ય આવર્ત. ૭૩
એવા સુખે જાયે યમ પાસે! એવું જોઇ આવજો પાપની આશે;
જેણે કર્યાં હોય ઉપાનનાં દાન, જેણે આપી છતરી જોઇ ગુણવાન. ૭૪
જેણે દાન માંહે આપ્યાં હોય વસ્ત્ર, જેણે અન્ન દીધાં હોય તજી દસ્ત્ર;
તે મનુષ્યને સુખરૂપ થાયે પંથ, એવું ભાખ્યું પુરાણકેરે ગ્રંથ. ૭૫
બાકી મહાપાપી થઇ પરતંત્ર, રીબાય બાર દિવસ મધ્યાન્હ જંત્ર;

---

૬૭ મા'સુક્ષ્મ—મહાસૂક્ષ્મ શરીરવાળો. ૭૦ જૂડેજૂડા—ભારેભારા. ૭૩ નિવર્ત—વિરામ પામેલા. આવર્ત (આવૃત) વીંટાયલાં. ૭૪ પાપની આશે આવજો-પાપ કરજો. ૭૫ દસ્ત્ર—ગર્વ (?)

પછે જાય તે ધર્મની પાસે, ત્યાં પણ સ્થૂળ શરીર ત્રાસે. ૭૬
ત્યાં કર્મમય શરીરે થાય દાહ, હવે કહું સ્થૂળ શરીરનો રાહ;
જ્યારે સ્થૂળ શરીર કાપે હાથે, જ્યારે મારે વંશના સોટા સાથે. ૭૭
ત્યારે તે પામે પ્રાણી મા'પીડા, ન તજે કર્મ વિપાકે કૂડી ક્રીડા;
પડે અંગે ફોલ્લા ને તે ફાટે, જોઇ તેમાંનું જળ ઉચ્ચાટે. ૭૮
ઘણો કાળ ભોગવે એવા ભોગ, દિનપ્રતિ વાધે દારૂણ રોગ;
મૃતકના બંધુ લાવી હેત, તિલ જલાંજલિ અર્પે પ્રેત. ૭૯
વળી કરે પિંડદાન જે પુત્ર, તે થાય પ્રાણીને માર્ગે સૂત્ર;
જે તૈલ્યાભંગ ચોપડે હેતે, તે ન બળતા ઝાઝી રેતે. ૮૦
પ્રેતબંધુ અંગે થાય સંવાહન, અથવા જમે કુટુંબકેરા જન;
તેવડે ત્યાંહી પ્રેત ધરાય, એવો અમરપુરતણો મહિમાય. ૮૧
જેના બંધુ સૂવે સાથરે અહીં, તેનું પ્રેત સુખી થાયે તહીં;
જેના બંધુ આપે અહીં દાન, તેણે પ્રેત જંતુ થાય મહાન. ૮૨
મુઆં પછી દિવસ બાર, જાતાં યમનગર થાય નિરધાર;
એટલી અવધિમાં આપે જેહ, તે સહુ પ્રાણી પામે તેહ. ૮૩
બાર દિવસ સુધી જાણ, જુવે જીવ પોતાનુ ઘર નિર્વાણ;
પછે યમપુર ભણી લઇ જાય, ત્યાં પ્રાણી ભય ઘણો મન ખાય. ૮૪
લોઢા સરખી વર્ણે શ્યામ, કઠોર ઘોર મૂર્ત્તિ યમધામ;
જતાં જુએ રાતી આંખ્યોવાળા, જુએ કાળા કાજળ જેવા રૂપાળા. ૮૫
મૃત્યુ કાળ અંતકની મધ્ય બેઠા, એવા જુવે યમનૃપ જોયા ન હેઠા;
નીકળી છે મુખની બાહેર દાઢ, ચઢી મહાભૃકુટિ કાળ કરાળ. ૮૬
ભયાનક મુખ બિહામણું, તપ્યું ચારે પાસે વ્યાધિ તાપણું;

---

૭૬ મધ્યાન્હ જંત્ર—ખરા બપોર. ૭૭ વંશના-વાંસના. ૮૧ સંવાહન—શરીર ચંપાવવું. ૮૫ રૂપાળા—રૂપવાળા-કાજળ જેવા રૂપાળા. ૮૬ મૃત્યુ ઇ૦—મૃત્યુ, કાળ અને અંતક, એઓની મધ્યે બેઠેલા.

એવા ત્યાં નિરખે યમરાજ, જેના કરે શોભે પાશસમાજ. ૮૭
છે મોટા બાહુ જીવદંડાસક્ત, જુએ પ્રાણી અકર્મી કે ભક્ત;
પછે મનઆવી કરે આજ્ઞાય, તેવી ગતિ પ્રાણી પામી પીડાય. ૮૮
જે પૂરે જૂઠી સાક્ષી સદાય, તે પ્રાણી રૈરવમાંહી પચાય;
સુણો તે રૈરવકેરૂં સ્વરૂપ, જ્યાં ઘણા દર્શે દુઃખના કૂપ. ૮૯
જે બે સહસ્ર યોજન વિસ્તાર, ત્યાં કેવું દુઃખ દે પ્રાણીને સાર !
એક ખોદ્યો ઉંડો મહાખાડો, તેમાં ભાર્યો અગ્નિ ઉજાડો. ૯૦
તે તાપે તપી ભૂમિ સમસ્ત, નહિ તહીં ટાઢી કોઇ વસ્ત;
નામ અંગારભૂમિ તેનું, છે રૂપ જાજ્વલ્યમાન જેનું. ૯૧
તેના મધ્ય ભાગે મૂકે યમદૂત, થાય પીડા પાપીને જ્યાં અદ્ભુત;
તીવ્ર તાપે બળે પગ તેના, કહીએ હાલ હવાલ કેના કેના ! ૯૨
ડગલે ડગલે પડે ફોલ્લા પગમાં, તે ફાટે ફૂલે રગરગમાં;
ફાટે તે ફોલ્લાની ચામડી જ્યારે, ઘણો તાપ લાગે માંહી ત્યારે. ૯૩
એ રીત મૂકાવે પાગ, થાય રાત દા'ડો એવો યાગ !
જીવ નાસે ભાગે એવી ભોમ, જ્યાં નહિ દિવાકર ને સોમ. ૯૪
એમ નાસતાં પામે યોજન પાર, કે બીજું નરક ત્યાં છે તૈયાર;
પાપની થાવા શુદ્ધિ સાચી, જુએ નામ માત્ર નરકમાં પાચી. ૯૫
જ્યારે તે ફરી આવે સહુ નરક, ત્યારે થાય તિર્યક્‌યોનિમાં ગરક;
શ્વાપદ કૃમિ કીટ પતંગ, મત્સર જૂ લીખ થાય અપંગ. ૯૬
કરિ બલિવર્દ શ્વાનની જાત, થઇ માર્જાર ભટકે રાત;

---

૮૮ જીવદંડાસક્ત—જીવોને દંડ ( શિક્ષા ) કરવામાં આસક્ત.મનઆવી—મનમાં આવે તેવી.

૯૪ યાગ—જગન. ૯૫ નામ માત્ર—સઘળાં. પાચી જુએ—રાંધી જુએ. ૯૬ શ્વાપદ—શિકારી પશુ. અપંગ—ખોડીલાં.૯૭ કરિ—હાથી. બલિવર્દ—બળદ. યોનિ—જાતિ.

એમ અનેક યોનિ પામે તેહ, જેમાં પામે દુઃખ અતિશે દેહ. ૯૭
પછે પામે મનુષ્યપણું જાણ, થાય તેમાં કાણો બેહેરો અજાણ;
વામન કુત્સિત રોગથી વ્યાપ્ત, જેનો દેહ જોઇ નિંદે આપ્ત. ૯૮
વળી પુષ્કસ શ્વપચ કેરી જાત, તેમાં અવતરી ભક્ષે જૂઠો ભાત;
એમ ભોગવે પાપ રહેલાં, જેણે દેહે દુઃખ સહેલાં. ૯૯
પછે આરોહિણી જાતિ થવા લાગે, હોય પુણ્ય પૂર્વનું તો અનુરાગે;
થાય શ્વપચનો શૂદ્ર જાણ, શૂદ્રકેરો વૈશ્ય પ્રમાણ. ૧૦૦
વૈશ્યનો ક્ષત્રી થાય સોય, ક્ષત્રીનો દ્વિજવર હોય;
દ્વિજનો થાયે દેવેંદ્ર, થાયે દેવેંદ્રનો મહેંદ્ર. ૧૦૧
એમ જન્મ થાયે ઉંચી જાત, કરે નીચ કર્મ તો ખાયે લાત;
કૂડે કર્મે પડે જાતિ નીચ, ચૂથે તે મૂત્રાદિ ને કીચ. ૧૦૨
એ રીતે પાપકર્મી કેરી પેર, કહ્યું તે ક્યમ જાયે જમને ઘેર;
હવે જડ કહે સુણો તાત, કહું પુણ્ય કર્મી કેરી વાત, ૧૦૩
પામે શુભગતિ બતાવી જેવી, જેણે પુણ્યકર્મની સેવા સેવી;
યમભૂપ ભાખે માર્ગે જાવા, જ્યાં હોય ગંધર્વગણ ગાવા. ૧૦૪
જ્યાં કરે અપ્સરા ઉભી નાચ, થાય દિવ્ય દેહ કાંતિમંત સાચ;
પે'રે કુસુમમાળા તાજી, સુખભોગવે ગાજી ગાજી. ૧૦૫
જોઇ પુષ્પહાર ને નૂપુરશબ્દ, જેના રવ મધુરે થાય મન લબ્ધ;
કરે એવા વિમાન માંહે પ્રવેશ, જાય દુઃખીઆનો જોતા દેશ. ૧૦૬
થાય પુણ્યવિપાક તેમનો પૂરો, કે રહે ત્યાંનો લોક અધૂરો;
પડે પૃથ્વી ઉપર તે પ્રાણી, જણે તેને મોટા રાયની રાણી. ૧૦૭

---

૯૮ આપ્ત—સગાં વાહાલાં-લાગતાં વળગતાં. ૯૯ પુષ્કસ—ચાંડાળની એક જાત. ૧૦૦ આરોહિણી—ઉંચે ચઢતી—ઉત્તમપણાને પામતી. ૧૦૪ ગંધર્વ ગણ—ગંધર્વનાં ટોળાં. ૧૦૭ પુણ્યવિપાક—પુણ્યનો પરિણામ.

કે કોઇ મોટાના કુળમાંય, લઇ અવતાર રે'તો ત્યાંય;
ત્યાં પણ આચરણ રૂડાં રાખે, અન્યાય અસત્ય ન દૃષ્ટે દાખે. ૧૦૮
ભોગવી તે સ્થળના ભોગ, ટાળે વળી આ ભવરૂપી રોગ;
જઇ પાછો વસે સ્વર્ગમોઝાર, કદી થયો હોય દુરાચારસંસ્કાર. ૧૦૯
તો અવરોહિણી ગતિએ કરી, નીચી નીચી યોનિ જાય ફરી;
અહો વિપ્રર્ષે મહાભાગ, કહ્યો પ્રાણીમરણતણો આ ભાગ. ૧૧૦
હવે આવે ગર્ભમાં કેઈ પેર, તે અમો ભાખું માધવની મે'ર;
ઇતિશ્રી માર્કંડેય મોઝાર, પિતાપુત્રસંવાદ કેરો સાર. ૧૧૧
નરકનિરૂપણ આ માંય, થાયે સંપૂર્ણ દશમોધ્યાય;
આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા મારૂં પ્રાકૃત. ૧૧૨
કવિઓ કે'શે આ શો ગર્વ, નથી ગર્વ સાંભળો સર્વ;
થયા પુરાણી મોંઘાડાટ ! તેથી મને થયો ઉચ્ચાટ ! ૧૧૩
હવે પ્રાગ્ દેખાડે વસમી વાટ, થયા બંધ સ્વર્ગનર્કના ઘાટ;
ત્યારે કર્યું પ્રાકૃત રૂપી વિમાન, જાણવા ન જોઇએ મહાન. ૧૧૪
બમણું શ્રોતાથી વક્તાને પુણ્ય, એવું શાસ્ત્રમાં કહ્યું મહામુન્ય !
વળી કરવા શ્રમ પુરાણીનો થોડો, મેં યથામતિ કથાભાગ જોડ્યો. ૧૧૫

## વલણ.

કથાભાગ આ યથામતિએ, જોડ્યો જેવી ગત્ય રે;
હવે પુરાણી ! પાધરૂં થાશે, મોટી રાખો મત્ય રે ! ૧૧૬

## કડવું ૩૩ મું.

## રાગ મેવાડો.

પુત્ર કે' સાંભળો હો, કહું કથા ગર્ભની;

---

૧૧૦ અવરોહિણી—નીચે ઉતરતી—હલકી પદવીને પામતી.

પવિત્ર થાવા ધારો હો, આ એક શલાકા દર્ભની. ૧
જીવનાક નરકથી છૂટે હો, કે જાય સ્ત્રીઆર્તવથકી;
પામે તેના બીજને હો, સિંચાય નરરેતે ટકી. ૨

## ઢાળની દેશીફેર.

નરરેતે ટકી રહી સિંચાયે, જીવ જાણો સર્વનો;
રે' આધિવ્યાધિ ઉપદ્રવે, ગુણ ગર્ભકેરા ગર્વનો. ૩
બીજ બંને કંઇ થયા વિણ, ઠરી રહેતાં ઠામમાં;
પછે એક રૂપે થાય તે, બને બુદબુદો મુકામમાં. ૪
બંધાય પેશી ત્યાર પૂઠે, તેમાં શું કહેલું તે કહું;
જેમ લઘુ બીજમાં વૃક્ષાદિકના, રહે અંકુર આદિ બહુ. ૫
તેમ દેહકેરા અવયવો, રહે પેશીમાં વશી;
તે માંયથી અંગ પંચની, યથા વિભાગ બાઝે દશી. ૬
એ વિધે ઉત્પન્ન થાયે, પંચ પેહેલાં અંગજે;
પછે નાક વદન ને કર્ણ થાતાં, વળી એવાં ઉપઅંગ જે. ૭
નખ ત્વચાને રોમ નીકળે, તે વધે ગર્ભની સાથમાં;
જેમ નારિયેલની સાથ વાધે, (તેનો) કોશ લઇ જુઓ હાથમાં. ૮

---

૧ શલાકા–સળી. તમે પવિત્ર થવાને આ એક દર્ભની સેર હાથમાં લ્યો. ગુરૂ પાસે જ્ઞાન સાંભળવા જતાં હાથમાં દર્ભ લેઇને જવું એવો શિષ્ટાચાર છે ! ૨ નાક–સ્વર્ગ. આર્તવથકી—આર્તવને માર્ગે. તેના–સ્ત્રીના. નરરેતે—(અથવા) નરના વીર્યદ્વારા. (રેત–વીર્ય).

૪ ગર્ભની ઉત્પત્તિ વર્ણે છે. બીજ બં૦—આરંભમાં બન્ને (સ્ત્રીઅને પુરૂષના) બીજ કંઈ થયાવીણ (પોતાની અસલ સ્થિતિમાં) ઠામમાં (ગર્ભાશયમાં) ઠરી રહેતાં. પછી તે એક રૂપે થાય—એકઠાં મળી જાય, અને તેજ મુકામમાં (સ્થાનમાં) બુદબુદો (પરપોટો) બને.

૫ પેશી–ગોળ લાંબો આકાર. ૬ દશી—છેડા. ૭ પંચ અંગ—માથું, બેહાથ અને બે પગ. ૮ કોશ–દોડો.

તેમ ગર્ભ કોશ વધે સદા, થાય જીવ મોટો જાણજો;
(હવે) કેઇ પેર રે' તે ઉદર માંહે, તેહ મનમાં આણજો. ૯
બે ઘુંટણ ગમ બે હાથ કેરી, હથેળિયો રાખી રે';
ઘુંટણતણા વિભાગ પર, અંગુષ્ઠકેરી સાખી દે. ૧૦
અંગુલિ ઘુંટણ અગ્રભાગે, ઘુંટણ પૃષ્ઠભાગે નેત્ર છે;
છે બે ઘુંટણ મધ્યે નાસિકા, જે કફાદિકનું ક્ષેત્ર છે. ૧૧
બે પાદ પાની કટિ ભાગે, માંસમાં છૂપી રહે;
બાહુ જંઘા બા'ર રે'તાં, વ્યાસમુનિ એવું કહે. ૧૨
એ પ્રકારે ઉદરે રહી, ગર્ભ મોટો થાય છે;
પશુ પ્રાણી ગર્ભ સ્થિતિ તે, રૂપ અનુસાર કે'વાય છે. ૧૩
ગર્ભાશયના અગ્નિએ, થાય કઠિન ગર્ભ અપાર રે;
જે ખાય માતા પીએ માતા, તેણે જીવે ગર્ભ તે વાર રે. ૧૪
તે ગર્ભાશય છે પિતા ! પુણ્યપાપકેરી ગત્ય રે;
તે ગર્ભકેરી નાભિ ઉપર, છે એક નલિકા સત્ય રે. ૧૫
તેવડે પોષણ થાય તેનું, કહ્યું એવું આગમે;
સ્ત્રીનું અન્ન પાચે જે વડે, તે છિદ્રથી ઉદરે શમે. ૧૬
ખાય પીએ નારી જે જે, તે ગર્ભઉદરે જાય છે;
તેવડે તન તૃપ્ત થાયે, વૃદ્ધિ આગમ ગાય છે. ૧૭
તે ઠામ ગર્ભ છે બ્રહ્મ રૂપે, જાણે ભૂતભવિષ્યવર્તમાન રે;
પછે પીડાતો નિર્વેદ પામે, મુખ વદે મહાજ્ઞાન રે. ૧૮
તે સ્મરણ કરતો એવુ નિત્યે, આ કષ્ટથી છૂટું હું યરે;
તો બીજી વાર ન આવું એમાં, વધુ ભાખું શું ય રે. ૧૯

---

૧૧ અગ્રભાગે—આગળ. પૃષ્ઠભાગે—પાછળ. ક્ષેત્ર—સ્થાન. ૧૫ નલિકા—નાળ. ૧૭ વૃદ્ધિ ઇ૦—અને વૃદ્ધિ પણ પામેછે એમ આગમ (વેદ) ગાય છે. ૧૮ નિર્વેદ—ગ્લાનિ—ઉદાસીનતા.

હું પુરૂષાર્થ એવો કરીશ નિશ્ચે, નવ આવવું પડે અહીં;
અનુભવેલાં દુઃખ ગાયે, મહાકષ્ટ પામી મનમાંહીં. ૨૦
દૈવબળથી કષ્ટ પડિયાં, તે સંભારે હરઘડી;
પછી ગર્ભમાંથી બા'ર નીસરે, જેને વાર નવ લાગે વડી. ૨૧
પણ પ્રાજાપત્ય પવનથી તે, પીડાયે છે અતિ ઘણો;
હૃદય દુઃખથી રડવા લાગે, સુણે દીનસ્વર સહુ તે તણો. ૨૨
જ્યાં ઉદરમાંથી બા'ર આવ્યો, કે થઇ મૂર્છના અવિચાર રે;
વળી વાયુ અડકયે બા'રનો તે, થયો સચેતન સાર રે. ૨૩
તે પછે પુરૂષની પ્રકૃતિ જે, વીંટી લે છે જાણિયે;
તેણે મોહિત થાયે જ્ઞાનભ્રમ થઈ, તેનું દુઃખ મન શું આણિયે. ૨૪
ગયું જ્ઞાન જ્યારે ત્યારે બાળક—ભાવ પામ્યો માનિયે;
પછે કુમાર ને યુવા થાતો, વધ્યો મોહ પ્રમાણિયે. ૨૫
વળી વૃદ્ધ થાયે શિથિલ ઇંદ્રી, મરે પાછો મૂઢ તે;
એમ જન્મ પામે મરે જન્મે, ઘટીયંત્રશો ઘટ ગૂઢ તે. ૨૬
કોઇ વાર સ્વર્ગે જાય પુણ્યે, કદી પડે પાપે નરકમાં;
કદી સ્વર્ગ નરક બેય સેવે, કદી ફૂરફૂડે તે ફૂડકમાં. ૨૭
કદી જન્મ લઇ આ લોકમાં, કર્મ કૂડાં ભોગવે;
કદી ભોગવતાં મૃત્યુ આવે, જે રહ્યાં તે જોગવે. ૨૮
તે શેષસહિતે સ્વર્ગમાંહે, જાય ચાલી આપથી;
કદી સ્વર્ગ નરકે શેષ રાખી, પડે પૃથ્વી માપથી. ૨૯
નારકીશને નરક કુંડે, નાખતા યમદૂત તો;

---

૨૨ પ્રાજાપત્ય પવનથી—ઉત્પત્તિ કરનાર વાયુથી. ૨૪ પ્રકૃતિ—માયા. ૨૬ ઘટીયંત્ર ઈ૦—ઘટીયંત્ર ( રેંટ ) ઉપરના ઘટ( ઘડા )ની પેઠે ગૂઢ થઇ રહેલો તે. ૨૯ શેષસહિતે—ભોગવતાં બાકી રહેલાં કર્મ સહિત.

મહાપુણ્યશાળી સ્વર્ગસુખ લે, ધરી વર તન નૂત તો. ૩૦
એ બેય પાપી ચક્ષ દેખે, સ્વર્ગ નરકનું સુખ જે;
કો કષ્ટ એથકી અધિક કંઇ છે, જુએ દુઃખિયો દુઃખ જે. ૩૧
સ્વર્ગમાં નથી દુઃખ એવું, માનશો નવ તાત જી;
ગયો સ્વર્ગ જ્યારથી જીવ, તેને દુઃખ છે એક વાત જી. ૩૨
હા સુકર્મકેરો ક્ષય થાશે, એટલે પડીશ પૃથ્વી હુંય રે;
એમ રાત્ર દિવસ કષ્ટ વન્હિ, દુઃખ દે કહું શુંય રે. ૩૩
વળી તે જોઇ નારકીશને વિચારે, શું કૂડાં કર્મે આ ગતિ !
રે પ્રભુ દુઃખ નવ દઇશ આવું, તું આપજે મહાસન્મતિ. ૩૪
એમ ચિંતાતુર નિશવાસર, રહે પ્રાણી સ્વર્ગનો;
વળી ગર્ભવાસે કૂડે આવે, જે જીવ વાશી અપવર્ગનો. ૩૫
યોનિ માર્ગે જન્મ થાતાં. દુઃખ કેવુ મહાન છે;
થઇ બાળક મૂગાપણું સેવે, કો' કંઇ વૃદ્ધપણામાં માન છે. ૩૬
તરૂણતામાં અતનુ ઇર્ષા, ક્રોધાદિથી દુઃખ થાય છે;
પછી વૃદ્ધતા એ ઠામ દુઃખનું, મર્ણે દુઃખ મોટા ગાય છે. ૩૭
તે પછે ખેંચાવું પડે છે, યમદૂતથી મહાનરકમાં;
વળી જન્મમરણ ને નરક જાગ્યે, ધ્રુજતો જીવ ધરકમાં. ૩૮
ઘટીયંત્ર જેવી જીવગતિ છે, માયાજન્યબંધનમાં પડી;
દિવારાત્રી ભટકાવતી તે, નહિ જંપ માનો અર્ધ ઘડી. ૩૯
બંધાય જાણ્યા છતાં પાછો, મૂઢ મમતાને ધરી;

---

૩૦ નારકીશને—નરકકુંડમાં પડવા યોગ્ય થયેલાને. વર—ઉત્તમ. તન—શરીર. નૂત—નવીન. ૩૫ નિશવાસર—રાત દહાડો. ૩૭ અતનુ—કામ. ૩૯ માયાજન્યબંધનમાં—માયાથી ઉપજેલા બંધનમાં. દિવારાત્રી—રાત દિવસ.

છે સંસારસાગર દુઃખકારી, મેં સુખ નવ દીઠું જરી. ૪૦
માટે મોક્ષ અર્થે વેદત્રયીનું, કહો સાધન શો કરૂં ?
હે પિતા ! ગતિ પુરાણીકેરી, કહો કેઇ વિધ આચરૂં ? ૪૧
કે'વું જૂદું કરવું જૂદું, વળી ધરવું જૂદું મનમાં;
હે પિતા વળી વળી હું ય માગું, ન દઇશ જન્મ એ જનમાં. ૪૨
ઇતિશ્રીમાર્કંડેય પુરાણે, પિતા પુત્ર સંવાદે કરી;
એકાદશમો અધ્યાય પૂરો, થયો બોલો શ્રીહરિ. ૪૩

## વલણ.

શ્રીહરિ બોલો સર્વ કોઇ, ટળે ગર્ભવાસનું કષ્ટ રે;
વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, છે મિથ્યા પુરાણીસૃષ્ટ રે. ૪૪

## કડવું ૩૪ મું.

## રાગ સામેરીની ચાલ લેકેકણી.

પિતા કે' સુણો સુત મારા રે, સુણ્યા જ્ઞાનદાનના શબ્દ સારા રે;
જ્ઞાનદાનનો આશ્રય કરતા રે, તેહ સંસારસાગર તરતા રે. ૧
એહ વર્ણવ્યો મોટો તેં રસ્તો રે, થાશે અધિકારીને શસ્તો રે;
તેં રૈરવ નરકનું વર્ણન કીધું રે, તેવાં સાથે બીજાનું નામ દીધું રે. ૨

---

૪૧ પુરાણીકેરી ગતિ-( ૪૨ મી કડીમાં કહેશે તેવી ). ૪૨ પુરાણીઓ પુરાણ વાંચે છે પણ તેવું આચરણ નથી રાખતા તે વિષે કહે છે: કે'વું ઇ૦—૨૫૮ છે. " मनश्चान्यद्वचनश्चान्यत्कार्यंचान्यदुरात्मनाम्—દુષ્ટ પુરૂષોના મનમાં કાંઇક હોય છે, મોઢે કાંઇક બીજું બોલે છે અને આચરે છે કોઇ જૂદીજ રીતે. " ( હિતોપદેશ ). એ જનમાં-એવા દુષ્ટ પુરૂષોમાં.

૪૪ છે ઇ૦—પુરાણીની સૃષ્ટિ ( અર્થાત્ સમાજ ) પણ મિથ્યા છે ! અથવા પુરાણીએ કરેલા પ્રપંચ. ૨ અધિકારીને-યોગ્યતાવાળાને.

તે સર્વ નરકનાં કે' મુને નામ રે, કેવાં તેનાં કે' વિસ્તારી કામ રે;
જેમાં જવું તે જાણવી વાત રે, જાણ્યા પછી થાય તો કરવી મા'ત રે. ૩
પુત્ર કે' સુણો પિતા મારા રે, કહ્યો નર્ક રૈરવ મેં અવિધારા રે;
હવાં મહારૈરવ નામા કહું નર્ક રે, વર્ણવતાં કાંઇ ન રાખું ફર્ક રે. ૪
મહારૈરવમાં બાર સહસ્ર યોજન રે, છે તામ્રપૃથ્વી હે મુનિજન રે;
તેની નીચે તાપ તપાવ્યો છે પૂરો રે, દર્શનસ્પર્શને થાય અંગ ચૂરો રે. ૫
ભાસે મહાભયાનક ભોમ રે, જાતાં બળે શત યોજનથી રોમ રે;
તેવી પૃથ્વીમાં યમના દૂતો રે, મૂકે બાંધી રૂંધી હું પણ હુતો રે. ૬
ગોઠિમડાં ખાતો ગરબડે પ્રાણી રે, તેને આવી પડે પીડા અજાણી રે;
નીકળે ઓલામાંથી જે વારે રે, પ્રકટ્યો પ્રજ્વલિત ચૂલો જુએ ત્યારે રે. ૭
કાક બક ઉલૂક વરૂં વીંછી રે, કરડે મત્સર ઉરાડે કો પીંછી રે?
કોચે ગીધ ચચુંવડે ત્યાંહી રે, તાણાતાણ કરે માંહોમાંહી રે. ૮
મહા રૈરવાગ્નિથી પીડાતો પ્રાણી રે, આકુળ વ્યાકુળ થઇ રડેતાણી રે;
હા પિતા ! હા માતા ! ભાઇ ! રે, આવો આવો અહીં કોઇ ધાઇ રે. ૯
એમ ઉચરી શાંતિ ન પામે રે, દશ ક્રોડ વર્ષે એ દુ:ખ વામે રે;
પાપાચારીની ગતિ એવી રે, કહી મહારૈરવમાં થાય જેવી રે. ૧૦
હવે તમ નામ નરક કહું હુંય રે, જે છે શીતળ કહું રૂપ શુંય રે;
તે મહારૈરવ જેટલું જાણો રે, તે અંધકારવાળું પ્રમાણો રે. ૧૧
દારૂણ અંધકાર ને શીતથી દુખી રે, દોડાદોડ કરતાં થાય ન સુખી રે;
પરસ્પર ભેટી કરે સમાશ્રય રે, ટાઢે દાંત ભાગે લાગે મહાભય રે. ૧૨
ત્યાં ભૂખ તૃષા ઉપજે બલિષ્ટા રે, મહા ઉપદ્રવે સાંભરે ન ઇષ્ટ રે;

---

૩ મા'ત કરવી—જય મેળવવો. ૫ તામ્રપૃથ્વી-ત્રાંબાની ભૂમિ. ૬ હું હ૦—મેં પણ તે દુ:ખ ભોગવ્યું છે. ૧૨ સમાશ્રય-એક બીજાનો આશ્રય.

વાયુવહને ઠરી જાય પાણી રે, ગળે હીમાળે ઘણા પ્રાણી રે. ૧૩
ત્યાંનો વાયુ વાયે મહા ઘોર રે, ભાગે હાડ પાંસળાં તોડે તોર રે;
તેમાંથી નીકળે મજ્જા શોણિત રે, ખાય ક્ષુધારથી ધરી મા'મીત રે. ૧૪
છે નારકીશકેરૂં ભોજન એવું રે, ભમે તે અંધારે કે'વું કેવું રે;
આટે પશુ જ્યમ એકમેક રે, તેવો અંધકાર ધરે વિવેક રે. ૧૫
હે દ્વિજસત્તમ ! સુણો આપ રે, પાપક્ષય સુધી એવો તાપ રે;
હવે નિકૃંતન નામ નરક રે, છે એથી મોટો ગુણનિધિ અરક રે. ૧૬
તેમાં નિરંતર વાગી રે' હાક રે, ફર્યા કરે કુલાલ જેવા ચાક રે;
તેના પર મૂકે પાપી નરને રે, કાળસૂત્રે કાપે તેના ધરને રે. ૧૭
યમદૂત કાળસૂત્રવડે કેમ રે, કાપે કુંભાર કાપે તેમ રે;
મૃતિકાનો પિંડ મૂકી ચાક ઉપર રે, કાપી કાપી ભાજન લે નીડર રે. ૧૮
તેમ યમદૂત કાળસૂત્રવતી રે, કાપે નખશિખથી મૂઢમતિ રે;
જેમ જેમ કાપે કરોડો વાર રે, તેમ તેમ થાય નિર્મ્યો દેહ તૈયાર રે. ૧૯
દુઃખી જીવિતનો હોય ન નાશ રે, કાં કે લાગ્યા કર્મતણા કૂડા પાશ રે;
એ રીતે નિકૃંતનમાં દુઃખ પામે રે, પાપક્ષય સુધી દુઃખ ન શામે રે. ૨૦
એ પછી અપ્રતિષ્ઠ નામે નરક રે, ભાખું મારે મુખે ન રાખું ફરક રે;
તેમાં રહે નારકીશ મહાપાપી રે, લે દુઃખ અનુભવને મન માપી રે. ૨૧
જે ચક્ર નિકૃંતનમાં હતાં રે, તે ચક્ર આ નરકે વગુતાં રે;
તેમાં વિશેષ એ પિતા જાણો રે, બાજુએ જળ રેંટ જેવો પ્રમાણો રે. ૨૨
એ છે પાપી કર્મીના અઘ હેતુ રે, છે પુણ્યશાળીને પાંશરી સેતુ રે;
તે ચક્રમાં રાખી ભમાવે પાપી રે, જુએ વારે વારે જમડા કાપી રે. ૨૩
નવ અટકવા દે દૂત રે, શું કરે ત્યાં હોય શાણો સૂત રે;

---

૧૭ કુલાલ–કુભાર. ધરને–ધડને. ૧૮ ભાજન–વાસણ. ૨૨ વગુતાં–કામે વળગ્યાં. અથવા, તે ચક્ર તો આ તરફે ફજેતી પામે—કાંઇ હિસાબમાં નહિ. ૨૪ સૂત—સૂતપુરાણી જેવો પુરાણી.

રેંટનાં લોટા પેઠે કોક બાંધ્યા રે, સાંધે સાંધો જોઇને સાંધ્યા રે. ૨૪
જેમ ભરાય ઠલવાય ઘડવાં રે, તેવાં થાય અંગ અકર્મીનાં અડવાં રે;
રૂધિર વમન કરતા જાય હેઠળ રે, આવે ઉપર તળે કરે મહાબળ રે. ૨૫
એમ ફરતાં ફરતાં આંતરડાં રે, આવે મુખદ્વારા તૂટયાં તતરડયાં રે;
ચાલે અશ્રુના રેલા આંખે રે, સુખ સ્વપ્નુ નવ તહીં ઝાંખે રે. ૨૬
એમ દુઃખ ભોગવે અવધિ સુધી રે, તોય નવ ચેતી ચાલે બુંધી રે;
પછે નરક અસિપત્ર વન રે, છે તે સાંભળો ધરી મન રે. ૨૭
છે એક સહસ્ર યોજન આધી રે, રહે અંગારે ભૂમિ જાગી રે;
તેના પર તરણિનાં પડે કિરણ રે, તે તીવ્રતાપે તપી ઉઠે મા'રણ રે. ૨૮
તેમાં પડે નારકીશ આવી આવી રે, હવાં મધ્યભાગે ભૂમિ કેવી કા'વી રે;
શીતળ સ્નિગ્ધપત્રવાળું એક વન રે, છે પત્ર ખડ્ગ જશાં મુનિર્જન રે. ૨૯
જ્યારે વાયે વાયુ મહાજોરે રે, ત્યારે પડી પત્ર તે તન તોડે રે;
ત્યાં વસે શ્વાન ભયાનક જાણ રે, મોટાં મુખ વ્યાઘ્ર જશાં પ્રમાણ રે. ૩૦
લાંબી દાઢને પો'ળાં મુખ રે, થાયે ફરતાં જોઈ જેને દુઃખ રે;
બળે દવ પૃથ્વી ઉપર પૂર રે, દાઝી ઉડે જીવ શું આકનું તૂર રે. ૩૧
કરે પગ ઉંચા નીચા મહાદુઃખે રે, પીડિત થઇ તૃષાએ પોકારે મુખે રે;
સંભારે માબાપ કરી આક્રંદ રે, જેણે અહીં જાણ્યા નહિ ગોવિંદ રે. ૩૨
ખોળે ત્યાં છાંયડો બેસવા માટે રે, આવે અસિપત્ર કેરા ઘાટે રે;
ત્યાં અસિપત્ર પાડવાવાળો રે, વાયે મહાવાયુ કરાળો રે. ૩૩
તેથી લઇ વિશ્રાંતિ બેઠા જેહ રે, પડે પત્ર તેનાપર તેહ રે;
તેણે કપાય અંગ ઉપાંગ રે, નાસે જંતુ થઇ મહારાંક રે. ૩૪
તે નરકે નથી બીજી જાગ રે, તપી પૃથ્વી સળગી આગ્ય રે;

---

૨૮ તરણિનાં—સૂર્યનાં. ૨૯ સ્નિગ્ધ— ચીકણાં.

ળકે ચક્ષુઃશ્રવાની જીંહા જેવી રે, અગ્નિ જ્વાળની જીંહા તેવી રે. ૩૫
એવી જીભ માંહે પડે જઇ પ્રાણી રે, તેને ફાડી ખાયે કૂતરા તાણી રે;
ત્યારે રડે પોકે પોકે તેહ રે, એવાં કષ્ટે કષ્ટાયે દેહ રે. ૩૬
હે પિતા અસિપત્ર વન ભાખ્યું રે, એમાં અધૂરૂં કંઇ નથી રાખ્યું રે;
હવે એથી મહાભયંકર જેહ રે, તપ્તકુંભ નામે નરક કહું તેહ રે. ૩૭
તેની આસ પાસે વીંટાયો અગ્નિ રે, લોહરજ ઉકળે જથા જદ્દની રે;
તે રજ ઉકાળવાને ગોળે રે, તૈલ તપાવી રાખ્યું પોલે રે. ૩૮
તેમાં નાખે પાપી યમદાસ રે, ટાંગે ઉંધે માથે પ્યાયે ત્રાસ રે;
માંહી ઉકાળી ઉછાળે લાવે રે, થાય ફોલ્લા તે દુઃખ ઉપજાવે રે. ૩૯
પછે ફૂટે ફોલ્લા એકી વારે રે, વહે જળ મજ્જા એકી ધારે રે;
તેથી થાય વ્યાપ્ત અંગ અનેરાં રે, ત્યાં ગીધ ટોળાં ઉડતાં હેર્યાં રે. ૪૦
તે ચીરી ખાવા લઈ જાય પ્રાણી રે, નાખે પાછા અગ્નિમાં આણી રે;
તેથી ફૂટે નેત્ર કપાળ ને હાડ રે, પછે પીલે ઘાણી ચઢાવે તાડ રે. ૪૧
થાય ઘાણીમાં એકાકાર રે, શિર સ્નાયુ માંસ ત્વચા નિરધાર રે;
એવું અંગ થાય પ્રવાહી જ્યારે રે, કરે ઘટ્ટ તેને યમદુત ત્યારે રે. ૪૨
પછે કરી તૈલપરીક્ષા જુવે રે, બુદબુદાએ સંશય ખુવે રે;
પછે તેમાં તળે પાપાચારી રે, એ તપ્ત કુંભની કથા વિસ્તારી રે. ૪૩
વળી હું મારી કે'વી કા'ણી રે, લેજો પિતાશ્રી તમે જાણી રે;
થઇ મનસા પુરાણીની પૂરી રે, તોય કહી ન કથા માધુરી રે. ૪૪

---

૩૫ ચક્ષુઃશ્રવા—સર્પ. ૩૮ જદ્દની—મારવાનું એક હથિયાર—મારી નાખનારી. ૪૩ બુદબુદા ઈ૦—તેલ તપ્યું છે કે નહિ એવો સંશય તેમાં થતા બુદબુદા ( પરપોટા )થી ખુવે છે. અર્થાત્ પરપોટા થતા ઉકળતા તેલમાં તેને નાખે છે. ૪૪ મનસા-ઈચ્છા. પૂરી થઇ ( આ નરકની વાત જાણીને ).અથવા

શું છે આપણે તેથી કામ રે, ભજવા એક ચિત્તે શ્રીરામ રે;
ઇતિશ્રી માર્કંડેયપુરાણે રે, પિતાપુત્રસંવાદ પ્રમાણે રે. ૪૫
મહારૌરવાદિક નરકાખ્યાન રે, સુણે ભણે તે થાય મહાન રે;

## વલણ.

મહાન થાયે સર્વ જાણી, ચેતી આલે ચિત્ત રે;
જન પ્રેમાનંદ નામ મિથ્યા, છે મિથ્યા પુરાણી વિત્ત રે. ૪૬

## કડવું ૩૫ મું.

## રાગ ગોડી.

પુત્ર કે' સુણો મારા તાત, ગયા મારા સાત જન્મ પશ્ચાત;
હું થયો વૈશ્યકુળે ઉત્પન્ન, કર્યું ત્યાં મેં સુરભિરોધનું મન. ૧

## ઢાળ.

સુરભિરોધનું મન કર્યું મેં, પિતા કહું સુણો તેની વાત;
મેં જળપાન કરંતી ગાયો વાળી, કર્મવિપાકે થઇ દુઃખરાત. ૨
દારૂણ નરકે જઇ પડ્યો હું, જ્યાં અગ્નિજ્વાળ ભયંકર હોય;
વળી લોહની ચંચુવાળા દ્વિજથી, સમાકુલ તે ભૂમિ સોય. ૩

---

પુરાણીની ( વિત્ત સંબંધી ) મનસા પૂરી થતા છતાં પણ તે અધુરી કથા કહેતા નથી.

૪૬ છે ઈ૦—પુરાણીઓનું વિત્ત ( વિદ્યાદિ સામર્થ્ય કે ધન ) પણ મિથ્યા છે.

૧ પશ્ચાત–પાછળના. આ જન્મથી પાછલા સાતમા જન્મમાં. સુરભિરોધ–ગાયોને આંતરી રાખવી. ૩ સમાકુલ–વ્યાપ્ત.

જ્યાં ઘાલી ઘાણી માંહી શરીરને, પીલે ચાલે રક્તપ્રવાહ;
તેના કર્દમે બેસાડે મુનિ, કુકર્મી કેરો જાણી રાહ. ૪
થાય કુલાહલ નાખે પ્રાણી, નરકવિષે જેવે મહામુન્ય;
તે સર્વ સુણી સો વર્ષ રહ્યો હું, કાંઇ ન અવધિ ધારો ન્યૂન. ૫
સંતપ્ત મહાતાપની પીડા, દાહસહિત તૃષાળુ દેહ;
તપ્તપુલિનતરવેણીતટમાં, નાખ્યો કુંભે નિઃસંદેહ. ૬
એવે દુઃખે આવી પડેલો, એવે વાયો શીત પવન;
વળી એકાએક રત્નરૂપ નર, આવી ઉભો મોટમ મન. ૭
તે નરકેરા આગમથી મુનિ, નારકીશની ગઇ પીડાય;
હું પણ સ્વર્ગસમા સુખ માંહે, આવી પડિયો મુનિરાય. ૮
યાતનાકષ્ટે ફૂટાયલાને, એકાએકે આ શું સુખ;
એમ વિચારી ઉંચું જોયું, થયું અવનવું ગયું ક્યાં દુઃખ ! ૯
એવે નિકટે નરવર જોયો, રત્ન સમાને જેનું રૂપ;
તેની પાસે વજ્રકાયનો, ઉભો દૂત મહાકુરૂપ. ૧૦
દંડ હસ્તમાં ઝાલી કે'તો, આ મગ આ મગ આવો દેવ;
એ સર્વે મેં જાતે જોયું, કરી સુકર્મની સારી સેવ. ૧૧
નરક પડેલા નરઆદિક કે', ક્ષણ ઊભા રો' ભારે ભૂપ;
આપ અંગના સ્પર્શી વાયુથી, સહુ થઇએ સુખમાં તદ્રૂપ. ૧૨
દયા કરી તે વેણ સુણીને, બેઠો ત્યાં તે મતિમાન;
સહસ્રધા સંયુક્ત યાતના–કેરા કષ્ટનું સુણવા ગાન. ૧૩

---

૪ કર્દમે—કાદવમાં. રાહ—રસ્તો. ૫ અવધિ— છેડો. ૬ તૃષાળુ –તરસ્યો. તપ્ત ૪૦–તપ્ત ( તપેલા ) પુલિન( ભાઠાની રેતી )વાળા તરવેણી ( ત્રણ નદીઓના સમાગમ )ના તટમાં. ૯ યાતનાકષ્ટે—નરક પીડાના દુઃખથી. ૧૧ આ મગ–આ માર્ગે–આ પાસે. ૧૩ સહસ્રધા—હજાર પ્રકારે. —સંયુક્ત–એકઠી મળેલી.

પછે તેણે મહા કૃપા કરીને, પૂછ્યું યમદૂતોને આમ;
મેં શું પાપ કર્યું કે આવ્યો, નરક નિકટે નોખે નામ? ૧૪
ફળ દુષ્કર્મ કર્મ ક્યાનું, કહો તેહ મુજને સહુ વાત;
(હું) વિદેહ જનપદ જનક કુળનો, વિપશ્ચિત નૃપ છું પ્રખ્યાત. ૧૫
રૂડે પ્રકારે પુરૂષો પાળ્યા, પદ્મિનીકેરી કરી મેં વાર;
ધર્મનૃપશા મનુએ કર્યું જેમ, તેમ કર્યું મેં રક્ષણ સાર. ૧૬
કરી સુખી મેં સર્વ પ્રજાને, કરી યજ્ઞ સંતોષ્યા દેવ;
ધર્મવડે ધરણી મેં પાળી, નથી રણ મૂકી નાઠો એવ. ૧૭
અતિથિ નિર્મુખ નવ વાળ્યો કોઇ, મારે ઘેરથી જાણો દૂત;
પિતૃ દેવ ઋષિ પરિજન પોષ્યા, કરી પૂજા મેં ભૈરવ ભૂત. ૧૮
પરસ્ત્રી પરધન મેં નવ વાંચ્છયાં, વળી કહું સુણ્ય મારી વાત;
(જેમ) સુરભિ જળને સ્થાનક જાયે, જળ પીવા થાય પરભાત ૧૯
તેમ પર્વણિ તિથિકાળમાં, સુરપિતૃ આવે નરગેહ;
તેહ વિમુખ થઇ પાછા જાયે, તો થાયે નિર્બળ નરદેહ. ૨૦
યજ્ઞ કરેલા થાય અફળ સહુ, વાપી કૂપ કર્યા જાય વ્યર્થ;
એમ સર્વ ધર્મનો ન્હાસ થાયછે, જાયે ગાંઠે હોયે ગર્થ. ૨૧
નિઃશ્વાસ નાખી જો જાય પિતૃ તો, સાત જન્મનાં જાયે પુણ્ય;
સુરનિઃશ્વાસે ત્રણ જન્મનાં, થાયે પુણ્ય કર્યા જે શૂન્ય. ૨૨
એવું જાણી હું દેવકાર્યમાં, રહ્યો સદાએ સાવધ માન;
પિતૃકાર્યમાં તત્પર આ તન, રહ્યું નિરંતર કરી સન્માન. ૨૩
તો કયી પેરે દારૂણ નરકે, થયો પ્રાપ્ત હું હે યમદૂત!
નથી કવિરવિશા નિંદ્યા કદીએ, આ શું મિથ્યાટીખળ તૂત!! ૨૪

---

૧૫ જનપદ—દેશ. વિપશ્ચિત્—એ નામનો રાજા. ૧૬ ધર્મનૃપશા—ધર્મરાજાના જેવા (મનુ). ૧૮ પરિજન—પોષ્યવર્ગ. ૨૦ નરગેહ—મનુષ્યને ઘેર. ૨૧ વાપી—વાવ્ય. ન્હાસ-કમીપણું

જૂઠા બોલા જોઇ પુરાણી, કે વેદાંતી શાસ્ત્રી અજાણ;
સ્વભાષાવર્ધકનિંદકનો, કાઢ્યો છે મેં કચરઘાણ!! ૨૫
શીખ્યા થોડું કરી કે' મોટું, એવા નાં મેં કાપ્યાં નાક;
નાસ્તિક જનનું નામ ન રાખ્યું, વજાડી નિગમધર્મની હાક. ૨૬
પિતા કહે તવ દૂત શું બોલ્યો, તે સુણવા ઇચ્છા થાય;
ઇતિશ્રી માર્કંડેયપુરાણે, પૂર્ણ થયો તેરમો અધ્યાય. ૨૭

## વલણ

તેરમો અધ્યાય પૂરો થયો, રીઝો પુરાણી રાજ રે!
પ્રાકૃત કથા કરો માની દ્વિજનું, સુધરે સઘળાં કાજ રે!! ૨૮

## કડવું ૩૬ મું.

## રાગ ધનાશ્રી ચાલપેર.

પુત્રકે'તે મોટા પુરૂષે પૂછ્યું, સર્વ સુણતાં આવું જી;
તે ભયંકર યમદૂત છતાં બોલ્યો, મધુર વેણ મન ભાવ્યું જી. ૧
યમસેવક કે' રાજ મહારાજા, તમે સર્વ ભાખ્યા સત્ય જી;
સંશય નહિ તિલમાત્ર એ માંહે, તમે પાવન કીધાં અત્ય જી. ૨
પણ કિંચિતમાત્ર કંઇ પાપ કર્યું તે, હું સંભારી આપું જી;
વિદર્ભનૃપ પુત્રી પીવરી નામે, તે તમ પત્નીનું આપ્યું ન દાપું જી. ૩
ઋતુમતી મતિશાલી હતી તેનો, ઋતુકાળ મિથ્યા કીધો જી;
વરાંગી કૈકેયીની આસક્તિથી, ઋતુવાળીને ભોગ ન દીધો જી. ૪

---

૨૫ સ્વભાષાવર્ધકનિંદક—પોતાની ભાષાની વૃદ્ધિ કરનારની નિંદા કરનારનો. ૨૮ દ્વિજનું— પ્રેમાનંદનું. ૪ વરાંગી— ઉત્તમ અંગવાળી.

તે પાપે આ ભયાનક નરકે, આવી પહોચ્યા તમે રાજ જી;
સ્વસ્ત્રી સમીપ ઋતુસ્નાત લહી, જે ન કરે સમાગમ કાજ જી. ૫
તે મા'ગર્ભ હત્યારો થાયે, તૂટે તેના પુણ્યની પાજ જી;
હું કહું તે સત્ય સહુ માનો, રખે કંઇ સંશય કરતા આજ જી. ૬
હોમ સમયે હોમાગ્નિ રાખે, આજ્યાહુતિની આશ જી;
તેમ ઋતુકાળે બીજપાત પ્રજાપતિ, ન થાયે થાય નિરાશ જી. ૭
એ મર્યાદા જેહ ઉલ્લંઘે, થઇ ધર્માત્મા કામાસક્ત જી;
તે પિતૃઋણનું પાપ લે પાપી, પડી નરકમાં વ્યક્ત જી. ૮
અહો પૃથ્વીપતિ એટલું દુષ્કૃત, પાપકેરૂં પિછાનો જી;
હવાં પુણ્ય ભોગવવા અર્થે, ચાલો સાચું માનો જી. ૯
તે સાંભળી જનકનૃપ બોલ્યો, અનુકંપાએ આમ જી;
ઇચ્છિત સ્થળે આવું અનુચર હું, તું કરચ કંઇ મારૂં કામ જી. ૧૦
કિંચાક પ્રશ્ન હું તુંને પૂછું, તેના ઉત્તર દીજે જી;
કઠિન ચંચુએ નેત્ર વાણસાડી, આ કાક ઊભા રીઝે જી. ૧૧
જેમ જેમ ચક્ષુ ફાડી નાખે, તેમ તેમ થાયે નવાં જી;
તેવી રસના ખેંચી નવી થાતી, તેનાં નિંદિત પાપ શાં હવાં જી. ૧૨
વે'રી વે'રી આ નરને દુઃખ દે, તે કયા કારણ માટે જી;
તપ્તકુંભમાં તેલ પૂરી પચવે, તપવે રેતીએ શાસાટે જી. ૧૩
લોહવદન આ દ્વિજ પુરૂષને, ચંચુપ્રહારે ખેંચે જી;

---

૫ ઋતુસ્નાત—ઋતુ પ્રાપ્ત થયા પછી સ્નાન કરી શુદ્ધ થયેલી. ૭ આજ્યાહુતિની—ઘીની આહુતીની. તેમ ઈ૦—તેમ ઋતુકાળે બીજ—પાત ન થાય તો પ્રજાપતિ નિરાશ થાય, એ અન્વય. ૮ વ્યક્ત—સ્પષ્ટ. ૧૦ અનુકંપા—દયા.

કયાં પાપ કર્યા એ પ્રાણી, પક્ષી માંહોમાંય વેંચે જી. ૧૪
વિહંગમવર અંગના ત્રોડે, રે રે ! સાંધે સાંધા જી;
ધંધમાં ધાચે અંધ બની દ્વિજ, ત્રોડવા સ્નાયુ બાંધા જી. ૧૫
રીર નાખે મહાપીડ શરીરથી, તોય પક્ષી ચંચુએ ચીરે જી;
રાતદિવસ એવી રઢ લાગી, નવ પ્રહાર કરે કદી ધીરે જી. ૧૬
શાં કુકર્મ કર્યાં એ પ્રાણી, વળી ભોગવે યાતના બીજી જી;
તે સર્વનાં પાપ કહી હુંને દાખો, હે યમના દૂત રીઝી જી. ૧૭
યમકિંકર કે' હે નૃપ મોટા, જે પૂછયો પાપકર્મવિપાક જી;
તે જેમ છે તેમ હું ભાખું, કયમ નર વિમુખ થાય નાક જી. ૧૮
ભોગવે પાપપુણ્ય અનુક્રમ, પછે થાય ઉભયનો નાશ જી;
પુણ્યપાપ એ ભોગવ્યે છૂટકો, ધરે હર્ષ કે રે' ઉદાસ જી. ૧૯
કર્મક્ષય છે ભોગવ્યે નિશ્ચે, પાપપુણ્ય ભોગક્ષય કેમ જી;
તે હું કહું તે સાંભળો રાજા, તજી અંતર્ગત વે'મ જી. ૨૦
દુષ્કાળ ભોગ કર્યાથી થાયે, દુષ્કાળફળદા કર્મ ક્ષય જી;
જેમ ભય અનુભવથી ભયફળદાયી, થાય છે કર્મનો વ્યય જી. ૨૧
કલેશતણી રીત એ વિધિ જાણો, હવે કર્મની વિધિ ભાખું જી;
કર્મબંધને જીવ નાના પ્રકારની, પામે ગતિ તે દાખું જી. ૨૨
મૃત્યુ પમાડવા રૂપી ગતિ કર્મ, તેથકી મૃત્યુ થાયે જી;
પાપીજન અકર્માગતિને, અહોરાત્ર ઊભો ગાયે જી. ૨૩
શ્રદ્ધાળુ શાંત ઉદાર સુકર્મી, આમોદફળદાયી કર્મ કરતા જી;

---

૧૪ દ્વિજ–પક્ષી. ૧૮ કયમ ઇ૦— નરનાક ( સ્વર્ગ )થી વિમુખ કેમ થાય છે તે જેમ છે તેમ ( યથાર્થ ) ભાખું. ૨૦ પાપ ઇ૦–પાપ અને પુણ્યનો ભોગવડે કેમક્ષય થાય છે તે હું કહું. ૨૧ વ્યય–નાશ. ૨૩ અકર્માગતિને —દરિદ્રતા રૂપ ગતિને.

તેવડે તે તેહજ પામે, વળી સ્વર્ગી સ્વર્ગને ધરતા જી. ૨૪
સુખ ફળદાતા સુખને પામે, હવે કહું પાપની પેર જી;
વિકટ માર્ગમાં અજગર હાથી, પામે દુષ્કર્મ કેરી મેરજી. ૨૫
ચક્ષુ:શ્રવા ને ચોરનો ભય જ્યાં, એવાં પાપી સ્થાનક પામે જી;
આનંદ ઉત્સવે જાય પુણ્યશાળી, સુખી વને સુખ કામે જી. ૨૬
સુગંધિક સુમનની માળા, હોંસે હૈડે નાખી જી;
વારૂ વસન ધારી સર્વાંગે, વર વાહનની સોઇ દાખી જી. ૨૭
મુખ માગ્યાં ભોજન તે પામે, કરે સ્તુતિ બંદી ભાટ જી;
પુરૂષનાં પુણ્યપાપ પિછાનો, સંચાયલા મહાઘાટજી. ૨૮
તે કોટિ મહાકોટિ જન્મ સુધી, છે સુખદુઃખ અંકુર જી;
જેમ બીજ અંકુર ફૂટી દ્રુમ થવાને, છે જળકેરી જરૂર જી. ૨૯
તેમ પુણ્યપાપ રૂપી અંકુર ફૂટે, સુખદુઃખરૂપ દ્રુમને માટે જી;
દેશકાલાદિક અક્રિય તદપિ, ( તોય ) કામ તેનું શિર સાટે જી. ૩૦
દુષ્કર્મ કર્મ કર્યું રજ કોઇએ, તેથી દેશકાળાદિએ પડે પગ જી;
રહ્યો પાપકર્મ કંટક કર્દમે લપાઇ, તે વીંધે પગની રગ જી. ૩૧
જો બૃહત્ પાપ હોયે તો માનો, લાગે શૂલ કે શંકુ અંગે જી;
તે પીડા જેવી થાય મા'પીડા, આવી પડે કષ્ટ ઉમંગે જી. ૩૨
વળી શિરશૂલ દુ:સહ દુ:ખદાયી, દુષ્ટ કર્મથી થાય જી;
સંચિત ફળ દેવાને યોગે, કયહાં સુધી તે જાય જી. ૩૩
અરૂચિ ભોજન શીત ઉષ્ણ શ્રમ, તાપ હેતુ લઇ સાથે જી;

---

૨૪ આમોદફળદાયી—હર્ષ રૂપ ફળને આપનારા. ૨૬ ચક્ષુ:શ્રવા—સાપ. ૨૭ સુમન—પુષ્પ.

૩૦ દેશ ઇ૦—દેશ અને કાળ વગેરે જો કે અક્રિય ( ક્રિયા વિનાના ) છે તથાપિ તેનું કામ શિર સાટે છે—તે સુખદુઃખફળ આપવામાં અસર કરે છે. ૩૧ દુષ્કર્મ કર્મ—પાપ કર્મ. ૩૨ બૃહત્—મોટું. શંકુ—ખીલો.

પાપસંતાપકારી સ્વયસાથે, નાખે એકમેકની ઇચ્છા માથે જી. ૩૪
એ રીતે મહાપાપ ધરે છે, મોટા રોગાદિકની અવક્રિયા જી;
વળી બૃહત્ પાપ શસ્ત્રઘાતમાં, ભાખું પ્રવર્તે ક્રિયા જી. ૩૫
વન્હિકષ્ટની પીડા દે વળી, દે બંધનાદિક મહા દુઃખ જી;
હવાં થોડું પુણ્ય ત્યાં શું શું આપે, તેહ ઉચારૂં સુખ જી. ૩૬
સુસ્પર્શ સુગંધ સુરવ સુરસ, આપે સુરૂપ હેલામાં જી;
રજનું ગજ ન થાય કદાપિ, મૂર્ખ હોય તે કે' મેળામાં જી. ૩૭
મહાપુણ્ય સુખકર ગંધાદિ, વિષયનું સુખ આપે જી;
દેશકાળાદિકે પ્રાપ્ત થયેલું તે, મા'કાય માપને માપે જી. ૩૮
એ પ્રકારે અસંખ્ય જન્મે કર્યાં, જે જે પુણ્ય ને પાપો જી;
તેણે ઉપજેલાં સુખાદિ ભોગવી, સહે પ્રાણી સુખસંતાપો જી. ૩૯
જાતિ વ્યક્તિ દેશ વિરૂદ્ધ જ્ઞાને, કે અજ્ઞાને કર્યાં કર્મ જી;
તે ટેટામાં ટીશીવત રે'તાં, આત્મામાં અંકુર ધર્મ જી. ૪૦
કોઇ મનુષ્ય કોઇ કામમાં, કે કોઇ સ્થળમાં જાણો જી;
તન મન વાણી વડે કરે નિશ્ચે, પુણ્યપાપ કર્મ પ્રમાણો જી. ૪૧
ખાધાથી ભોજ્ય પદાર્થનો ક્ષય, તેમ ચિત્તવિક્રિયા કરનારૂં જી;
અતિ કે સૂક્ષ્મ દુઃખસુખ જે છે, તેહ પાણી ધરનારૂં જી. ૪૨
તેમાં પણ સુખ દુઃખ ઉપભોગે, પુણ્ય કે પાપ પિછાનો જી;
કે ઉભયથી એકનો ક્ષય છે, જનક જરૂરે જાણો જી. ૪૩

---

૩૫ અવક્રિયા— વિક્રિયા— વિકાર. વળી ઇ૦—વળી મોટાં પાપ શસ્ત્રથી ઘાત કરાવવામાં પ્રવર્તે છે. ૩૭ સુરવ—સારો શબ્દ. સુરસ—સારો રસ. ૪૦ જાતિ—સામાન્ય. વ્યક્તિ—વિશેષ.

૪૨ ખાધાથી ઇ૦—જેમ ખાવાવડે ભોજનનો ક્ષય થાય છે તેમ ચિત્તની વિક્રિયા કરનારૂં અતિ કે સૂક્ષ્મ ( થોડું ) જે સુખ કે દુઃખ તે પણ ભોગવ્યા પછી પાણી ધરનારૂં છે—સમાપ્ત થનારૂં છે. ૪૩ ઉભયથી-બન્નેમાંથી --પાપ કે પુણ્યમાંથી.

એ પ્રકારે આ નરકે પડ્યા નર, ભોગવે યાતનાભોગ જી;
દિવારાત દુઃખ સહી અપરિમિત, ટાળે છે કુકર્મ રોગ જી. ૪૪
તે રીતે હે નૃપાળ છે નાકનું, આજ હું કંઇક વખાણું જી;
સુરવર સાથે વાસ કરે નર, મન ધારે સુખ માણું જી. ૪૫
સિદ્ધ ગંધર્વ અપ્સરા ગાયે, ગીત વગાડે વાદ્ય જી;
એ પેરે પુણ્ય ભોગવે પ્રાણી, જાણી આદ્ય અનાદ્ય જી. ૪૬
પણ તેહ જરૂર જવાનું જાણો, ઓરસીએ ચંદન ગાઢું જી;
પુણ્ય પાપે ઉપજેલું સુખદુઃખ-સંજ્ઞાવાળું સારૂં માઠું જી. ૪૭
કર્મ સુરનરતિર્યક્તાને પામી, ભોગવે ભલી પેર જી;
હવાં હે મહારાજ કહું સુણો, શા પાપે થાયે કેર જી. ૪૮
કયા પાપકર્મે કઇ યાતના, ભોગવે પ્રાણી માત્ર જી;
તે સર્વ બાકી રાખ્યાવિણ ભાખું, શાથી કષ્ટ સહે કુપાત્ર જી. ૪૯
જે અધમોધમ કૂડી નજરે, પરસ્ત્રી સામું ભાળે જી;
જે નીચી નજરે પરધન વાંચ્છે, તેનાં ચક્ષુ પક્ષી ટાળે જી. ૫૦
તે પક્ષીની ચાંચો જાણે, ઇંદ્રનું હોયે વજ્ર જી;
ફરી ફરી પાછી તે પ્રકટે, માની અણમૂલી વજ્ર જી. ૫૧
જેટલા અક્ષિનિમેષ સુધી જને, કીધાં કૂડાં કામ જી;
તેટલી પીડા તેની પામી, જાયે જમને ધામ જી. ૫૨
જે મનુષ્યે અરિદષ્ટિના, નાશકરે માટે જી;
ખોટા શાસ્ત્રોપદેશ કર્યા કંઇ, ઘાલે તેને ઘાટે જી. ૫૩

---

૪૪ દિવા—દિવસે. અપરિમિત—માપ વગરનાં. ૪૫ નાકનું-સ્વર્ગનું. સુરવર—ઉત્તમ દેવો. ૪૮ સુરનરતિર્યક્તા—દેવપણું, નરપણું, કે પશુપણું.

૫૧ વજ્ર—ઇંદ્રનું હથિયાર તથા હીરો. ૫૨ અક્ષિનિમેષ—આંખ્યોના મીંચકારા. તેટલી-તેટલા હજાર વર્ષો લગી.

અથવા એવી સલાહ કીધી, કે ફેરવ્યો શાસ્ત્રનો અર્થ જી;
ખરાનું ખોટું સમજાવ્યું, વાંચ્છી ઘટમાં ગર્થ જી. ૫૪
કહીએ પુરાણી જેવું કારજ, લાગે નહિ સંદેહ જી;
અથવા અસત્ ઉચ્ચારણ કીધું, કે અનિંદ્ય નિંદ્ય જેહ જી. ૫૫
વેદ સુર વાડવ ગુરૂ ગરવા–કેરી નિંદા કીધી જી;
વજ્રજીવ્હાળા પક્ષી તેની, રસનાની લે સિદ્ધિ જી. ૫૬
કેતાં સહસ્ર વર્ષો સુધી, તોડે રસના તેની જી;
નવી થાય વળી કાપે વેગે, દીનતા શી કહું તેની જી. ૫૭
બે મિત્રોમાં ભેદ પડાવે, પિતાપુત્રમાં તેમ જી;
એક કુટુંબમાં એવું કરતા, ભોગવે કેવું ક્ષેમ જી. ૫૮
આચાર્ય ને યજમાનની વચ્ચે, પાડે જે કો ભેદ જી;
માતાસૂનુમાં સૂનું કરાવે, તેનું વે'રાય કરવતે મેદ જી. ૫૯
જે બીજાને તાપ પમાડે, કરે આનંદવૃત્તિરોધ જી;
તેહની ગતિ હવાં હું ભાખું, કરી પુરાણનો શોધ જી. ૬૦
તાલપત્રના વ્યંજન જેવા, વીરભાણકેરા તેમ જી;
ચંદનાદિકની ચોરી કરે તે, પામે શી જમની રેંમ જી ! ૬૧
આકાશિકા કે બારી અટારી, વાયુનાં સ્થાનક નિરખી જી;
ઉઘાડાં જોઈ ચોરી કારણ, પેસે પુરૂષ પરખી જી. ૬૨
તેને પ્રાણગત પીડા રે'તી, જાણો સર્વે જન જી;
તે તપાવેલી રેતે બેઠા, જુઓ વિચારી મન જી. ૬૩
તેલ ઉકાળ્યું લોહ ચૂર્ણમહીં, ઘડાવિષે તે નાખ્યું જી;

---

૫૬ વાડવ—બ્રાહ્મણ. રસનાની ૭૦—અર્થાત્ તેની જીભ ચાંચવડે તોડી પાડે. ૫૭ કેતાં—કેટલાંક.

૫૯ સૂનુમાં—પુત્રમાં. સૂનું કરાવે—શૂન્ય કરાવે ( લડાઇ ઘાલીને ) કે સુનકાર કરાવે ( અબોલાપણું ). ૬૧ વીરભાણના—વીરણવાળાના.

પાપનું ફળ તે ભોગવી છૂટે, શાણે સજ્જને દાખ્યું જી. ૬૪
જે જન દેવપિતૃ સંબંધી, જોઇ આવેલું આમંત્રણ જી;
બીજાને ઘેર શ્રાદ્ધાન્ન જમે જે, તેને અંગે થાય વ્રણ જી. ૬૫
વળી વિહંગમ સામા સામી, ચંચુમાં ફેરવી ખેંચે જી;
નવાં નવાં અંગ થાયે તેને, વારંવારે વેંચે જી. ૬૬
જે પુરૂષો કુવેણ કાઢી, સત્પુરૂષોને પીડે જી;
મર્મસ્થળ છેદે વળી તેનાં, અંગ ભરાયાં કીડે જી. ૬૭
તેને તોડી ખાતાં નવ વારે, કોઇ ઊભો જન જી;
જે જનના મનમાં અન્ય વસતું, તાજું દેખાય તન જી. ૬૮
અન્ય વાત મુખેથી ઉચરે, કરે ચાડી ચુગલી સાર જી;
તેની રસના તીક્ષ્ણ અસ્ત્રે કપાયે, પામો તેનો પાર જી. ૬૯
જે ઉદ્ધત થઇ માતા નિંદે, નિંદે પિતાને જેહ જી;
તિરસ્કાર ગુરૂ જનનો કરતા, અહીં ડૂલ્યા નિઃસંદેહ જી. ૭૦
વિષ્ટામૂત્રપરૂથી ભર્યો આ, ખાડો જુઓ ખાંતે જી;
નીચે મસ્તક ડૂબકાં ખાયે, એ આ રહી એકાંતે જી. ૭૧
જે નર સુર અતિથિ જેવા, પોષ્યવર્ગ ન ભાળે જી;
પિતૃ પાવક પક્ષી જનને, બલિદાનથી ટાળે જી. ૭૨
ભૂતવર્ગ અભ્યાગત મૂકી, ભોજન કરતા જાણ જી;
પરૂનિર્યાસ પામે તે પ્રાણી, થઇ પ્રેત પ્રમાણ જી. ૭૩
અદ્રિ જેવડાં અંગ તેમનાં, મુખ છિદ્ર સોયનું નાકું જી;
આહાર તેમનો વર્ણી ભાખ્યું, ખાતા કાચું પાકું જી. ૭૪

---

૬૪ છૂટે-( તે ધડામાંથી ). ૬૫ વ્રણ—ગુમડું—નારૂ. ૭૨ પોષ્યવર્ગ—પોષણ કરવા જેવાં કુટુંબી વગેરે. પાવક—અગ્નિ. ૭૩ નિર્યાસ—રસ—ગુંદર.

તે જન જોવા ઇચ્છા હોયે, તો જુઓ આ પડિયા જી;
અમારા જેવે નૃપ! તેના, ઘાટ રૂડેરા ઘડિયા જી. ૭૫
કોઇ પંક્તિમાં પંડિત બ્રાહ્મણ, કે ગમે તે જાત જી;
ભોજન કરવા બેઠો આવી, કે સાધે ઝટ વાત જી. ૭૬
વિષમ ભોજન કરાવે તેને, તે વિષ્ટા આહારી થાય જી;
જે સંઘાતે વિદ્દશ લીધો, હોયે રંક કે રાય જી. ૭૭
તેની પાસ જો ખાવા નો'યે, તેને મૂકી જે ખાય જી;
અન્નાર્થીની આરત નવ પૂરે, શ્લેષ્મવિષે તે ના'ય જી. ૭૮
અહો નરેંદ્ર જે નર કરતા, ગાયદ્વિજઅગ્નિને સ્પર્શ જી;
ઉચ્છિષ્ટથકા અમથા અડકે, તે દુઃખ પામે બહુ વર્ષ જી. ૭૯
અગ્નિકેરા કુંભે ઘાલે, બે હસ્તો તો તેના જી;
જે ઉચ્છિષ્ટ હોઇ બુદ્ધિ પૂર્વક, કરે કૂડું કહું દોષ એના જી. ૮૦
તેમના નેત્રમાં યમના કિંકર, પ્રજાળે છે અગ્નિ જી;
તે ત્રાહિ ત્રાહિ કરી કરી પોકારે, લાડમાં ખોઇ લગ્નિ જી. ૮૧
જે જન ચરણે ગાય અગ્નિને, કે જનનીદ્વિજને જાણ જી;
વડા ભ્રાત પિતા કે ભગિનીને, કરે સ્પર્શ પ્રમાણ જી. ૮૨
કે ગુરૂકુળકેરી કામિની, અથવા હોયે વૃદ્ધ જી;
સ્પર્શ કરે પગ તેમના, બાળે અગ્નિ મધ્ય જી. ૮૩
તપી લોહની બેડીમાં બાંધી, જાનુસુધી પગ બાળે જી;
અંગારા માંહે ઊભા રાખે, પેરપેરે પ્રજાળે જી. ૮૪
જે નર પાયસાન્ન તિલ તાંદૂલ, અજ સુરનિવેદનજોગ જી;

---

૭૪ અદ્રિ—પર્વત. ૭૮ શ્લેષ્મ—કફ—લીંટ વગેરે. ૮૪ જાનુ—ઘુંટણુ.

સંસ્કારવિણુ તે અન્ન ભક્ષે, તેને થાયે કેવો દુઃખ રોગ જી. ૮૫

પૃથ્વીપૃષ્ઠ પર પાડી તેને, જાતે જુઓ જેમ જી;
યમદૂતો આંતરડાં કાઢે, મુખદ્વારેથી એમ જી. ૮૬

પછે તે આંતરડાં સ્થાનક, લોહ રાખી ખેંચે જી;
તેહ જુઓ જગતીપતિ ! જાતે, લાડવંતો શો લેંચે જી. ૮૭

અધમોધમ નર ગુરૂવરને, દ્વિજવેદને નિંદે જી;
પાપીજન સુણી હરખાયે, તેના તેને વંદે જી. ૮૮

તેમના કર્ણમૂળમાં ઘાલે, તપાવેલા ખીલા જી;
આર્તનાદ યમદૂત ન સુણે, જુઓ પડ્યા તે વીલા જી. ૮૯

ક્રોધ લોભમાં વશ થઇ જેણે, ધર્મશાળા ભાગી જી;
દેવ ને દ્વિજમંદિર દેરાં, ભાગી બેઠક ભય ત્યાગી જી. ૯૦

તેહ વારંવાર વિલપે પાપી, તોય યમદૂત ત્વચા તોડે જી;
તીક્ષ્ણ શસ્ત્રે શરીરને છૂંદે, છોડે નહિ હાથ જોડે જી. ૯૧

માનવ દાનવ કે દ્વિજ જાતે, સુરભિ ભૂસુર સામે જી;
સવિતા સન્મુખ કે પથ મધ્યે, લાગે મૂત્રાદિ કામે જી. ૯૨

તેનાં આંતરડાં કાક કાઢે આ, ગુદાદ્વારથી ખેંચી જી;
જે નર કન્યા આપવી ભાખી, બીજાને દે વેંચી જી. ૯૩

તેને અનેક પ્રકારે કરવતે કાપી, ક્ષારનદીમાં નાખે જી;
તણાવા દે વે'તે પૂરે, દીન શબ્દ તે દાખે જી. ૯૪

ભય કાળે કે દુષ્કાળે, નિષ્કિંચન પત્નીપુત્ર જી;
પરિજન સજ્જન બંધુ ત્યાગે, સર્વ પોતાનું ઘરસૂત્ર જી. ૯૫

---

૮૫ પાયસાન્ન—દૂધપાક. તિલ—તલ. તાંદૂલ—ચોખા. અજ-બકરો. સુર—દેવ. સંસ્કારવિણુ—શુદ્ધિ કર્યા વગર.

૮૯ આર્તનાદ—પીડાયલા પ્રાણીઓનો નાદ. ૯૫ નિષ્કિંચન-લગાર પણ દ્રવ્યાદિ વિનાનાં. પરિજન-કુટુંબાદિનાં મનુષ્ય.

સર્વને મૂકી પિંડને પોષે, તેનું આમિષ કાઢે જુઓ જી;
તે તેના મુખ માંહે મૂકે, સાંભળી સંશય ખુઓ જી. ૯૬
તે પોતાનું આમિષ ખાયે, કાકાદિક ન ખાય જી;
ભૂખ ન જુએ ભાવતું, છે એ પ્રત્યક્ષ ન્યાય જી. ૯૭
લોભે કરી શરણાંગત ત્યાગે, કે તેવડે જીવણહારો જી;
તેને યંત્રમાં ઘાલી ઘચરડે, દુષ્ટનો આવે વારો જી. ૯૮
આખા જન્મે કરેલું સુકૃત, બીજાને દે વેચી જી;
જાણે ભરી મેં મુખસુધી, ધનવડે ખલેચી જી. ૯૯
સૂવાડી શિલાતલપર તેને, પીસે પૂરેપૂરો જી;
આખ્યું ઓળવે તેને બાંધી, નાખી કરે ચકચૂરો જી. ૧૦૦
ત્યાં જીવજંતુ વૃશ્ચિક કાકોલ, આદિક દિવારાત જી;
ફોલી ખાયે અંગરંગને, તે કે' કોને વાત જી. ૧૦૧
પરસ્ત્રી સંગમ જે સાધે, દિવસે કરે મૈથુન જી;
તે ક્ષુધાથી શુષ્ક થયા આ, ટળી ગઇ આણુઊણુ જી! ૧૦૨
તરશે તાળવે જીભ ચોટી ગઇ, કંઠે કાચકી બાધી જી;
મહામહાવેદનાએ પીડિત, યાતના આવી લાધી જી. ૧૦૩
તેમને વળી શીમળાવૃક્ષે, લઇ જઇ ચઢાવે જી;
અંગ લોહમય કંટકે વીંધે, દઢ કષ્ટ દઢાવે જી. ૧૦૪
રૂધિરધાર અંગેથી ચાલે, ના'યે તેમાં ઊભો જી;
વારંવારે તે વૃક્ષ ઉપર, ચઢાવીને દુભ્યો જી. ૧૦૫

---

૯૬ આમિષ—માંસ. ૯૮ તેવડે ઇ૦—જે પોતાનાવડે જીવતો હોય તેને ત્યાગે. ૧૦૦ શિલાતલ—પથ્થરનું પૃષ્ઠ. ૧૦૧ વૃશ્ચિક—વીંછી. કાકોલ—સાપ. દિવારાત—રાતદહાડો. ૧૦૨ અણુઊણુ—પુષ્કળપણું.

વળી તે નૃપશાર્દૂલ ભાળો, પરસ્ત્રીના જે રંગી જી;
તેમને યમના કિંકર બાળે, અતિ થઇ ઉમંગી જી. ૧૦૬
તપ્તકૂલડીમાંહે તપાવી, નાશ કરવા ધારે જી;
ફૂડું કર્યું ત્યાં નાશનું સુખ ક્યાં, જીવાડે ને મારે જી. ૧૦૭
અવજ્ઞા ગુરૂની કરી જડમતિ, શિલ્પાદિ વિદ્યા શીખે જી;
કે બીજી વિદ્યાનો ભોગી, ભટકી ભટકી ભીખે જી. ૧૦૮
તેને માથે પાષાણની શિલા, મૂકી ભારે મારે જી;
માર્ગ મધ્યે બેસાડે તેને, દુ:ખના દિન વધારે જી. ૧૦૯
વ્યથાતણી કથા કે' કોને, ભૂખદુ:ખે સૂકાય જી;
ભોગવે ક્લેશ આપદા બેઠો, કષ્ટ સહે અતિકાય જી. ૧૧૦
જે જન જળમાં મૂત્રવિષ્ટા, શ્લેષ્મ અશુચિ નાખે જી;
શ્લેષ્મવિષ્ટામૂત્રે ભર્યા નરકે, કો'યા કરે શું ભાખે જી. ૧૧૧
જેણે અન્યોન્યે આતિથ્ય રીતે, ભોજન કર્યું ન કરાવ્યું જી;
તેને નરકે ભૂખ્યા રે'વાપણ, ભાગ્યે લખાઇ આવ્યું જી. ૧૧૨
તે પરસ્પર નરામિષને, તોડી ખાતા જુઓ જી;
દુ:ખ કર્યું તેને દુ:ખ પડતું, તેને કષ્ટે શો રૂઓ જી. ૧૧૩
જે વાડવે વેદને ત્યાગ્યા, કે અગ્નિધારી ત્યાગ્યો જી;
તેને ગિરિશિખરાગ્રેથી પાડે, થયો જુઓ આ નાગો જી. ૧૧૪
જે જન જુવતી કાઢી જાએ, પે'લો પતિ જીવે જી;
ધણીરણી તેનો થઇ બેસે, તેને સોયે શીવે જી. ૧૧૫
પિપીલિકા ખાયે તેને, કૃમિનો દેહ ધારે જી;

---

૧૦૭ એવી વેદના વેઠતાં તેમનો નાશ પણ થતો નથી તે કહેછે:– ફૂડું-ખ૦—સ્પષ્ટ છે. ૧૧૨ રે'વાપણ—રહેવાપણું. ૧૧૪ ગિરિશિખરાગ્રેથી—પર્વતના શિખરની ટોચ ઉપરથી.

તૂટે પણ છૂટે નહિ એવી, મંકોડી માનવ મારે જી. ૧૧
પતિતનો પ્રતિગ્રહ કરતા, કે તેવાને ભખ કરાવે જી;
સેવા સાધે તેવા કેરી, તેને પાષાણે ભરાવે જી. ૧૧
કીટ કરી વચ્ચોવચ્ચ રાખે, કષ્ટ કરે એ પેર જી;
પોષ્યવર્ગ સુહૃદય અતિથિ, આવી બેઠા ઘેર જી. ૧૧
મિષ્ટાન્ન આરોગે પોતે, જોઇ રહે તે જન જી;
તેને બળતા અંગારા આપ્યા, કરવાને ભોજન જી. ૧૧
હે ભૂપાળ ! આ ભૂંડાએ, કર્યો ઘણો કારભાર જી;
માલિકનું મન મનાવી પોતે, ચોર્યો છાનો ભંડાર જી. ૧૨
વિશ્વાસે રહી તેણે ન જાણ્યું, પણ જાણે જમરાજ જી;
માટે વરૂ તેનું વાન ઉતરડે, પીએ શોણિત આજ જી. ૧૨
આ મનુષ્ય અંધ બધિર મૂગા, ભૂખ્યા ભૂખ્યા ભટકે જી;
તેને યમદૂતો ઊભા નવ રાખે, માર મારે જો અટકે જી. ૧૨
ઉપકાર કરેલો એ ભૂલ્યા, અકૃતઘ્નતા ધારી જી;
તેને સૂર્યસનુકિંકર નૃપ ! જમાડે સુખડી સારી જી ! ૧૨
આ તમે નિહાળો જેને, તે મહાદુષ્ટ મહીપાળ જી;
ઉપકારકારી મિત્રનો ઘાતી, તે કષ્ટ વેઠે કરાળ જી. ૧૨
તેને તપ્તકુંભમાં નાખે, પછે શૈલશિલા વાટે જી;
તપાવેલી રેતે પછી બેસાડે, દુઃખ દે ઘાટે ઘાટે જી. ૧૨
એને યંત્રમાં ઘાલી ઘચરડે, પછે અસિપત્ર વન જાશે જી;
કરવતે વે'રાશે કાયા, ખતા એ વિધ ખાશે જી. ૧૨

---

૧૧૮ સુહૃદય–મિત્ર. ૧૨૩ સૂર્યસનુકિંકર—સૂર્યના પુત્ર( યમ )ના ચાકર. ૧૨૫ પછે ઈ૦—પછે તેને શૈલ( પર્વત)ની શિલા વાટે છે.

કાળસૂત્રનામા નરકે એ, કપાશે મહાપાપી જી;
યાતના એવી અનેક ભોગવી, તનથી જાશે તાપી જી. ૧૨૭
એ પ્રકારે પાપનિષ્કૃતિ કરી, પામે કેવી ગતિ જી;
તે તો કહી શકાય ન કોઇથી, ન પો'ચે ત્યાં મમ મતિ જી. ૧૨૮
એકાદશાકેરા શ્રાદ્ધમાં, કે દ્વાદશાહકેરા જી;
બ્રાહ્મણભોજન કરવા જાયે, વર્ણવું તેના ફેરા જી. ૧૨૯
અથવા શ્રાદ્ધવૃત્તિ પર જીવે, તે મળી એકઠા સર્વ જી;
સર્પશરીરથી ફેન નીકળે, તે પીતા મૂકી ગર્વ જી. ૧૩૦
સુવર્ણચોરી બ્રાહ્મણહત્યા, મદ્યપાન કરે જેહ જી;
કૂડી દૃષ્ટિ ગુરૂપત્ની ઉપર, કરતા નિઃસંદેહ જી. ૧૩૧
તેવા નરપર નીચે ઉપર, ચારે પાસે ચેતે જી;
પ્રજ્વલિત પાવકની જ્વાળા–માંહે મૂકે હેતે જી. ૧૩૨
રાત દિવસ તે બળતા રે'તા, વા કર્મેથી છૂટે જી;
ત્યાર પૂઠે ક્ષયરોગી જન્મે, કપાળ બેઠા ફૂટે જી. ૧૩૩
કર્મ ફૂટતાં એ વિધ પાછા, જાયે નરકમાંય જી;
આધિવ્યાધિવાળા પાછા, જન્મે જાયે ક્યાંય જી ? ૧૩૪
એ રીતે એક કલ્પપરિમિત, જાયે ત્યાં સુધી થાયે જી;
દુઃખાગ્નિમાં બળ્યા કરે તે, હોયે રંક કે રાય જી. ૧૩૫
ગોહત્યા કરનાર પણ, એ નરકાદિક પામે જી;
વધુ કષ્ટ ત્રણ જન્મ સુધી, તેનું તો નવ વામે જી. ૧૩૬
(વળી) ઉપપાતકી જે નરક ભોગી, તેનો ભોગી તેહ જી;
અહો રાજન સુણિયે હાવાં, નરકથી છૂટે જેહ જી. ૧૩૭

---

૧૨૭ કાળસૂત્રનામા—કાળસૂત્ર નામે. ૧૨૮ પાપનિષ્કૃતિ—પાપનું પ્રાયશ્ચિત્ત. ૧૩૦ ફેન—ફીણ. ૧૩૫ કલ્પ પરિમિત—કલ્પ જેટલો (કાળ). ૧૩૬ વધુ—વધારે ૧૩૭ ઉપપાતકી છ૦—ઉપપાતક કરનારા જે નરક ભોગવે તે દુઃખ ગોહત્યારો ભોગવે છે

જે જે કરેલાં પાપવડે જન, જે જે યોનિ જનમે જી;
તે સહુ હું ભાખું હમણાં, એક ચિત્તે સુણો તમે જી. ૧૩૮
આ નરકદુઃખવક્તા કેવાં, નરકમાં પામે કષ્ટ જી;
રહી ગયું તે કે'વું મારે, નામીચાનું નષ્ટ જી. ૧૩૯
પુરાણની પોથી કર ધારી, શ્રોતાને સમજાવે જી;
આતતાયી જેવાં કર્મ કરંતા, સુધી થઇ ન લજાવે જી. ૧૪૦
મૃત્યુલોકે તે જનને નૃપ, જીવતાં જીવ પડતા જી;
આ લોકે સહુ નરક ભોગવે, જન્મ લેતાં નવ અડતા જી. ૧૪૧
એવા જનનું દર્શન તમને, કરાવવા નવ ધારૂં જી;
અજ્ઞ શ્રોતાને સોંપ્યા એવા, બૂડે બૂડાડે લારૂં જી. ૧૪૨
રાજા કે' મારા પુરાણી, મારા પે'લા મુઆ જી;
તેમને જોવા ઇચ્છા ઉપની, હાલ કેવા અહીં હુઆ જી. ૧૪૩
તેં અધુના જે લક્ષણ ભાખ્યાં, તેવાં તો નહિ તેમાં જી;
યમકિંકર કે' ખોટી વાતો, સંશય શાનો એમાં જી. ૧૪૪
અમો ફરૂછું મૃત્યુલોકે, તેમાં એવા અતિ આવે જી;
એવે ત્યાં યમરાજા આવી, પાનાં પુસ્તક લાવે જી. ૧૪૫
રાજાને દર્શાવી સઘળું, સંશય નાખ્યા કાપી જી;
ત્રાહ્ય ત્રાહ્ય કહી એ વિધ ભાખ્યો, મહતા મોટી માપી જી. ૧૪૬
એવા વક્તા કેરૂં મારે, હવે ન જોવું મોઢું જી;
ધન્ય પુરાણી ધન્ય ! કે' રાજા, મુખ જોઇ ચાદર ઓઢું જી ! ૧૪૭

---

૧૩૯ નરક દુઃખવક્તા—નરકનાં દુઃખ કહેનાર. ૧૪૦ આતતાયી—અગ્નિ મૂકનાર, ઝેર દેનાર, હથિયાર ઝાલનાર, ધન લૂંટી લેનાર, સ્ત્રી અને બાળકનો ઘાત કરનાર, વગેરે દુષ્ટ કર્મ કરનાર આતતાયી કહેવાય છે. સુધી—સારી બુદ્ધિવાળા. ૧૪૨ અજ્ઞ—અજ્ઞાની.

ઇતિશ્રી માર્કંડેય પુરાણે, જડોપાખ્યાનનીમાંય જી;
યમકિંકર સંવાદતણો આ, ચતુર્દશો અધ્યાય જી. ૧૪૮

## વલણ.

ચતુર્દશો અધ્યાય ભાખ્યો, હરિકૃપાએ આજ રે;
વિપ્ર પ્રેમાનંદ ચાતુર્વિંશી, પુરાણની બાંધે પાજ રે. ૧૪૯

## કડવું ૩૭ મું.

## રાગ મેવાડો દેશીપ્રર.

ધર્મરાય આવી ગયા રે, ટાળી સંશય નૃપનો જાણ;
નિર્મળ નૃપ નવ થયા રે, તેણે યમ નવ બોલ્યા વાણ. ૧
યાતના રહી ભોગવા રે, દૂતે લીધો રાયને સાથ;
ધરણીધર દુઃખી હવા રે, પૂછે વિદેહકેરા નાથ. ૨

## ઢાળ.

વિદેહપતિ કે' યમકિંકરને, કેવે પાપે કેવી;
યોનિ પામે તે તું ભાખે, જેવી જાણે તેવી. ૩
યમકિંકર કે' સાંભળ રાજા, એક ચિત્તથી તુંય;
પતિત નિકટથી ધન પ્રતિગ્રહ, કરતા ભાખું હુંય. ૪
તેવાં દ્વિજ જે દાન ગ્રહે તે, નરકથી છૂટે જ્યારે;
ગર્દભયોનિ પામે પે'લી, દુઃખ સહે અતિ ત્યારે. ૫
પતિતને મખ જેહ કરાવે, તેહ કૃમિ થઇ જનમે;
અઘટિત દાન લેનારાની ગતિ, સાંભળી એવી અમે. ૬
માન ન રાખે ગુરૂવરકેરૂં, મન કરે ધન હરવા;

૬ મખ—યજ્ઞ.

સ્ત્રી ઉપર કૂડું ચિત્તકર્તા, પામે નહિ પ્રભુ ! તરવા. ૭
શ્વાન થઇ તે ભટકે ભામે, વામે સુખ સર્વત્ર;
ગુરૂમતિ જે કૂડું ધારે, તેહ વર્ણવું અત્ર. ૮
માતપિતાનું માન ન રાખે, તે જન રાસભ થાય;
માતપિતાની નિંદા કરતા, થાયે મેના રાય. ૯
ભ્રાતસ્ત્રીનું માન ન રાખે, તે થાયે કપોત;
તેને દુઃખ દેનારો કૂર્મજ, થાયે પ્રકટે પોત. ૧૦
પોષકજનનું અન્ન ખાઇને, ઇષ્ટ ન વાંચ્છે તેનું;
મૂઢતા પામી મર્કટ થાતો, મુખ નવ જોવું એનું. ૧૧
પારકી થાપણ પોતાની કરી, જે રાખે જન જાણ;
કીડો થઇ નરકમાં પડતો, છૂટે નરક અજાણ. ૧૨
પરઉત્કર્ષ સહે નવ પોતે, છૂટે નરકથી તેહ;
રાક્ષસ થઇ નરઆમિષ ખાતો, જાણો નિઃસંદેહ. ૧૩
વિશ્વાસનો ઘાતી જન પાપી, ધરે મીનનું રૂપ;
માછી મારે જીવે પાછો, ભટકે ભવ કુરૂપ. ૧૪
માષાન્ન જવ તલ ને કળથી, સરસવ ચણા કલાય;
શાલિ મગ ગોધૂમ ને અળસી, બીજાં ધાન્ય મનાય. ૧૫
તૃણ આદિક જે પ્રાણી ચોરે, તે મૂઢતાથી સોય;
નકુલ મુખશો ઉંદર થાતો, બિડાલ બેઠો જોય. ૧૬
પરસ્ત્રી સંગે વરૂ નર થાયે, ઉંચી ડોકે જોતો;
વિકાળ વદન બિહામણું દીસે, વ્યાઘ્રને જોઇ રોતો. ૧૭
ક્રમ અનુક્રમ કૂતરો થાયે, શૃગાલ ને થાય બગલો;
ગીધ વ્યાઘ્ર ને કંક થાય તે, ભક્ષે આમિષ ઢગલો. ૧૮

---

૧૫ માષાન્ન—અડદ. કલાય—વટાણા. શાલિ—ડાંગર. ગોધૂમ—ઘઉં.
૧૮ કંક—એ નામનું માંસાહારી પક્ષી.

જે અધમોધમ પાપી માણસ, ભાઈની સ્રીને ઇચ્છે;
આબરૂ લેવા યત્ન કરે તે, નરકની પીડા વાંચ્છે. ૧૯
નરક યાતના પૂરી થાતાં, કોયલ થાય પ્રમાણ;
એવાં અનેક દુઃખને પામે, જાણો જાણ સુજાણ. ૨૦
કામી થઇ મિત્ર ગુરૂપત્ની, કે નૃપ ભાર્યા વાંચ્છે;
પાપી નર તે શૂકરયોનિ, નરતા ભવમાં ઇચ્છે. ૨૧
યજ્ઞ દાન વિવાહ વિષે જે, વિઘ્ન કરે જઇ હાથે;
નરકકૃમિ થાયે તે જાણો, આવે ન યુક્તિ સાથે. ૨૨
વાકદાન એકની સાથે કરી, કન્યા આપે બીજે;
તેની ગતિ પણ એના જેવી, થાયે રીઝે ખીજે. ૨૩
જે જન સુરપિતૃબ્રાહ્મણને, જમાડયા વિણ જમતા;
(તે)નરકથી છૂટી વાયસ થાતા, કા કા કહીને ભમતા. ૨૪
પિતા સરખા મોટા ભાઇનું, જેહ કરે અપમાન;
નરકથી છૂટી ક્રૌંચ થાય તે, જાયે સર્વ ગુમાન. ૨૫
શૂદ્ર થઇને બ્રાહ્મણીકેરો, કરે સમાગમ જેહ;
કૃમિ થઇ તે કૂડો જન્મે, જાણો નિઃસંદેહ. ૨૬
વળી શૂદ્રે બ્રાહ્મણીમાંથી, સંતતિને નિપજાવી;
કાષ્ટનો કીડો થઇ પડયો તે, વળગ્યું આવી ભાવિ. ૨૭
અધમોધમ જે ભૂલી જાયે, કર્યા પરે ઉપકાર;
નરકનિવૃત્ત થયા પૂઠે તે, થાયે શૂકર સાર. ૨૮
કૃમિ મદ્‌ગુ ચાંડાળની જાતિ, પામે વારાફરતી;
મૂઢ ન જાણે કે આ સુખની, ઉતરી જાશે ભરતી. ૨૯

---

૨૧ શૂકર—ભૂંડ. નરતા—નઠારા. ૨૮ પરે—બીજાએ. ક્રૌંચ—સારસ. ૨૮ મદ્‌ગુ—મત્સ્ય.

કૃતઘ્ન કૂડો પુરૂષ થાતો, કૃમિ કીટ પતંગ;
વૃશ્ચિક મીન ને વાયસ થાતો, ધરે કૂર્મ નીચનું અંગ. ૩૦
હાથે નવ હથિયાર જેહને, કે સાથે હોય જાણ;
તેવાને હણતા નર જાણો, રાસભ થાય પ્રમાણ. ૩૧
બાળક સ્ત્રીની હત્યા કર્તા, પામે કૃમિનો દેહ;
ભોજનચોરીકર્તા થાયે, મક્ષિકા જન જેહ. ૩૨
એ માંહે વળી ભેદ રહ્યા તે, સંભળાવું આ વાર;
એક ચિત્તે તું સાંભળ રાજા, પામીશ દુઃખનો પાર. ૩૩
ધાન્યની ચોરી જેહ કરે તે, નરક વિષેથી છૂટી;
મૃત્યુલોકમાં બિડાલ થાયે, કૂતરાં નાખે કૂટી. ૩૪
ગુડ તિલથી મિશ્ર કરેલાં, ચોરે ભોજ્ય પદાર્થ;
તલસાંકળી આદિકથી જાણો, સર્વે એવો સાર્થ. ૩૫
તેહ સમૂહને ચોરે જે જન, તેહ મૂષક થઇ જાતો;
આજ્યચૌર નકુલ બને છે, વિષદંષ્ટ્રાને ખાતો. ૩૬
ચોરે અજનું આમિષ જે જન, તે મદ્‌ગુ વાયસ થાય.
મત્સ્યમાંસનો હરણકાર તો, વાયસ થઇ મકલાય. ૩૭
ચૌર કર્મ કરી હરિણકેરૂં, લાવે આમિષ જેહ;
તે શકરો થઇ શિકાર કરતો, જાણો નિઃસંદેહ. ૩૮
મીઠા બોલો મીઠું ચોરે, તે વૃશ્ચિક વાયસ થાય;
ચૌરકર્મ દધિનું કરતા, કૃમિ થઇ અટવાય. ૩૯
પયની ચોરી જેહ કરે તે, થાયે વાગોલ જાણ;
તેલ ચોરે તે તેલમાંયનો, જંતુ થાય પ્રમાણ. ૪૦

---

૩૫ સાર્થ—સાથ—સંઘાત. અર્થાત એવાજ બીજા પદાર્થ. ૩૬ આજ્યચૌર—ઘી ચોરનારો. વિષદંષ્ટ્રા—સાપ.

મધ ચોરે તે મચ્છર થાયે, પૂરીઓ ચોરચે કીડી;
ચોરી નિષ્પાવની કરતા, ઘરોળી થઇ રે' ભીડી. ૪૧
આસવ કેરી ચોરી કરચેથી, તેતર થાય અજાણ;
લોહચોર તો વાયસ થાયે, કાંસે હારિત જાણ. ૪૨
રૌપ્યપાત્ર ચોરે જે જન તે, હોલો હોઇ ભટકે.
યવનોનું ભક્ષણ થઇ તે, ઉંધે માથે લટકે. ૪૩
સુવર્ણપાત્રની ચોરી કરતાં, કૃમિની યોનિ આવે;
રેશમીવસ્ત્રની ચોરી કરતા, કકર નામ કહાવે. ૪૪
સોળા કેરૂં ઓાળું કરીને, ચોરી જાયે જેહ;
કોશિટાંમાંહે બંધાએ, જન્મોજન્મે તેહ. ૪૫
જમવા જાતાં વસ્ત્ર ધરે જે, દ્વિજની નારી જાણ;
સારંગ દ્વિજ થાયે તે ચોરચે, બોલે મીઠી વાણ. ૪૬
બનાત કે ધાબળીઓ ચોરે, ક્ષૌમ જાતિનું વસ્ત્ર;
કીર થઇ તે તો બંધાએ, ઉતરી જાયે દસ્ત્ર. ૪૭
સૂતર કેરૂં વસ્ત્ર ગ્રહે તે, ચક્રવાક થઇ અટકે;
માદા મરતાં મરવું પડે વળી, ભાઠામાંહે ભટકે. ૪૮
ચોરી લેવા વલ્કલ વાંચ્છે, તે બગલો થઇ બૂડે;
રંગાદિના પદાર્થ ચોરે, તે ઝાઝું નવ ઊડે. ૪૯
એટલે મયૂર જાતિમાંહે, અવતરી નાચે નિત્યે;
ચોરી શાક તણી જે કરતા, પીડાય એવી રીત્યે. ૫૦
રક્ત વસ્ત્ર ચોરી લે જે જન, તે જીવજીવક થાય;

૪૧ નિષ્પાવ—વાલ. ૪૨ આસવ—એક જાતનું મદ્ય.પ્રવાહી આયો. હારિત–એક જાતનું પક્ષી. ૪૩ રૌપ્યપાત્ર--રૂપાનું પાત્ર. ૪૪ કકર–એ નામનું પક્ષી. ૪૭ ક્ષૌમ—ચીર. દસ્ત્ર-ગર્વ.

રાતા પરની નિશાન રે'તી, નિશદિન દુઃખી થાય. ૫૧
સુગંધી કેરા પદાર્થ ચોરચે, છછુંદર થાય તેહ;
સામાન્ય વસ્ત્ર જે ચોરી જાયે, શશલો થાયે એહ. ૫૨
ફળ મૂળ ને કંદ ગ્રહે તે, નપુંસક થઇ જીવે;
કાષ્ટ હરનારો કીડો થાયે, હરિ કાષ્ટમાં શીવે. ૫૩
સુમન ચોરચે દરિદ્રી થાતો, પંગુ યાનને ચોરચે;
શાક ચોર તો હારિત હોયે, કાષ્ટ ગ્રહેલું કોરે. ૫૪
જળ ચોરે તે ચાતક થાયે, ભૂમિ ચોરે જે જન;
દુઃખ દારૂણ પામે પૂરાં, સાંભળિયે ઇક મન. ૫૫
રૌરવાદિક નરક ભોગવી, તૃણ ગુલ્મ વેલી થાય',
વૃક્ષજાતિના અનુક્રમે તે, એ વિધિએ પળાય. ૫૬
એમ ફરતાં કિંચિત ક્ષય પાપે, માનવ દેહે આવે;
વળી કૃમિ કીટ પતંગ પક્ષીનો, દેહ ધરે મન ભાવે. ૫૭
જળચર પશુ ચાંડાળજ થાયે,વળી બળદ થઇ ભટકે;
નાક ચઢાવી નીચું ભાળે, ભાર ભર્યાથી અટકે. ૫૮
ત્યાર પૂઠે તે પંગુ થાયે, કુષ્ટી બધિર થાય અંધ;
ક્ષય રોગી તે અક્ષય થાયે, નેત્રરોગ સંબધ. ૫૯
મુખને રોગે માઠું લાગે, લાળ ગળે ચોપાસ;
ગુદ રોગે ગાંડાશો ભટકે, અર્શે હર્ષે ન આશ. ૬૦

---

૫૧ જીવજીવક—એક જાતનો પક્ષી. એનાં પીછાં રાતાં હોય છે. ૫૩ હરિ ઇ૦—હરિ ( ઇશ્વર ) તેને કાષ્ટમાં શીવે—બંધ કરે. ૫૪ સુમન—ફૂલ. પંગુ—પાંગળો. યાન—વાહન. ૫૬ ગુલ્મ—ભોથું.

૫૯ પંગુ-પાંગળો. કુષ્ટી—કોઢિયો. બધિર–બેહેરો. અક્ષય—અનંતકાળ સુધી. ૬૦ હર્ષે ઇ૦—અર્શે ( અર્શ રોગથી ) હર્ષની આશા રહેતી નથી.

એવા એવા રોગે રંગાઇ, જન્મે ભૂમિ માંય;
અપસ્માર થાયે વળી પાછો, મૂર્છા થાયે જ્યાંય. ૬૧
નરકકુંડ કે મૂત્રની માંહે, પડતો તે નિરધાર;
શૂદ્ર થાય વળી તે જાતે, રાતે ખાયે માર. ૬૨
પૃથ્વી સુરભિ કનક હરે વળી, ચોરી લે વિદ્યાય;
લોપ કરે ગુરૂ દક્ષિણાનો, દુઃખમાં તેહ ડટાય. ૬૩
પાણિ ગ્રહણ કરી પત્ની પોતે, તે બીજાની કે'ય;
યુક્તિ પ્રયુક્તિ કરી પ્રસંગ દે, ઠરવી અન્યની દેય. ૬૪
યમયાતના સર્વે ભોગવી, થાય નપુંસક જાતે;
અગ્નિમાંહી સમિધ ન નાખે, કરે હોમ પ્રખ્યાતે. ૬૫
અજીર્ણ વ્યાધિ તેને થાતો, મંદાગ્નિ મહામહા તે;
કૃતઘ્નતા પરનિંદા કરતા, દુઃખની બેસે રાતે. ૬૬
વચન મર્મના ભેદ સરિખું, બીજાને કહે જેહ;
નિષ્ઠુરતા નિર્દયતા વા'લી, પરસ્ત્રી સેવન દેહ. ૬૭
અપવિત્ર થાવા પરધન હરવા, વાંચ્છે જે મન માંય;
સુરનિંદા છેતરપંડીના, કરતાને કહું આંય. ૬૮
અતિ કૃપણતા માનવહત્યા, કરતા જે જે જન;
શાસ્ત્ર વિષે નિષેધ કર્યા તે, કરે થઈ પ્રસન્ન. ૬૯
તેહતણી હું કહું પરીક્ષા, જાણો ભૂપતિ આમ;
નરક વિષેથી નિકળી આવ્યો, કરતો કૂડાં કામ. ૭૦
નરકમાંય ભોગવતાં જે રહ્યું, તે કરવાને પૂરૂં;
દુર્બુદ્ધિ આવ્યો આ લોકે, સહે કષ્ટ અધૂરૂં. ૭૧

---

૬૧ અપસ્માર—ફેફરાનો વ્યાધિ. ૬૫ સમિધ—હોમદ્રવ્ય. ૬૬ મહામહા—અતિઘણો ( મંદાગ્નિ ).

પ્રાણી માત્ર પર દયા ક્ષમા જે, ધારે અહોનિશ;
સર્વનું સારૂં બોલે બેઠા, કોઇ ઉપર નહિ રીસ. ૭૨
પર ઉપકારી સત્યાચારી, વચન હિતનાં ભાખે;
આગમ નિગમે જેહ કહ્યું તે, શ્રોતાને પણ દાખે. ૭૩
તેને સિદ્ધાંતે જે ચાલે, દેવ દ્વિજ ગુરૂ વંદે;
સિદ્ધ ઋષિનું પૂજન કરતાં, બીજાને નવ નિંદે. ૭૪
સમાગમ સારા જનકેરો, સારી ક્રિયા સાધે;
સુહૃદભાવ છે સર્વે સાથે, અણઘટતું નવ લાધે. ૭૫
એવાં સારાં કર્મ કરે તે, મહાપુણ્યશાળી મોટો;
સ્વર્ગ વિષેથી આવ્યો તે જન, જેનો નહિ કો જોટો. ૭૬
હે રાજન! મેં સર્વે ભાખ્યું, સારૂં માઠું કર્મ;
પાપીને ઉદ્દેશી ભાખ્યા, ધર્મીકેરા ધર્મ. ૭૭
એ સર્વે જોયું રાજાજી, હાવાં ચાલો બીજે;
નરક જોવાનું લખિયું કર્મે, જન જોઇ મન રીજે. ૭૮
પુત્ર કહે પિતાજી સુણિયે, યમકિંકર લઇ પાસ;
જાવાને જવ રાજા લાગ્યો, થયા સર્વ ઉદાસ. ૭૯
વિનતિ કરીને તે સ્થળકેરા, નારકીશ કે' આમ;
અહો ભૂપતે થોભો થોભો, વાને થાય વિરામ. ૮૦
બે ઘટિકા જો રહો વધારે, તો સુખી સહુ થઇએ;
ઊભા રો' ઊભા રો' આંહી, ગુણગણ નૃપના ગઇએ. ૮૧
આપ અંગનો વે'તો વાયુ, અમારી ઉપર આવે;
આલ્હાદિત મન અમારૂં થાતું, સર્વે સુખ ઉપજાવે. ૮૨

---

૭૫ સુહૃદભાવ–મિત્રભાવ ૮૦ વાને—શરીરે ( અમારે ).

સર્વે પીડા પરિતાપને, દુઃખડાં દૂર પળાય;
માટે દયા કરો દામોદર, એ વિધ ગુણગાણ ગાય. ૮૩
એવું વચન સાંભળી સર્વેનું, રાજા પૂછે આમ;
હે યમદૂત કહે તું આજે, શાથી થાય વિરામ. ૮૪
મારામાં એવું શું છે જે, સહુ પામે આલ્હાદ;
પ્રૌઢ પુણ્ય મેં સાધ્યું કેવું, વદો તજી પ્રમાદ. ૮૫
બીજાને સુખ થાયે મુજથી, કયા પુણ્યફળ યોગે;
તે સર્વે વિસ્તારી ભાખો, આ તન છે આરોગે. ૮૬
યમકિંકર કે' સાંભળ રાજા, તેં પિતૃ દેવને પોષ્યા;
અતિથિને વળી પોષ્યવર્ગને, ભૂપ ભલા સંતોષ્યા. ૮૭
તેમને આપતાં જે રહ્યું, તેવડે રાખ્યું તન;
ભૂખ્યો રહ્યો પણ ભારે ન ગણિયું, હે નૃપ તેં ભોજન. ૮૮
તે ત્રણ દેવે મન આરોપ્યું, તેણે તનવાયુ જાણ;
આલ્હાદ ઉપજાવે સહુને, પંચ કરે પરમાણ. ૮૯
એ કારણસર નારકીઓને, પીડા ન થાયે પંડ;
તેં અશ્વમેધ વિધિપૂર્વક કીધા, દીધા દુષ્ટને દંડ. ૯૦
તે કારણની ધારણ ધારી, યમપુરીમાં યમરાય;
યંત્ર અસ્ત્ર અગ્નિથી પીડન, છેદન દાહ ન થાય. ૯૧
તારે તેજે કષ્ટ કારમાં, કોમળ થઇને જાય;
પુણ્યશાળી પાપીને જોતા, બેઠા બેઠા યમરાય. ૯૨
રાય કહે ભાઇ ઠીક કહ્યું તે, જાયે પીડાર્તોની પીડ;
એ દાનથી બીજું નવ દેખું, પીડની ભાગે ભીડ. ૯૩
મારાવડે દુઃખીઆની પીડા, જો થાયે સહુ દૂર;

૮૬ આરોગે—આરોગ્ય. ૮૯ ત્રણ દેવે—બ્રહ્મા, વિષ્ણુ અને શિવમાં. ૯૧ યંત્ર ૪૦—યંત્રથી પીડન, અસ્ત્રથી છેદન અને અગ્નિથી દાહ ન થાય. ૯૩ પીડાર્તોની પીડ—પીડાથી પીડાયલાઓની પીડા.

તે સુખ સ્વર્ગે હું નવ દેખું, બ્રહ્મલોકમાં ભૂર. ૯૪
જો નિકટ હું વાસ વસું તો, નારકી પામે સુખ;
ભદ્રમુખ હું દ્રુમશો ઊભું, સત્ય વદું મુજ મુખ. ૯૫
યમદૂત કે' ચાલો ચાલો, ઊભા ન રહિયે આંય;
પાપીની યાતના મૂકી પડી, સા'ઓની ઈંદ્રબાંય. ૯૬
પુણ્યવડે તમે પ્રાપ્ત કર્યા તે, ભોગવો ભરપુર ભોગ;
પાપી જોયાથી પાપજ લાગે, (જેમ) ચેપીરોગથી રોગ. ૯૭
રાજા કહે જ્યાં સુધી આ પ્રાણી, મુજથી પામે સુખ;
ત્યાં સુધી કોઈ સ્થળે ન આવું, જો પામું અતિ દુઃખ. ૯૮
અરિપક્ષનો હોય કદાપિ, આવ્યો સ્વયને શરણ;
જે જન તેને શરણ ન આપે, ધિક્કાર જન્મ્યે ધરણ. ૯૯
દુઃખિત દીનનું રક્ષણ કરવા, થાય ન જેનો વિચાર,
તે નરનાં તપ દાનજ મિથ્યા, મિથ્યા મખફળ સાર ૧૦૦
મૃત્યુલોકે કે પરલોકે, થાય ન તેનું કલ્યાણ;
વળી બીજું યમદૂત બતાવું, સાંભળીએ સુજાણ! ૧૦૧
જે નરનું મન બાળક આતુર, વૃદ્ધ ઉપર નવ લાગે;
તેને માણસ જેહ કહે તે, આતુરતાને ત્યાગે! ૧૦૨
રાક્ષસ જેવો તેને જાણો, યમના દૂતો! આજ;
નારકી પાસે ઊભા રહ્યાથી, કથળે મારૂં કાજ! ૧૦૩
તપ્ત અગ્નિથી જેહ નિપજ્યું, ગંધથી ઉપજ્યું જેહ;
ક્ષુધા તૃષાથી જેહ નિપજિયું, નરક નિઃસંદેહ. ૧૦૪
મૂર્છા ઉપજે એવું મોટું, તે પણ મારે માન્ય;

---

૯૫ ભદ્રમુખ — ભલા મોંવાળા! (યમદૂતનું સંબોધન). દ્રુમશો —ઝાડ જેવો સ્થિર. ૧૦૦ મખફળ—યજ્ઞનાં ફળ.

રક્ષણદાન આ લોકને દીધે, માનું સુખ મહાન. ૧૦૫
એકને દુઃખ થવાથી ઘણા જો, સુખ પામે આ સ્થાન;
તો મુજને શું ન મળ્યું માનું, મારે આ સ્વર્ગ સમાન. ૧૦૬
એવો દઢ નિશ્ચે જોઇ મારો, ચાલ્યો જા યમદૂત;
યમકિંકર કે' રાજા ભાળો, ધર્મ વાસવ અદ્ભુત. ૧૦૭
તમને તેડવા કારણ આવ્યા, માટે જાઓ જરૂર;
ચાલો ચટપટ ઝટપટ થાઓ, દાનેશ્વરી મહાશૂર ! ૧૦૮
એવે અવધિ પાપતણો ત્યાં, આવી રહ્યો રાયકેરો;
યમરાય આવી એમ બોલ્યા, સફળ કરો મમ ફેરો. ૧૦૯
ભારી નૃપાળ ભૂપાળ ભૂમિમાં, તેં કરી સેવા મારી;
તેણે કારણ તેડવા આવ્યો, અપવર્ગ આ વારી. ૧૧૦
આ વિમાનમાં બેશી જાઓ, વાર ન કરશો કાંઇ;
પાર્થિવ કે' પરમેશ્વર ! સુણિયે, મારે રે'વું આંહી. ૧૧૧
નારકીશ આ નરકે પામે, પીડા પરમ નિધાન;
આર્તસ્વરે રક્ષણ કરવા કે', એનું કવણ નિદાન ! ૧૧૨
પોકારી હોકારી ભાખે, મૂકું તેને કેમ;
સ્વર્ગે ન આવું હું એ કાજે ! રૂડા ! રાખો રે'મ ! ૧૧૩
ઇંદ્ર કહે ધરણીધર ! મા'રૂં, સાચું સાંભળ્ય વેણ;
પાપી પાપ કરમને ભોગે, તે શેનું દુઃખદેણ. ૧૧૪
પુણ્યકર્મ તેં કીધાં પૂરણ, માટે જાને સ્વર્ગ;
એ માંહે આનાકાની શી, વર્ણસંકર એ વર્ગ. ૧૧૫
પાર્થિવ કે' હે ધર્મ પ્રભુ, અહો શચીપતિ શક્ર;

---

૧૦૭ વાસવ—ઇંદ્ર. ૧૧૦ અપવર્ગ— સ્વર્ગ( માં ). ૧૧૧ પાર્થિવ—રાજા. ૧૧૨ આર્તસ્વરે—દુઃખ ભરેલા સ્વરથી. નિદાન—મૂળ કારણ. ૧૧૪ ધરણીધર—રાજા.

જો જાણો તો સંશય ટાળો, વસમું વળગ્યું વક. ૧૧૬
પરિમાણ કો' પુણ્ય મારાનું, કૃપા કરીને દેવ;
એટલું સાંભળવા મન ઇચ્છા, સાચી સાધું સેવ. ૧૧૭
ધર્મરાય કે' સાંભળ્ય રાજા, તારૂં પુણ્ય અમાપ;
અબ્ધિબિંદુ અસંખ્ય ગણાયે, અસંખ્ય તારા આપ. ૧૧૮
આકાશમાં રહી એક ચળકે, બીજો ઝાંખો થાય;
તેની સંખ્યા થાય ન કદિયે, વૃષ્ટિધાર ગણાય ? ૧૧૯
સુરસરિતા તટપુલિન કણની, સંખ્યા ભાખે કોણ;
અપાર માંહે ગણતી એની, તેવાં તારાં પુણ્ય ઓણ. ૧૨૦
કોઇથી સંખ્યા થાય ન તેની, જાણો જાણ સુજાણ;
કરી દયા અધુના તમે રાજા, પુણ્યનું વાધ્યું પ્રમાણ. ૧૨૧
નારકી જીવ ઉપર નથી કોઇયે, દયા કરી દયાળ;
કોટચાવધિગણુ વાધ્યુ તેથી, પુણ્ય તારૂં ભૂપાળ. ૧૨૨
પરવરો પાર્થિવ તે કારણ, સ્વર્ગ વિષે સુખ લેવા;
પાપના ભોક્તા પાપી કરીએ, ક્રૂર કૃપાણજ જેવા. ૧૨૩
પાપ કર્મે પાપજ નિપજ્યા, તે કરવા ઘો નાશ;
તવ રાજા ધર્મશું બોલ્યો, સ્મિત કરીને હાસ. ૧૨૪
હું નિકટે નારકી નવ પામે, સુખનું શમણું લેશ,
તો સમાગમ સત્પુરૂષનો, કરશે કો દેવેશ ૧૨૫
દેવેશ્વર એ કારણ માટે, મારૂ જે સુકૃત અલ્પ;
સર્વ સમરપું નારકીને હું, કપાય કષ્ટના કલ્પ. ૧૨૬

---

૧૧૮ અબ્ધિબિંદુ—સમુદ્રના પાણીનાં ટીપાં. ૧૨૦ સુરસરિતા ઈ૦—દેવ નદી ગંગાના કિનારાની રેતીના કણની. ૧૨૧ અધુના—હમણા.

૧૨૩ પાપી--પાપીને. કૃપાણ--તરવાર. ૧૨૬ કલ્પ--અર્થાત અનેક કલ્પ લગી પોહોચે એટલા કષ્ટ.

પુણ્ય પ્રભાવ જો મારો હોયે, તો થાવ નારકી મુક્ત;
ઇંદ્ર કે' પુણ્ય વધ્યું પ્રથમથી, અર્પણ દાને યુક્ત. ૧૨૭
પ્રથમ કરતાં ઉંચા પદને, પામ્યા પાર્થિવ જાણ;
પાપ કર્મી નારકી છૂટ્યા, તેહ જુઓ સુજાણ. ૧૨૮
પુત્ર પિતાની પ્રત્યે ભાખે, એવો રાજા જોઇ;
વિયતમાંથી વૃષ્ટિ થાતી, પુષ્પની સાક્ષી સોઇ. ૧૨૯
પુરંદરે પૂર્ણ પ્રેમથી, રાય વિમાન બેસાડયો;
સ્વર્ગલોકમાં સાથે સાથે, સુરેંદ્રે તો તેડયો. ૧૩૦
એ યાતનામાંથી મુક્ત થયો હું, વળી બીજા અનેક;
કર્માનુસારે જાતિ વ્યક્તિ, પામ્યા એકે એક. ૧૩૧
દ્વિજસત્તમ એ રીતથી સર્વે, નરકનું વર્ણન કીધું;
જે જે પાપે જે જાતિમાં, જન્મે તે સાથે લીધું. ૧૩૨
એ પ્રકારે ઉભય ભેદથી, સર્વે સંશય ખોઉં;
જ્ઞાન પૂર્વ અનુભવે પ્રકટ્યું, જેવું જોયું જોઉં. ૧૩૩
જે મેં જોયું તે સંભળાવ્યું, વર્ણવી વાણીએ આજ;
હે મહાભાગ હવાં શું ભાખું, સોંપીએ શુભ કાજ. ૧૩૪
પુરાણી બાવા પૂરે પૂરૂં, લક્ષ દઇ આ કે'જો;
સંસ્કૃતમાં જો શૂન્ય વળે તો, પ્રાકૃત પાસે લેજો. ૧૩૫
કે'વાનું તે કાઢી નાખી, આચરવાનું રાખી;
રૈરવ નરકે જાતાં અટકો, સીધી સાખ્યો દાખી. ૧૩૬

---

૧૨૯ વિયતમાંથી — આકાશમાંથી. ૧૩૦ પુરંદરે— ઇંદ્રે. ૧૩૩ ઉભય ભેદથી—સ્વર્ગ અને નરકના ભેદથી. ૧૩૫ શૂન્ય વળે—અર્થાત્ ન સમજો તો.

ઇતિશ્રી માર્કંડેય પુરાણે, પિતાપુત્ર સંવાદ;
પંચદશોધ્યાય પૂરણ થાતાં, પ્રગટ્યો અતિ ઉલ્લાદ. ૧૩૭

## વલણ.

ઉલ્લાદ ઉર પ્રગટ્યો અતિ, ગુણગાણ હરિના ગાઇ રે;
વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, પુરાણી રાઇ મા'રાઇ રે. ૧૩૮

## કડવું ૩૮ મું.

### રાગ મલ્હારની દેશી.

પિતા કે' સુણ પુત્ર તું, કહી હેય વાત સંસારની·
ઘટી યંત્ર જેવી સરખી રીતિ, સરસ શ્રીના સારની. ૧
સ્વરૂપ એવું તેં કહ્યું તે, યથારથ સરવે ખરૂં;
તે જાણિયું મેં જુક્તિથી, તવ માર્ગ કેવો હું ધરૂં. ૨
પુત્ર કે' પિતા સુણો, શંકા તજી શ્રદ્ધા ધરો;
મારૂં વચન હૃદયે ધરી, સંસાર સાર કરો પરો. ૩
આશ્રય કરો આશ્રમતણો, આ વાનપ્રસ્થ વિચારીને;
વિધિપૂર્વક વર્ત્તો તેમાં, ત્યાગ તનમાં ધારીને. ૪
કરો પરિગ્રહ અગ્નિનો, નિજ મહા માનસ મારીને;
પરમાત્મમાંહે આત્મને, આરોપણો અવિચારીને. ૫
સુખદુઃખ ને ક્ષુધાતૃષાદિ, દ્વંદ્વ મૂકો નામથી;
વ્યવસાય વાણી પરિ કરી, નિવૃત્ત પામો કામથી. ૬
એકાંતરે ભોજન કરી, ઇંદ્રિયો રાખો કાબુમાં;
વાસ વસવા મન ધરો, ગિરનાર કે વળી આબુમાં. ૭

---

૧ હેય—તજવા જેવો. શ્રીના સારની—લક્ષ્મીના તત્વની. અર્થાત્ ધનાદિક પણ ઘટીયંત્રની પેઠે અસ્થિર છે. ૫ પરિગ્રહ—ગ્રહણ. મહા—(ક્રિ. વિ.). ૬ દ્વંદ્વ—જોડાં.

આળસ રહિતે આચરો પ્રભુ, ભિક્ષુચર્યા ભાવથી;
બાહ્ય વિષય છોડી દઇ સહુ, યોગ ધારો સાવથી. ૮
યોગકર્માસક્ત થાતાં, શું બને તે દાખવું;
પ્રતીકાર થાયે દુઃખ યોગે, નિઃસંગફરૂં ભાખવું. ૯
ન વરણાય એવી અનુપમ સહુ, મુક્તિ માને લોક જે;
તેતણો હેતુ યોગ જાણયે, ટળે સર્વે શોક એ. ૧૦
આવવું જવું સર્વ થાશે, યોગમાંહી મળ્યે સદા;
પંચ ભૂતની ભૂતિ ટળશે, દુઃખ નહિ દેખો કદા. ૧૧
પિતા કે'છે વત્સ મુજ, ફરી જન્મ જે ધરવો પડે;
દુઃખ ખમવા દેહ ધરી જે, તે મટે ભઇ શેવડે ? ૧૨
હેતુ મુક્તિતણો જે તેં, યોગ ભાખ્યો મુખથી;
તેહ કે' વિસ્તારીને તું, સર્વ સુણું સુખથી. ૧૩
યોગમાં આસક્તિ રાખે, સ્વભાવથી મન આતમા;
નિઃસંગ માનું તેથી તેને, તોય છે તેને તમા. ૧૪
સંસારબંધન નવ પડું હું, એવી મારે આશ છે;
યોગ ભાખો યોગીસુત સહુ, જેહ તારી પાસ છે. ૧૫
સંસારરૂપી સૂર્ય તાપે, ખેહ થાયે દેહ આ;
તે રૂપ માનસનેજ છાંટો, તેહ ભાખું જેહ આ. ૧૬
બ્રહ્મજ્ઞાન રૂપી હિમ જળથી, ઠંડ હિમ બની ગયો;
તે તુજ વચનવારિએ સુત, તાપ તનકેરો વ'યો. ૧૭
અવિદ્યા રૂપ અજગરે હું, ગળી કાઢયો બા'ર છે;

---

૮ બાહ્ય—બાહારના. ૯ પ્રતીકાર ઈ૦—જેનાવડે દુઃખના સંયોગનો પ્રતીકાર થાય છે. નિઃસંગ ઇ૦—નિઃસંગનું સુખ ( મુક્તિ ).

૧૧ ભૂતિ—વૈભવ. અર્થાત્ સંસાર. ૧૬ છાંટો—( બ્રહ્મજ્ઞાન રૂપી જળથી ).

પીડાયલો પિંડ ઘણો હું, મૃતક દેહ અસાર છે. ૧૮
તેહ તારે વેણ પીયૂષે, જીવશે ને જાગશે;
ક્ષેત્ર ઘર ને પુત્ર પત્ની, સુત આ જીવ ત્યાગશે. ૧૯
ઇત્યાદિ સર્વે કષ્ટકારી, મૂકશે મમતા પરિ;
વિજ્ઞાનકૂંચી દે બતાવી, જેહ તેં હૃદયે ધરી. ૨૦
દુ:ખકેરી શૃંખલાને, તોડી મુજને મુક્ત કરય;
જ્ઞાનઘોડે ચઢાવી દઇ, પિતાકેરો હસ્ત ધરય. ૨૧
પિતા તારે પુત્રને કે, પુત્ર તારે બાપને;
ન્યાય એવો શાસ્ત્રમાંહે, કશું કે'વું આપને. ૨૨

## વલણ.

આપ છો અણમાપ મારા, સદાચારી સુત રે;
દાદા ભાખે પૂત ત્યાં, મહામનહર પૂત રે. ૨૩

## કડવું ૩૯ મું.

## રાગ ગોડી.

નમસ્કાર કરૂં ગુરૂરાય, નમું ગણપતિ મહાકાય;
નમું શંકર યોગાચારી, નમું શુકમુનિ બ્રહ્મચારી. ૧
નમું બ્રહ્મા વિષ્ણુદેવ, તજી તન મનનો અહમેવ;
હરિ પૂરો આશા આ વારી, યોગધર્મ કહું વિસ્તારી. ૨
જેવી ભાષા પ્રાકૃત મારી, તેવી યોગની યુક્તિ સમારી;
ગિર્વાણ ભાષા મહાભારી, અતિ સરસ અને વળી સારી. ૩
નવધા ભક્તિ મહામોટી, પણ નાસ્તિકને મન ખોટી;

---

૧૯ પીયૂષે—અમૃતવડે. ૨૧ શૃંખલા—બેડી. ૨૩ પૂત—પૂત્ર. પૂત—પવિત્ર ( વચન ).

તેવા સંસ્કૃતનાસ્તિક સર્વ, કેવા તેને ભાષાગર્વ ! ૪
મહામાયાને મૂકી વે'તી, ધારી સારી સુખ ન દેતી;
કરી ભાષા માર્ગ અનેક, ભૂલ્યા વૈખરીકેરો વિવેક. ૫
તેહ વિવેક લાવવા માટે, ગિરવાણ ગિરાને ઘાટે;
મૂઢ મારા જેવા ઉતારૂ, થયા તેણે આવું વિચાર્યું. ૬
સારી ગિરાનો સ્વાદ લેવા, અજાણને કેવી તે કે'વા;
કિંચિત માર્ગના દર્શક થાવું, યોગ વેદાંત યુક્તિએ ગાવું. ૭
હોય આકાશમાં સૂર્ય જેહ, કેઇ વિધિએ લવાય તેહ;
તોય બાળકને ભરી પાણી, પિતા માતા આપે આણી. ૮
તેટલું ન લવાય ગિરાથી, કંઇક લવાય વડ વીરાથી !
તે જોઇ શે થાવું નિરાશ, વધારવી વડપણ આશ ! ૯
એવા એવા કરીને તર્ક, કથા આરંભુ અલર્ક;
એકે ચિત્તે સાંભળો સર્વ, મહાપવિત્રકારી પર્વ. ૧૦
સુત પિતાનો સંવાદ, સુણો પરો કરી પ્રમાદ;
કહે તનુજ સુણો તાત, પૂછી અલર્કે ભાખું વાત. ૧૧
બુદ્ધિશાળી દત્તાત્રેય મુનિ, તેવો અલર્ક પૃચ્છક ગુણી;
તેને કહ્યો યોગ જે રીત, તેહ સુણાવું ધરી પ્રીત. ૧૨
થશે આત્મા માંહી ઉજેહ, તવ પિતા કરે સંદેહ;

---

૪ સંસ્કૃતનાસ્તિક ( સંસ્કૃતભાષા ભણવાથી સ્વભાષાની આસ્થા વિનાના ). કેવા ૯૦—તેમને સ્વભાષાના ગર્વ કેવા ?

૫ મહામાયા—સરસ્વતી—વાણી. સંસ્કૃત વાણી સારી છતાં તેના ન જાણનારને તે સુખ આપનાર ન હોવાથી તેને વેહેતી મૂકી અને જૂદી જૂદી ભાષા રૂપી અનેક માર્ગ કર્યા, તથા એમ કરીને વૈખરા( વર્ણાત્મક વાણી)-નો વિવેક ભૂલ્યા.

૯ ગિરાથી—સંસ્કૃત વાણીમાંથી ? વડ વીરાથી — કોઇ મહાકવિથી વધારવી ૯૦—મોટા ( કવિ ) થવાની આશા વધારવી.

દત્તાત્રેય તે કોનો સુત, કથી રીતે રહ્યો યોગ પૂત. ૧૩
યોગ સંબંધી કર્યો પ્રશ્ન, તેની કેવી મનસા તૃષ્ણ;
મહાભાગ અલર્ક તે કોણ, એવું સાંભળિયું નામ ઓણ. ૧૪
પુત્ર કહે સુણો મહાન, નગર નામે પ્રતિષ્ઠાન;
તેમાં કૌશિકકુળનો વિપ્ર, વાસ વસતો કહું ક્ષિપ્ર. ૧૫
તેના પૂર્વજન્મને પાપે, કાયા કુષ્ટરોગ સંતાપે;
મહાવ્યાધિગ્રસ્ત ભરતાર, જોઇ સેવા કરતી નાર. ૧૬
પરમેશ્વરથી વધુ માને, વદે લોક શો ભજે આને !
તેનું સુણે ન શ્રવણે વેણ, માને પતિનિંદા દુઃખદેણ ૧૭
પતિને અંગે ચોળે તેલ, રાખે રામા રૂડો મેળ;
નવરાવે નારી નેહે, વાંચ્છે શો સુખ થાયે દેહે. ૧૮
હસ્ત પાય ચાંપે હેતે, વસ્ત્ર સજાવે વપુ વેતે;
જમાડે રમાડે જાણ, કફ વિષ્ટા ધુએ નિરવાણ. ૧૯
થતું મૂત્રાદિથી મલિન, કરે સ્વચ્છ મહિલા અનુદિન;
કુષ્ટ રોગથી રૂધિરપ્રવાહ, ચાલે અંગથી ઉઘડ રાહ. ૨૦
તેહ ધોઇ નાખે નારી, સુખકાજ દે શય્યા સમારી;
એવા એકાંતિક ઉપચાર, વદી વર વાણી નિરધાર. ૨૧
કરે વિનયે વરતી જાણ, સેવા સાધે ધારી પ્રાણ;
તથાપિ તે બ્રાહ્મણ ક્રોધી, જોતો ટીંડાં છાંયડા શોધી ! ૨૨
કઠોર વેણ વદે મહાક્રૂર, થાયે સતી ઉપર શૂર;
મો'ર મો'રની ગાળો માપે, તિરસ્કાર કરી તન તાપે. ૨૩

---

૧૩ યોગપૂત—યોગથી પવિત્ર. ૧૬ મહાવ્યાધિગ્રસ્ત—મોટા રોગથી ગળાયલો. ૨૩ મો'ર મો'રની—ભારે કીમતની. અર્થાત્ બહુ ભૂંડી.

રંડા પ્રિયપણાનો શબ્દ, અન્ય થાય કુલટા ઉપલબ્ધ;
તડે મારવા કરી મરોડ, તરૂણીને કરે તરછોડ. ૨૪
ક્રોધમાં પડી જાયે ભૂમિ, જાયે મારવા ઝૂમી ઝઝૂમી;
પડે પૃથ્વી જ્યારે નાથ, શ્યામા સાંયે ત્યારે હાથ. ૨૫
વનિતાનો કહે કોઈ વાંક, કહું હું તો તે મહારાંક;
કહે દાઢ વાંક હશે કોઇ, તેહ રહે ભવોભવ રોઇ ! ૨૬
માત્ર વાંક જો કહે પ્રાણી, તો થાય પીડા અંગ પ્રમાણી;
કુષ્ટ રોગે કળતર થાય, ચતુરાપર ચીડિયાં ખાય. ૨૭
તે સર્વ સહન કરે નારી, તેના પર જઇએ બલિહારી;
ગણે પતિને દેવાધિદેવ, સાધે અહોનિશ તે સેવ. ૨૮
મહામલિન અંગે મૂઢ, નારી માને ગરૂડારૂઢ;
માને સર્વ પુરૂષથી શ્રેષ્ઠ, એનાથી નર માને નેષ્ઠ. ૨૯
પગે ચલાય નહિ નિરવાણ, બોલ્યો તે નારીશુ વાણ;
એક દિવસને સમાજોગ, તેનો કંઇ થયો શાંત રોગ. ૩૦
ત્યારે બોલ્યો મુખેથી આમ, અહો ધર્મજ્ઞ મારી શ્યામ;
આપણા નગરની માંય, રાજ્યમાર્ગે વેશ્યા રહે જ્યાંય. ૩૧
તેને આજે દીઠી મેંય, ઘણી વાર દીઠી હશે તેંય;
તેહ તરૂણી કને જાવું, મારા મનમાં આવ્યું આવું. ૩૨
મારૂં ચિત્ત રમે તેનામાં, આહા ! રે રૂપ શું એનામાં;
તે સ્ત્રી જોઇ મેં પ્રાતઃકાળે, હવાં રાત્રી થઈ છે બાળે ૩૩
મેં જોઇ તેને જે વાર, ત્યારથી લાગી હૃદે નિરધાર;
મને સર્વાંગે તે નારી, નવ આલિંગે નિરધારી. ૩૪
તો થાયે આજે મૃત્યું મારૂં, સ્વામિની હું સત્ય ઉચ્ચારૂં;
ગર્જ્યે'લા વદે આવું, નવ શંકામાં મન લઇ જાવું. ૩૫
કહે મૂઢ તે મુખે તદા, કામવિકાર વસે સદા;

૨૪ ઉપલબ્ધ—પ્રાપ્ત.

પ્રાણીમાત્રમાં વસે તે વક્ર, મોહ્યા બ્રહ્મા મોહ્યા શક્ર. ૩૬
જે મેં દીઠી વારાંગના, ઘણા મોહ્યા તેના વના;
કરે પ્રાર્થના તેને માટે, કંઇ ન મળ્યે ઉચ્ચાટે. ૩૭
એવી વારતા સાંભળી આજ, રૂપે ચળે મોટા મહારાજ;
તું ગઈ લેવા ફૂલ, ત્યારે પ્રગટ્યું હુંને શૂળ. ૩૮
મેં મુખ કર્યો પોકાર, આવ્યો એક જન સુણી હોકાર;
તેણે કહી હુંને સહુ વાત, મેં પૂછી દીઠી પ્રભાત. ૩૯
મારી ઇચ્છાને તે ફળિયો, શૂળ શમ્યે હશી વળિયો;
હવાં સાંભળ નારી તુંય, આ દેહે અપંગ છું હુંય. ૪૦
તેની પાસે કેમ જવાય, સિદ્ધિ મનોરથની કેમ થાય ?
લાગે વિષમ વારતા એહ, હોયે દુકાળમાં કંઇ મેહ ? ૪૧
એમ વદી નાખ્યો નિઃશ્વાસ, રે રે પો'ચે શો મારી આશ !
આવી જોઇ પતિની દશા, ગુણ ગોરીને દિલ વશ્યા. ૪૨
સત્કુળમાં જન્મેલી જાણ, પતિધર્મ ધર્યો પ્રમાણ;
તેણે જોયો કામાતુર સ્વામી, સર્વ ધન લીધું મહાનામી. ૪૩
જેથી રીઝે વેશ્યાનું મન, તેવું લીધું સર્વસ્વ ધન;
બાંધી કટિ પટકુળે કશી, જેને સ્વામીસેવા ઉર વશી ૪૪
સ્કંધે બેસાડી લીધો નાથ, બે કર મૂકાવ્યા સ્વમાથ;
ધીમે ધીમે ચાલે મહિલા, કહિયે કયીવિધ રાત્રીએ વહિલા ! ૪૫
કર્મના જોગ જુઓ ભાઇ, કેવી રણસંબંધ સગાઇ ?
આવ્યો મેઘ ચઢી ચારે પાસ, ગયો ક્ષપાનોય પ્રકાશ. ૪૬
દશ દિશામાં અંધકાર, તેવે સમે ચાલે કયમ નાર !

---

૩૭ વક્ર—વાંકો ( કામદેવ ). શક્ર—ઇંદ્ર. ૩૭ તેના વના—તે ન મળવાથી. ૪૫ વહિલા—૭૦—વહિલા સારસ રાત્રી છે માટે તેને સારસનું જોડું શીરીતે કહી શકીએ—સંકટ. ૪૬ ક્ષપાનોય—રાત્રીનો પણ.

રાખવા સતીકેરૂં સત્ય, વિચારી વીજળીએ મત્ય. ૪૭
ક્ષણે ક્ષણે કરે ચખકાર, માર્ગ દેખાડવા નિરધાર;
તેને પ્રકાશે સાચવી ચાલે, ખાડા ટેકરા નારી ભાળે. ૪૮
એ પ્રકારે સહી દુ:ખ, ઇચ્છે પતિને કરવા સુખ;
રાજમાર્ગમાં ચાલી જાય, થાક લાગે પણ ન ખાય. ૪૯
એવે એક થયું અવનવું, યથામતિએ તેહ કવું;
તેહ માર્ગકેરે મોઝાર, પરોવ્યા માંડવ્ય શૂલીએ સાર. ૫૦
નહિ ચોર છતાં કરી ચોર, દીધા શૂળિયે મુનિકિશોર;
મૌનવ્રત ધર્યું મુનિ માટે, નવ આવ્યા મરતાં ઉચ્ચાટે. ૫૧
તેહ શૂળીકેરી પાસે, ગઇ નારી પતિકેરી આશે;
ગઇ વીજળી આકાશમાંય, કે નારી અકુળાતી ગઇ ત્યાંય. ૫૨
જ્યાં શૂળીએ ઋષિ ફરકે, તેને અંધારે દ્વિજ પગ અડકે;
પીડાયલા મહાદુ:ખે જાણ, તેનું કરે કોણ પ્રમાણ. ૫૩
તેવા દુ:ખીને અડકયો પાગ, હાલ્યું અંગ હાલ્યા મહાભાગ;
તે સમે મુનિનો નીમ, થયો પૂરો આવી રહી સીમ ! ૫૪
આવ્યો તો બોલવાનો વારો, ગયો સમય મૌનનો સારો;
તેથી બોલ્યા મુખે એમ, કયા દુષ્ટે મૂકી આ રે'મ ! ૫૫
જેણે દુ:ખીઆને દુ:ખ દીધું, તેને જોઇએ શાસન કીધું;
જેણે દુ:ખ દીધું મને જાણ, તેના સૂર્ય ઉગ્યે જાશે પ્રાણ ! ૫૬
એમાં સંશય નહિ લગાર, સૂર્ય ઉગ્યે મરે નિરધાર;
સૂર્યનું દર્શન નવ દેખે, જેહ દુ:ખી હુંને ઉવેખે. ૫૭
એવો દારૂણ બ્રાહ્મણશાપ, સુણી પામી સ્ત્રી સંતાપ;

---

૫૦ માંડવ્ય—માંડવ્ય ઋષિને. એ ઋષિને ચોર ધારીને રાજાએ શૂળિ-ઉપર ચઢાવી રાખેલા હતા. ૫૧ મુનિકિશોર—મુનિના પુત્ર.

બોલી મુખથી એવું વેણ, સૂર્ય ઉગશો નહિ દુઃખદેણ. ૫૮
જેણે મરે પતિ મારો, તેહ સૂર્યનો ઉદય નિવારો;
એમ શાપી ચાલી સતી, ગણિકાગેહ ગઇ મહામતિ. ૫૯
દ્વાર ઊભી રહી બોલી નાર, પુંશ્ચલિ ઉઘડાવને બાર;
મુખ માગ્યો લે તું દ્રામ, નિવાર્ય સ્વામીનો કામ. ૬૦
ગણિકા નિકળી ઝરૂખે, એવે વાડવ આવ્યો દુઃખે;
એકાકી તે બોલ્યો બોલ, તરૂણીનો મારી તોલ. ૬૧
થઇ મનસા પૂરી મારી, હવાં ગેહે ચાલ્ય તું નારી;
પાતિવ્રત્ય પાળે તુંય, શે પત્નીવ્રતને મૂકું હુંય. ૬૨
ચાલ્ય વે'લી વે'લી ઘેર, કંઇ સુણવી ન મારે પેર;
તુંથી હેઠું વિશ્વ હું માનું, રાખજે વનિતા સહુ છાનું. ૬૩
એમ કહેતામાં વળી પાછી, થાય અબળા આંતરે આછી;
ઉભી ગણિકા મારે હાક, જેને યૌવન ધનનો છાક. ૬૪
આવી નારી ઘરમાં પેશી, નવ પ્રાણહરણની પીડા વરી;
હર વિધિ ને હારે વિષ્ણુ, સતીથી મોટા નહિ જિષ્ણુ. ૬૫
પછે શું ગજું સૂર્યનું, સતી દયાગાકેરૂં દેરૂં;
સવિતાભાવે રહી રાત, હવે નહિ કદી પરભાત. ૬૬
તે જોઇ પામ્યા ભય દેવ, તજી તન મનનો અહંગવ;
કે'વા લાગ્યા મુખથી આવું, સ્વાધ્યાયરહિત થઇ ક્યાં જાવું ? ૬૭
વષટ્કાર સ્વધા ને સ્વાહા, એ વિહોણું વિશ્વ છે આહા !
એ નાશ ન પામે કેમ, રહે કેમ ક્ષિતિજનું ક્ષેમ. ૬૮

---

૬૨ પાતિવ્રત્ય—પતિવ્રતાપણું. ૬૫ જિષ્ણુ—જયશાળી. ૬૬ સવિતાભાવે—સૂર્યના અભાવે—સૂર્ય ન હોવાથી. ૬૭ સ્વાધ્યાય—વેદાધ્યયન.

૬૮ વષટ્કાર— દેવને બલિદાન આપતી વખતે કરવાનો ઉચ્ચાર. સ્વધા—પિતૃને બલિદાન આપતાં કરવાનો ઉચ્ચાર. સ્વાહા—અગ્નિને બલિદાન આપવાનો ઉચ્ચાર. ક્ષિતિજ—પૃથ્વીમાં ઉપજેલા પ્રાણીઓ.

દિવા રાત્રીની ગતિ વિના, સુર યજ્ઞે ન થઇએ ભીના;
થાય માસ ઋતુનો ક્ષય, જાયે ક્રય અને વિક્રય. ૬૯
થાય તેનો જ્યારે નાશ, દ્વય અયનનો થાયે હ્રાસ;
દક્ષિણાયન ઉત્તરાયન, શે જણાય વાડી કે વન. ૭૦
એમ અયન નવ લે'વાય, સંવત્સર શી પેર કે'વાય;
સંવત્સર વિના કાળ ગણતી, રહે પ્રવૃત્તિ તેની આફૂણતી. ૭૧
પતિવ્રતાને વેણે બંધાયો, સૂર્ય ઉદયમાં ન સંધાયો;
નવ ઉગે સૂરજ જ્યારે, સ્નાનાદિક ન થાયે ત્યારે. ૭૨
અગ્નિમાં આહુતિ નવ પડે, જ્ઞાનાદિક અભાવ તેવડે;
પાવકમાં હોમ કર્યા પાખે, આપણું પોષણ કો દાખે. ૭૩
તે પોષણ વિણ ન ધર્વે, જાયે આપણો ગળી ગર્વ;
મનુષ્યમખભાગે તૃપ્ત જ્યારે, વૃષ્ટિ કરીએ આપણ ત્યારે. ૭૪
તેણે તૃણ અન્નની થાય નિપજ, અનુગ્રહની એહ ઉપજ;
વૃષ્ટિથી થાય ઔષધી જાણ, તેવડે કરે યજ્ઞ પ્રમાણ. ૭૫
યજ્ઞ કરીને પૂજે દેવ, સાધે સાચી સર્વની સેવ;
ત્યારે મનોરથ પૂરૂં તેના, ગુણ કહું એના કે તેના. ૭૬
અધોવૃષ્ટિ કરીએ દેવ, ઉર્ધ્વવૃષ્ટિ નર કરે તતખેવ;
આપણે વરસાવીએ જળ, હુતદ્રવ્ય નરવૃષ્ટિ વિમળ. ૭૭
જે દુરાત્મન્ દુષ્ટનર જાણ, નૈમિત્તિક ભૂલે અજાણ;

---

૭૦ અયન—સંક્રાંતિ- ઉત્તરાયન અને દક્ષિણાયન. હ્રાસ—ઘટાડો.
૭૧ આફૂણતી—એમની એમ.

૭૪ મનુષ્ય ઇ૦— મનુષ્યોએ કરેલા મખ( યજ્ઞ )ના ભાગ પામીને.
૭૫ અનુગ્રહની—કૃપાની. ૭૭ અધોવૃષ્ટિ—આકાશમાંથી નીચે પાણીની વૃષ્ટિ. ઉર્ધ્વવૃષ્ટિ—ભૂમિ ઉપરથી સ્વર્ગમાં યજ્ઞની વૃષ્ટિ. નરવૃષ્ટિ—નરોએ કરેલી વૃષ્ટિ.

કરે અર્પણ નહિ તેહ કર્મ, તેને અર્પિએ નહિ સુખ શર્મ. ૭૮
ન દે આપણને મખભાગ, રાખે લોલુપતામાં રાગ;
મૂકી આપણને જે ખાય, તેને મારીએ જો મહાકાય. ૭૯
તેનું કરવા નાશ પ્રમાણ, વારિ વન્હિ સવિતા જાણ;
વાયુ વસુંધરાને દૂષિત, જોઇ કરીએ એવી રીત. ૮૦
તેવું દૂષિત જળ ને અન્ન, ઉપભોગ કરે જે જન;
તે દુરાત્મનને દારૂણ દુઃખ, મહામારીએ હરીએ સુખ. ૮૧
ઇત્યાદિ ઉપસર્ગોવતી, મરણ પામે તે મૂઢમતિ;
જે હવિર્દાને પમાડે સંતોષ, ભક્ષે શેષાન્નકેરો કોશ. ૮૨
તેવા મહાત્માને પુણ્યની પ્રાપ્તિ, કરીએ સ્વર્ગ લોકે સમાપ્તિ;
અધુના સમૃદ્ધિ ગઇ તેની, હવાં આશ કરીએ કેની. ૮૩
થાયે દિનની ઉત્પત્તિ કેમ, સુર સકળ વિચારે એમ;
એકમેક કહે સુર એવું, અતિ કેવું જોવા જેવું ! ૮૪
યજ્ઞનાશશંકા કરનાર, શંકાતુર દીઠા અપાર;
વળી વચન સાંભળી દીન, જોયા વારિ વિહોણા મીન. ૮૫
બોલ્યા પ્રજાપતિ પાવન, અહો સુરવર મોટમ મન;
પરમ તેજનો જેહ પ્રભાવ, તેહ તેજે થાયે સાવ. ૮૬
તપનો પ્રભાવ તપવડે, થઇ શાંત ને પાછો પડે;
માટે વચન માનો મારૂં, સુખ થાવાનું ઉચ્ચારૂં. ૮૭
પતિવ્રતાના મહાત્મ્યને માટે, ઉદય થાવા સૂર્ય ઉચ્ચાટે;

---

૭૮ દુરાત્મન્—નઠારી બુદ્ધિવાળા. નૈમિત્તિક—કોઇ નિમિત્તથી કરવાના કર્મ. ૮૧ મહામારીએ–મહામારીના રોગવડે.

૮૨ ઉપસર્ગ—આગંતુક ઉપદ્રવ. હવિર્દાને–હોમવાના પદાર્થ અગ્નિમાં અર્પીને. શેષાન્ન—હોમતાં બાકી રહેલું અન્ન. ૮૩ તેની—હોમની. ૮૬ સાવ—સકળ. ૮૭ પ્રભાવ–મહિમા.

નવ ઉગે સૂર્ય જો સદા, માનવ દાનવ દુઃખી તદા. ૮૮
તમો સુર સહુને કષ્ટ, મખવિણ થાઓ નષ્ટ;
એવું વિપરીત ધારો ચિત્ત, તો માનો મારૂં વેણ ખચીત. ૮૯
અત્રિ ઋષિની સતી નાર, તેજસ્વિની તરિયા મહાતાર;
અનસૂયા એવું અભિધાન, આરાધો તેને નિરવાણ. ૯૦
કરો પ્રસન્નતાના ઉપાય, સુખ થાયે તો મહાકાય;
પુત્ર કહે સુણો પિતા મારા, દેવ બનિયા જેહ બિચારા. ૯૧
તેણે કીધાં તપ અપાર, ત્યારે રીઝી આવી નાર;
સુરની પાસે જઇ બોલી, અનસૂયા તોલને તોલી. ૯૨
કહો શી ઇચ્છા મનમાંય, ભાખો શુભ શું કરૂં આંય;
ત્યારે યાચના કરતા દેવ, સતીની કરી સારી સેવ. ૯૩
માગ્યું મુખેથી સહુ સુર, જો પ્રસન્ન થયાં ભરપૂર;
તો પ્રથમની પેઠે દિન, થાય ઉદય ટળે દીન. ૯૪
એહ ઇચ્છા અમારી સતી, પૂર્ણ કરો તમે મહામતિ;
અનસૂયા કે' સુણો સર્વ, માન્યું જેણે પતિ રૂપ પર્વ. ૯૫
તેના સત્યની હાનિ ન થાય, તેવો રચું હું કાંઇ ઉપાય;
સાધ્વીનું મનાવું મન, સતી સ્ત્રીને કરૂં પ્રસન્ન. ૯૬
પૂર્વવત પ્રકટશે દિન, કષ્ટ આવ્યું થાશે હીન;
પુનરપિ દિવા રાત્રીની સ્થિતિ, કરી દેઇશ રૂડી રીતિ. ૯૭
જેમ માને પતિવ્રતાનું મન, તેના ધવને ન થાય વિઘન;
જડ કે' સુણો જનક મારા, પતિવ્રતાના કેવા ધારા. ૯૮
કહી દેવને એવું સતી, ગઇ ગોરી મંદિર મહામતિ;
સતીએ સતીને પૂછ્યું ક્ષેમ, પતિધર્મનો ધારો છો નેમ. ૯૯

૯૦ તેજસ્વિની—તેજવાળી. તરિયા (ત્રિયા)—સ્ત્રી. મહાતાર—મોટાને તારનારની. ૯૪ દીન—દીનતા. ૯૮ ધવ-સ્વામી.

તેણે કહ્યો પોતાનો ધર્મ, સ્વામીધર્મ કહ્યો સુકર્મ;
અનસૂયા કે' સાંભળ વાત, પતિમુખદર્શને થાય શાત. ૧૦૦
તેને જોઇ તું આનંદ પામે, તરવો ભવજળ જેને નામે;
માને દેવથી સ્વામી શ્રેષ્ઠ, પતિ પાખે નર સહુ નેષ્ઠ. ૧૦૧
સ્વામીસેવા તેં સાધી ખરી, કથા એવી મેં કહેી ધરી;
કર્યું પ્રાપ્ત એ મોટું ફળ, વાધ્યું એથી ઓ'ળું બળ. ૧૦૨
પૂર્ણ થયા મનોરથ તારા, વિઘ્ન નાશ પામ્યાં અવિધારા;
અહો સાધ્વી સાંભળ વાણ, કહું પંચઋણતણું પ્રમાણ. ૧૦૩
તેહ પાળવાં રૂડી રીત, સાધર્મે ધરવી પ્રીત;
તેમાં રહી ધન મેળવવું, હેતરીશું મન હેળવવું. ૧૦૪
(જેહ) કર્યું ધર્મે રહી ધન પ્રાપ્ત, તેણે પોષવા સત્પાત્ર આપ્ત;
સત્ય નમ્રતા તપ ને દાન, દયાયુકત રે'વું મહાન. ૧૦૫
શાસ્ત્રે દર્શાવી ક્રિયા જેહ, કરવી રાગદ્વેષરહિતે તેહ;
નિત્ય શ્રદ્ધા ધરવી તેમાં, કે'વું માનસને શુભ એમાં. ૧૦૬
અહો પતિવ્રતે ! ક્રમે કરી, સ્વજાતિની ધારણા ધરી;
પામે બ્રહ્માદિલોક પ્રયાસે, જનત્રાસે ન ધર્મથી નાસે. ૧૦૭
મહાકષ્ટ સહે નર કાય, તેની વિભાગી નારી થાય;
પતિસેવા કરે જે સતી, વેણ ઉથાપે ન અર્ધ રતિ. ૧૦૮
તે પુણ્ય પુરૂષનું જેહ, અર્ધભાગે પામે નિ:સંદેહ;
પતિસેવાથી એટલું મળે, જેહ સંપાદ્યું મહાબળે. ૧૦૯
સ્ત્રીને ત્યાગ ન કરવો પડે, સરલતાએ સ્વર્ગે ચઢે;

---

૧૦૩ પંચઋણ—દેવઋણ, પિતૃઋણ, મનુષ્યઋણ, અતિથીઋણ, અને ભૂતઋણ. ૧૦૫ આપ્ત—સ્વજન. ૧૦૬ માનસને—મનને. ૧૦૮ વિભાગી—ભાગ લેનારી.

કરે પુરૂષ પ્રયત્ને યાગ, મળે યોષિતાને તેનો ભાગ. ૧૧૦
જૂદું શ્રાદ્ધ ન કરવું જોઇએ, નથી શંશય તો શા ખોઇએ?
ન કરવો જૂદો ઉપવાસ, માત્ર સ્વામીસેવાની આશ. ૧૧૧
તેહ આશા રાખે સાચી, તેના પાતક જાયે પાચી;
અભિલષિત પામે લોક, સ્વામીસેવાથી ટળે શોક. ૧૧૨
માટે મહાભાગ્યવતી નારી, સદા સ્વામીની સેવા વિચારી;
અહોરાત્ર તેમાં રમવું, નવ બીજી લલુતાએ ભમવું. ૧૧૩
સતીની સ્વામી ઉત્તમ ગતિ, અનુત્તમ પોતાનો પતિ;
સારી ક્રિયાએ કરે સ્વામી, સુરપિતરાર્ચન મહાનામી. ૧૧૪
અન્ન જળે અતિથિનું જાણ, અભ્યર્ચન કરે પ્રમાણ;
તેનું અર્ધફળ નારીને મળે, પુણ્ય સંપાદ્યું મહાબળે. ૧૧૫
જેહ કરે સ્વામીને પ્રસન્ન, સાધે સેવા એકે મન;
મળે તેહને એ ભાગ, કુલટાએ ન જોવા લાગ! ૧૧૬
બીજી વાર કહ્યું કરી સ્પષ્ટ, નવ ભૂલે નારીની સૃષ્ટ;
પુત્ર કે' સુણો મારા તાત, ગમી સતીને સારી વાત. ૧૧૭
મહામાને કરી પૂજાય, સત્ય સત્ય કહો મહામાય!
વળી સતી બોલી મુખ આમ, સુણે અત્રિઋષિની વામ! ૧૧૮
અહો ધન્ય છે મારૂં ભાગ્ય, એમ વદીને લાગી પાગ;
કર્યો અનુગ્રહ અતિ મોટો, જેનો જુગમાંહે નહિ જોટો. ૧૧૯
કરી દેવે કૃપા અપાર, તમને મોકલિયાં આ વાર;

---

૧૧૨ પાચી જાય—રંધાઇ જાય. અર્થાત્ નાશ પામે. અભિલષિત—ઇચ્છેલા. ૧૧૪ સતીની ઈ૦–સ્વામી એજ સતીની ઉત્તમ ગતિ છે. અનુત્તમ—જેનાથી બીજો કોઈ ઉત્તમ નથી એવો. સુર ઈ૦–દેવ અને પિતૃઓનું પૂજન. ૧૧૫ અભ્યર્ચન—પૂજન. ૧૧૬ કુલટા ઇ૦—અર્થાત્ અપતિવ્રતાએ એવી આશા રાખવી નહિ. ૧૧૭ નારીની સૃષ્ટ—સ્ત્રી જાતી.

સ્વભાવસિદ્ધ જે મારો સ્વભાવ, તેનો દર્શાવ્યો રૂડો ભાવ. ૧૨૦
કલ્યાણકારી ગુણ જે મારો, તેને સશ્રદ્ધા વધાર્યો;
સ્ત્રીને પતિના સરખી બીજી, ગતિ નવ જાણું હું રીઝી. ૧૨૧
સ્વામીની પ્રીતિ આ લોકે, તારે પત્નીને પરલોકે;
સ્ત્રીનો દેવતા સ્વામી એક, અન્ય જૂઠો સર્વ વિવેક. ૧૨૨
કિંતુ કહો કલ્યાણી દેવી, કૃપાદષ્ટિ કરી કેવી;
પધાર્યાં મારે મંદિર પોતે, ઋષિપત્ની જોતે જોતે. ૧૨૩
આજ્ઞા કરો કરૂં હું શુંય, પતિપત્ની પરિજન છુંય;
અનસૂયા કે' સાંભળ સતી, પતિવ્રતે ! તું મહામતિ. ૧૨૪
તારે વચને સત્કર્મ જાણ, જેમાંથી ગયાં પ્રમાણ;
તેવા દિનને રાત્રી રૂપે, જોતા દેવ ઊભા અનુપે. ૧૨૫
મહાદુઃખિત શક્રસહિતા, તારા ગુણની ગાતા ગીતા;
આવ્યા મારી પાસે ચાલી, યાચે પૂર્વની સ્થિતિ બાળી. ૧૨૬
અવિખંડિત દિવારાત્રી, સુર સહુ ઇચ્છે વિધાત્રી;
તેમની પ્રેરી આવી હુંય, મારૂં વચન સાંભળય તુંય. ૧૨૭
થયો દિવસનો અભાવ, યજ્ઞકર્મ સૂતાં સાવ;
યજ્ઞકર્મનો થાતાં છેદ, વારિમાં વહી ચાલ્યા વેદ ! ૧૨૮
તેથી દેવનું પોષણ અટક્યું, સુરવૃંદ ફરે છે ફટક્યું !!
સમુચ્છેદ દિવસનો થયો, સકળ કર્મનો મારગ ગયો. ૧૨૯
તેનો નાશ થવાથી નારી, નાશ સૃષ્ટિનો જો વિચારી;

---

૧૨૧ સશ્રદ્ધા—શ્રદ્ધાસહિત. ૧૨૩ કિંતુ-પણ. ૧૨૪ પરિજન—સેવક. ૧૨૫ જેમાંથી—જે દિવસમાંથી. ૧૨૬ પૂર્વની સ્થિતિ-પેહેલાંની પેઠે દિવસ થવા રૂપ સ્થિતિ.

૧૨૭ અવિખંડિત-નિરંતર. દિવારાત્રી-દિવસ અને રાત. વિધાત્રી-( સૂર્યને અટકાવવારૂપ કર્મ ) કરનારી. ૧૨૯ સુરવૃંદ—દેવનું ટોળું.

એમ જગતનો થાયે નાશ, ત્રિવિધિ પ્રકટયો ત્રાસ. ૧૩૦
એહ કારણ મન વિચારી, દુખિયારૂં જગત ધારી;
તેને ઉગારવા જો ઇચ્છે, વિશ્વનું વારૂ જો વાંચ્છે. ૧૩૧
તો સતી મતિ કરી મોટી, મારી શીખ ન માનીશ ખોટી;
પૂર્ણ પ્રેમે થઇ પ્રસન્ન, કરચ રાત્રીકેરો દિન. ૧૩૨
થતો ઉદય ને વળી અસ્ત, જોઇ રીઝે સુર સમસ્ત;
પૂર્વવત વ્યવસ્થા થાયે, સુર ગુણગણ તારા ગાયે. ૧૩૩
સતી કે' સુણો અનસૂયા માત, વિપરીત ભાખી એ વાત;
દીધો માંડવ્ય મુનિએ શાપ, સૂર્યોદયે પતિ પામે તાપ. ૧૩૪
મુનિક્રોધે કરે નિધન, ક્યાં જાઉં સ્વામી વણ ?
એવી રીતે શાપાગ્નિ સળગ્યો, અસ્તાચળે સવિતા વળગ્યો. ૧૩૫
એવી રીતે થયું છે માત, કહી વિસ્તારી સર્વે વાત;
જાણી પ્રમાણી કહો મુને, દેવદુ:ખ રૂચે નવ હુંને. ૧૩૬
અનસૂયા કે' સાંભળય સતી, અહો ભદ્રે મહાગુણવતી;
તારી ઇચ્છામાં એવું આવે, કાળ મહાકાળનું શું ફાવે ! ૧૩૭
અસ્તાચળે સૂર્યને રાખે, તો દીનત્વ શે દાખે ?
તથાપિ પડવા પ્રતીત, હું કરૂં તારા પર પ્રીત. ૧૩૮
તારા સ્વામીને જીવાડું હુંય, તાતો તરૂણ કરૂં જુવે તુંય;
સુરનરે સ્તુતિ કરવા જોગ, તું મહાગુણાળી આરોગ્ય. ૧૩૯
મારા પ્રાણથી તું મને વા'લી, મહાદેવીશી થાય શું કાલી!

---

૧૩૦ ત્રિવિધિ—ત્રણ પ્રકારનો ( અધ્યાત્મ, અધિદૈવ, અધિભૂત ). ૧૩૧ વારૂ—ભલું. ૧૩૩ ગુણગણ—ગુણનો સમૂહ. ૧૩૪ તાપ—(મરણ રૂપી). ૧૩૫ નિધન—મૃત્યુ. ૧૩૭ એવું-સ્વામીને જીવાડવાનું.

પતિવ્રતા સ્ત્રીઓનું માહ્‌ત્મ્ય, વૃદ્ધિંગત કરવું મારે આત્મ. ૧૪૦
પૂજવા યોગ્ય એ છે ધર્મ, એવું કરવું મારે પર્મ;
એવું ધારી મનમાં આજ, આવી તારૂં કરવા કાજ. ૧૪૧
તારી મોટાઇ વધે જેમાં, સુખ શાંતિ હું ને તેમાં;
પુત્ર કે' સાંભળો મારા બાપ, એમ ટાળ્યો સતીસંતાપ. ૧૪૨
બોલી બ્રાહ્મણી મુખે એમ, રૂચે એમ કરો થાય ક્ષેમ;
સુણી અનસૂયા એવું વેણ, શકે સૂર્યને મોકલે કે'ણ. ૧૪૩
તેવો ઉંચો કીધો હસ્ત, અર્ઘ્ય આપી દીધું સમસ્ત;
દશ દિવસનો વિયોગ! થયો ચક્રવાકતણો સંજોગ. ૧૪૪
ચકવા ચકવી મળિયાં ત્યાંયે, જય જયકાર થયો નભ માંય;
વિયતે સૂર્યનું નહિ કામ, તથાપિ રીઝ્યા સુરસ્વામ. ૧૪૫
તો ભૂમંડળનું કશું કે'વું, સમજે શાણા સર્પે એવું:
કર્યું આવાહન અનસૂયા, કે પ્રકટ પરમેશ્વર હુઆ. ૧૪૬
કમળ ખીલ્યાં ઝાંખી પોયણી, પ્રભાત પ્રભા સોયાણી;
પ્રફુલ્લિતપદ્મ કાંતીશ, મહાનમંડળ પ્રકટયા ઇશ. ૧૪૭
ઉદયાચળ ઉપર જાણ, ચઢવા લાગ્યા પૂરણ ભાણ;
જેમ તીરથી છૂટે બાણ, તરણિપ્રભાએ લીધા પ્રાણ. ૧૪૮

---

૧૪૦ મહાદેવીશી ઇ૦—તું મહાદેવી સરખી છતાં સ્વામીના મરણનો ભય કેમ રાખે છે? વૃદ્ધિંગત—વૃદ્ધિ પામેલું. આત્મ—પોતે. ૧૪૫ વિયતે-આકાશમાં. સુરસ્વામ—દેવેંદ્ર.

૧૪૬ પરમેશ્વર—સૂર્યદેવ. ૧૪૭ પ્રભા—કાંતિ. પ્રફુલ્લિત ઇ૦—ખીલેલા કમળના સરખી કાંતિના ધણી (સૂર્ય). મહામંડળ–મોટા મંડળ (ગોળ)વાળા. ૧૪૮ તરણિપ્રભા—સૂર્યની કાંતિ. પ્રાણ લીધા—સતીના પતિ બ્રાહ્મણના.

લઘુ વૃક્ષ ને ઘોર પવન, જોત જોતામાં કરે નિધન;
તેમ સતીપતિ બેઠેલો જાણ, પ્રાણરહિત કર્યો નિરવાણ. ૧૪૯
સમીરે ઉડે અદ્રિ ક્ષુદ્ર, સા'યે નાવને ભરસમુદ્ર;
તેમ સા'યો પત્નીએ પતિ, દીન થઇ અમુઝાઇ મતિ. ૧૫૦
અનસૂયા કે' ભદ્રે શાંત, શોચ શે કરચ છું મહાંત;
ગતપ્રાણ પતિને જોઇ, શોક સમૂળો દે ખોઇ. ૧૫૧
સ્વામી સેવા સાધી સત્ય, તપે મમ તપનું બળ અત્યં;
તે તપબળ જો તારૂણી, ટાળું મૃત્યુ રૂપી વારૂણી. ૧૫૨
ન કરૂં વાર ઘટી પળ પો'ર, તોડું તાપસકેરો તોર;
સાંભળ્ય પ્રતિજ્ઞા મારી, થાયે પ્રસન્ન દેવમુરારિ. ૧૫૩
જો મેં કોઈ સ્થાનકમાં જાણ, રૂપ શીલે બુદ્ધિએ પ્રમાણ;
વૈખરીમધુરતાએ કરી, ભલાં ભૂષણ જાણે ધરી. ૧૫૪
સર્વ રીતે સમાન પતિનો, કે ચઢતી હોયે ગતિનો;
તેને ન જોયો ચક્ષુ મારે, માનસધર્મે ન માન્યો ક્યારે. ૧૫૫
તે મારા સત્યવડે તારો સ્વામી, ઊઠો આ ઘડી જીવિત પામી;
થઇ વ્યાધિથી નિર્મુક્ત કાય, પામો યૌવનપણ સુખદાય. ૧૫૬
પોતાની પત્ની સમેત, ભોગવો મહામીનકેત;
શતવર્ષ જીવો સુખ પૂરે, એવું બોલી વાણી મધુરે. ૧૫૭
વળી પાછી બોલી આમ, જડ કે' સુણો મહાનામ;
જોયા દેવ સમાને નર, નવ જાણ્યો પતિપે વર. ૧૫૮
તે પુણ્યે પતિ જીવો એનો, ગાર્યો વિશ્વાસે મેં જેનો;

---

૧૫૦ સમીરે—વાયુવડે. અદ્રિ—પર્વત. ક્ષુદ્ર—હલકા. ૧૫૧ ગતપ્રાણ—પ્રાણ વિનાનો. ૧૫૨ વારુણી—તાડી ( મદ્ય ). ૧૫૪ વૈખરી-મધુરતા—વાણીની મિઠાશ. ૧૫૫ માનસધર્મે ઈ૦—અથવા મનના ધર્મે કરીને પણ તેને ન માન્યો હોય. ૧૧૭ મહામીનકેત—કામ. ૧૫૮ વર-શ્રેષ્ઠ.

નિરોગી થઇ થાવ સોહાગી, જીવો જીવો મૃત્યુ ત્યાગી. ૧૫૯
મનવાણી કર્મે સદૈવ, ખોટો માન્યો એથી દૈવ;
કરી આરાધના અવિધારી, થાવ સોહાસણ આ નારી. ૧૬૦
પુત્ર કે' સુણો પિતા તમે, ત્રણ વાર ભાખ્યું તે સમે;
અનસૂયાને ત્રીજે ઉચ્ચાર, વ્યાધિ નિર્મુક્ત સતીભરતાર. ૧૬૧
થયો, ગયો મરણનો રોગ, પામ્યો તરૂણતા આરોગ્ય;
સૂર્ય સમાને અંગનું તેજ, પ્રકાશ્યું મંદિર વાધ્યું હેજ. ૧૬૨
જેમ દેવને જરા જાય, તેવો સતી કૃપાએ થાય;
ઊઠી બેઠો થયો પળમાંય, ઉંઘી ઊઠ્યા શો દિસે ત્યાંય. ૧૬૩
સુરમાં પ્રકટ્યો આનંદ, કુસુમવૃષ્ટિ કરી મંદમંદ;
વાગ્યાં દુંદુભિ દેવનાં ત્યાંહી, જય ઘોષ થઇ રહ્યો જ્યાંહી. ૧૬૪
દેવ આનંદી કે'વા લાગ્યા, અનસૂયાથી ગર્વને ત્યાગ્યા;
ત્રિદશો કે' સુણ્ય તારૂણી, રાગ શિરોમણિ વારૂણી. ૧૬૫
સ્ત્રીઓમાં સિંહિકા જાણ, તારૂં કરે કોણ વખાણ;
અહો તપસ્વિની તેં આજ, કર્યું કઠિન દેવનું કાજ. ૧૬૬
તેણે દેવ થઇ તુષ્ટમાન, વર દેવા ઊભા તું માન;
મનગમતું માગે સોય, નવ ના મુખથી કે' કોય. ૧૬૭
અનસૂયા કે' સાંભ દેવ, બ્રહ્માદિક ભારે ભેવ;
સહુ વરદાન આપવાકાજ, સજી ઊભા રહ્યા મહારાજ. ૧૬૮
મને માનો વરદાન જોગ, (તો) ગયો મારા ભવનો રોગ;
અલ્પ માગવું મારે દેવ, સુર સાધો માનસ એવ. ૧૬૯
વિધિ વિષ્ણુ મહેશ્વર જેહ, મારા પુત્રો થાયે તેહ;
બીજું માગું હું વરદાન, અર્પો તેહ મુને મહાન. ૧૭૦

---

૧૬૩ જરા—વૃદ્ધા. ૧૬૫ ત્રિદશો-દેવો. રાગ ઈ૦—વારૂણી (હાથણી)ના જેવી પોતાના સ્વામી ઉપર પ્રીતિ કરવામાં શિરોમણી! ૧૬૮ ભેવ—અર્થાત્ ભારે ભેદ ભરેલા—ગૂઢ દેવો ૧૭૦ વિધિ—બ્રહ્મા.

સ્વામી સહિત ક્લેશનિવૃત્તિ, થાય તે અર્થ યોગની પ્રાપ્તિ;
એવી ઇષણા મારી દેવ, આપો રીઝયા તો તતખેવ. ૧૭૧
તથાસ્તુ કહી વળિયા બ્રહ્મા, વળ્યા વિષ્ણુ આદિ સુખશર્મા;
શિવ સધાર્યા કૈલાસ, લઇ આજ્ઞા અનસૂયા પાસ. ૧૭૨
આજ્ઞામાં પણ સન્માન જાણી, ગયા સ્વયં સ્થળ પ્રમાણી;
ઇતિશ્રીમાર્કંડેય પુરાણ, પુત્ર જાણ ને પિતા અજાણ. ૧૭૩
તેનો સંવાદ ષોડશોધ્યાય, અનસૂયા વર પ્રાપ્તિ મહિમાય;
પુરાણીનું કરવા કાજ, સતીગુણ ગાયા સમાજ. ૧૭૪
નથી સપ્તા જેવું કીધું કહીં, શ્લોકાર્થ લીધો જહીં તહીં;
જો ગિરવાણના હો જ્ઞાત, લઇ પુસ્તક બેસો ભ્રાત. ૧૭૫
અનુષ્ટુપ નથી આ માંય, પ્રાકૃત છંદે ન છળવું જ્યાંય;
રાગરાગણીકેરા ભેદ, જો જાણો શીખ્યા હો વેદ. ૧૭૬

## વલણ.

વેદ શીખ્યા વાડવ થઇ, પામો રાગણી પાર રે;
વિપ્ર પ્રેમાનંદ પુરાણીમાટે, સાધે શ્રમ નિરધાર રે. ૧૭૭

---

૧૭૧ ઇષણા—ઈચ્છા. ૧૭૨ સુખશર્મા—સુખ અને શર્મ (શાંતિ) વાળા. ૧૭૪ નઠારા આચરણના પુરાણીઓને ઉદ્દેશીને કહેછેઃ પુરાણીનું ઇ૦—પુરાણીનું મોક્ષરૂપી કાજ કરવાને સતીના ગુણના સમાજ ગાયા. અર્થાત્ તે જાણીને સ્ત્રીઓને તે વ્રતભંગ ન કરે અને પોતે પાતકી ન થાય!

૧૭૫ સપ્તાહમાં બહુધા ઉતાવળને લીધે પુરાણીઓ પૂરેપૂરા શ્લોક વાંચતા નથી અને બધાનો અર્થ કહેતા પણ નથી, તેને ઉદ્દેશીને કહેછેઃ નથી ઇ૦—સ્પષ્ટ છે. શ્લોકાર્થ ઇ૦—અહીં તો જ્યાં ત્યાં (સઘળે) શ્લોકાર્થ લીધોછે — છોડી દીધો નથી. જે પુરાણીઓ માત્ર ગુરૂમુખે શીખેલાં પુરાણ વાંચવા ઉપરાંત નવીન ગ્રંથ લગાવી શકતા નથી તેમને ઉદ્દેશીને કટાક્ષમાં

## કડવું ૪૦ મું.

### રાગ દેશાખ—ચાલ છંદની.

ઉત્પત્તિ કે'વા દત્ત સેવા—કાજ હેવા કારમી,
મિષ્ટાન્ન મેવા દેય દેવા, લાભ લેવા ધારમી;
વિચાર એવા કરૂં કેવા, નહીં દેવા દાર મી,
જગગુરૂ જેવા અન્ય તેવા, ભાખું ભેવા શારમી. ૧
વરદાન પામી ગઇ ગોરી, મહપતી સ્વય ગેહમાં,
અનસૂયા કેવી થઇ દેવી, સ્વામી સેવી દેહમાં;
વિધિસૂનું બીજા અત્રિ રીઝયા, એકદા ઉજેહમાં,
વરમતિ સ્વામી દૃષ્ટિ કીધી, ભાવ પ્રકટયો તેહમાં. ૨
ઋતુસ્નાત ઋતુ સુરભિ સમાસર્તી, સુંદરાંગી સામટી,
કટિલંક જોઇ રહી રોઈ, સિંહિકા વનનાં વટી;
લાવણ્યવર્તી લલના અતિશે, અન્યની આશા ઘટી,

---

કહે છેઃ જો ઇ૦—સ્પષ્ટ છે. પુરાણીઓ માત્ર અનષ્ટુપ્ અને બીજા ઉપેંદ્ર-વજ્રાદિ પ્રાકૃત છંદોજ રાગ કાઢીને બોલે છે પણ રાગરાગણીનું તેમને જ્ઞાન નથી હોતું એવા અભિપ્રાયથી કહે છેઃ અનુષ્ટુપ્ ઇ૦—સ્પષ્ટ છે.

૧ હેવા—ટેવ. કારમી—અદ્ભુત. દેય—આપવા યોગ્ય( મિષ્ટાન્ન અને મેવા રૂપી ). ધારમી—ધર્મિષ્ઠ અથવા ધર્મ સંબંધી. મી—હું. જગ ઇ૦—જેવા જગગુરૂ ( પરમેશ્વર ) છે તેવાજ ( દત્તાત્રેય ) અન્ય ( બીજા—જગ-ગુરૂ ) છે. ભાખું ઇ૦—તેમની શારમી ( શર્મ—સુખ સંબંધી ) ભેદવા (ભેદ—મર્મ ) હું ભાખું છું અર્થાત્ દત્તાત્રેયનો મહિમા કહું છું.

૨ ગોરી—અનસૂયા. વિધિસૂનુ બીજા—બ્રહ્માના બીજા પુત્ર. વરમતિ—( અનસૂયા ). ભાવ—શૃંગારી ભાવ.

અતિ લોભ ઉપજ્યો લાડીલીથી, તપતણી તૃષ્ણા મટી. ૩
મનવડે સ્વામી થયા કામી, દાર ધારી ધ્યાનમાં,
તેતણા ધ્યાને મુનિમાનસ, વિકૃતિ થઇ વાનમાં;
મારૂત વિકૃતિ તેહ જોઇ, વધ્યો ત્રાંસો તાનમાં,
વળી ઉર્ધ્વ વાયો વહન કારણ, માનિનીના માનમાં. ૪
તે શુક્લ કાંતિ બ્રહ્મ રૂપે, ચાર બાજુ વિસ્તર્યો,
વર દશ દિશાએ તે વિકારજ, ધ્યાનથી ધારણ કર્યો;
એ રજોગુણ સંયુકત શશિએ, જન્મ સુખ કરવા ધર્યો,
* * * * * * ૫
નવ ઉદર અનસૂયાથકી હરિ, પ્રકટિયા માનસપણે,
આધાર એ અધિકાર જૂનો, સોમ ભોમ સમા ગણે;
આયુષ્ય એથકી વૃદ્ધિ પામે, શાંતિ સહુ એણે બણે,
સહિ ચંદ્રવિણ ચાલે નહીં તે, ચંદ્રમા એને ભણે. ૬
હે દ્વિજસત્તમ ! સુણો હાવાં, મહામોટા દેવને,
સાક્ષાત કો'ને વિષ્ણુ સ્વયને, સાધવી રહો સેવને;
મુખ વચનથી બંધાઇ બેઠા, જન્માવું પડ્યું એવ ને,
ભગવાનકેરૂં ભવિષ્ય કે'વા, ભટકવું શો ભેવને. ૭

---

૩. સુરભિ—વસંત. વટી—અર્થાત્ ગઇ. લાવણ્યવતી—સુંદર. લલના—સ્ત્રી. અન્યની ઇ૦—એની સુંદરતા આગળ બીજી સ્ત્રીઓની સુંદરતા વિષેની આશા ઘટી ગઇ !

૪ વિકૃતિ—વિકાર. ઉર્ધ્વ—ઉંચો. ૫ વાયુની સાથે ઋષિનો માનસ વિકાર દિશાઓનાં પસર્યો, અને તેમાંથી ચંદ્ર ઉત્પન્ન થયો તે કહેછે: તે ઇ૦—સ્પષ્ટછે.

૭ દ્વિજસત્તમ—ઉત્તમ બ્રાહ્મણ. એવ ને—અને નિશ્ચય. ભેવને—અર્થાત્ ભેદમાં.

પરસન્ન થઇ પુરાણવક્તા, કહે જન્મ્યા શ્રીહરિ,
શંકરાચાર્યે સત્ય માન્યું, નથી છાનું જો ફરી;
ઉદારકર્મા મહાધર્મા-ત્મા કહું મુખ ઉચ્ચરી,
આણુ અંશ ભાગે ઉપન્યા તે, યોગ ભોગ ધરી કરી. ૮
તેહ દત્તાત્રેય ગુરૂનામે, પ્રસિદ્ધ સિદ્ધ થયા બધે,
અનસૂયા ઉરજપાન કીધું, યોગમાં કો ના વધે !
મુનિ અત્રિકેરો સૂનુ બીજો, પાર પ્રભુનો ના લધે,
અવતાર ઇશ્વરતણો પોતે, સાધુજન કારજ સધે. ૯
તે અત્રિના ત્રીજા તનુજનું, નામ ભાખું હુ હવે,
જે ક્રોધી દુર્વાસા કહે સહુ, કવિ કિર્ત્તિ તો કવે;
હાવાં કહું હું જન્મ જોડી, અલ્પ મારે અનુભવે,
સાક્ષાત વિધિ વિષ્ણુ પધાર્યા, તદા જન્મ લીધો ભવે. ૧૦
અજનમા ગર્ભે હતા તેવે, સપ્ત દિન થયા હતા
હૈહયે ઉદ્ધતપણું કીધું, તોડી આશ્રમની લતા;
અપરાધ અલ્પ નૃપનો લખી મુનિ, થયા વિપળમાં છતા.
નૃપ રાજ્ય લેશે દુઃખ દેશે, હરણ કરશે સહુ મતા. ૧૧
મુનિરાજ કોપામર્ષ થાતાં, દુઃખ વિસર્યા ગર્ભનું,
અતિ પરિશ્રમને કોણ લેખે, કહું પરાક્રમ શર્ભનું;
તે ક્ષણે ખેદ યુક્ત થઇ કરી, બળ બતાવ્યુ અર્ભનું,
છે લઘુ કિન્તુ પીડા કારી, અગ્ર માનો દર્ભનું. ૧૨
મુનિ કોપઅગ્નિ સહી શક્યા નહિ, રૂદ્રકેરો અંશ એ,

---

૯ ઉરજપાન—સ્તનપાન. સધે—સિદ્ધ થાય. ૧૦ વિધિ—બ્રહ્મા. ભવે—શિવે. ૧૧ અજનમા ( અજન્મા )—શિવ. હૈહયે—એ નામે રાજાએ. ૧૨ શર્ભ—એ નામે મોટું બળવાન પક્ષી. અર્ભ—બાળક.

અતિ તમોગુણ જેમાં અધિક છે, નથી હૃદયે દંશ એ;
ત્યાં અવતર્યા ત્રણ દેવ એ વિધિ, અત્રિકેરે વંશ એ,
વરદાન દેવોતણે પામ્યા, જન્મ સુર અવતંસ એ. ૧૩
છે શુદ્ધ બ્રહ્મા રજોગુણી, સત્વગુણી નાથ જી,
છે તમોગુણી તામસી અતિ, સદાશિવ સહુ માથ જી;
અજ ચંદ્ર વિષ્ણુ દત્ત કા'વે, શીત સદ્ગુરૂ સાથ જી,
સહુ ક્રોધી દુર્વાસા ભણે ભવ, શાપ દે ભરી બાથ જી. ૧૪
હિમરશ્મિકેરે હિમ કિરણે, વૃક્ષ વેલી વનસ્પતિ,
ઔષધી આવરદાજ પામે, માનવી પામે મતિ;
શુભ સ્વર્ગવાસવિષે વસે વિધુ, ઉષ્ણ જેની નવ ગતિ,
વિધિ નિત્ય પોષણ કરે સહુનું, કરે નિધિની ઉન્નતિ. ૧૫
ગુરૂદત્ત દાનવ દાવ દાખે, પ્રજા પાળે સર્વદા,
સતપુરૂષ ઉપર અનુગ્રહ કરી, મસ્ત મદિરા રે' મુદા;
ધરી ભક્તિ ઉપર ભાવ પૂરણ, થાય ક્રોધી નવ કદા,
એ વિષ્ણુકેરા અંશને નમું, શિરસાષ્ટાંગે સદા. ૧૬
ઉદ્ધત અતિશે દેવ શંકર, મહર્ષિપણું પામિયા,
સહુ ક્રોધો દુર્વાસા કહે જન, સુર અસુરે નામિયા;
અપમાન કરતા ઇંદ્ર જેવા, ઇંદ્રવૈભવ વામિયા,
મનવડે વાણીવડે બાળે, શત્રુ સર્વે શામિયા. ૧૭
અંશાવતારી દેવ શંકર, અજનમા અવનિ પરે,
અત્રિપુત્ર બ્રહ્મા થયા તે તો, ઔષધી પોષણ કરે;

---

૧૩ અવતંસ—અલંકાર. દેવોમાં અલંકાર રૂપ. ૧૪ નાથજી—દત્તાત્રેય. અજ—બ્રહ્મા. શીત—( ચંદ્ર ). સદ્ગુરૂ—( દત્તાત્રેય ).

૧૫ હિમરશ્મિ-ચંદ્ર. ૧૬ મસ્ત ૪૦—મદિરામાં મુદા ( હર્ષથી ) મસ્ત રહે.

અધિકાર સોમતણો ધરી કરી, રીત શાંતિ વિસ્તરે,
દત્તગુરૂએ યોગ ધાર્યો, ઠામ કેવે તે ઠરે. ૧૮
ભવમાંહી યોગાસક્ત સાચા, ભોગ્ય ભવ પૂરો ગણે,
શંકરે માતાપિતા મૂકયાં, ફર્યા ભવ ઉનમતપણે;
ઉન્મત્તનામા વ્રત્ત ધાર્યું, દીન જોઇ સહુ બણે,
મુનિ ક્રોધી લોભી શોધી શોધી, શાપ દઇ તેજે હણે. ૧૯
ઋષિબાળથી વીંટાયલા ગુરૂ, દત્ત સંસારે ફરે,
વર ગુરૂ અમારા છાત્ર ભાખે, પાગ જઇ પાસે ધરે;
જ્યાં જાય ત્યાં તે જાય પૂઠે, ઊડતાં ઊઠે કરે,
જો બેસતા ગુરૂ તોજ બેસે, સિદ્ધિ જેની નવ સરે ૨૦
આસક્તિ એવી શિષ્યકેરી, જોઇ દત્તજી વારતા,
નવ માનતા મુનિબાળ ત્યારે, સંગ ખોટો ધારતા;
મન અસંગપણું સિદ્ધ સાધી, જળે ડુબકી મારતા,
સંતાઇ રે'તા કલ્પ સુધી, ધરી મન ઉદારતા. ૨૧
તહિં તોય તે પણ શિષ્ય વર્ગે, ત્યાગિયા નહિ દેવને,
વરકાંતિવાળી આકૃતિ લખી, ધરી સાચી સેવને;
સરતીર બેઠા ધ્યાન ધારી, ત્યાગી તન અડ્ડમેવને,
જળઅન્ન ત્યારે લેઉં જ્યારે, જોઉં ગુરૂવર આનને. ૨૨
સો વર્ષ સુરનાં એમ વીત્યાં, સરતટે ગુરૂ પ્રીતિમાં,
જન કોઇ જાવા નવ કરે મન, ગાઢત્ર લાગી રીતિમાં;
દત્ત ગુરૂએ ધ્યાન ધાર્યો, ઠઉ દોષ પ્રતીતિમાં,
સ્ત્રી સાથ ઝાલી હાથ આવું, લહે દૂષણ નીતિમાં. ૨૩

---

૧૯ ભવ— સંસાર. ભોગ્ય—ભોગવવા યોગ્ય. ૨૦ છાત્ર —શિષ્ય. સરે—ખસે. અર્થાત્ નાશ પામે. ૨૨ સરતીર—સરોવરને કાંઠે.

સહુ ત્યાગ ત્યારે કરે મારો, જાય જૂઠો જાણીને,
પછી સંગવાર્જિત સિદ્ધ થાઉં, મોહ મારૂં માણીને;
મન એમ ધારી શ્યામ સારી, લઇ નિકળ્યા નાણીને,
માસલનિતંબા દેવી અંબા, માંગલિકા માનીને. ૨૪
મુનિબાળ જોઇ દોષ એવો, અધિક શ્રદ્ધા લાવતા,
નવ મૂકવા નવ ચૂકવા રતિ, ધ્યાન એવું દઢાવતા;
તવ દત્તગુરૂ ત્યાં દોષકેરો, કોશ પૂર્ણ બતાવતા,
અતિ મદ્ય પીતા માનિનીશું, દોષ વળી ઉપજાવતા. ૨૫
ગાયન કરે સ્ત્રી સહિત સ્વામી, વાદ્ય વાયે જોરમાં,
વર ભામિનીશું ભોગ ભારે, ભોગવે ભર ભોરમાં;
સંસર્ગ એવો કરે દેવા, દોષ દર્શે દોરમાં,
આસક્ત મદિરાપાન માંહે, તરૂણી તેડે તોરમાં. ૨૬
મુનિ ત્યાગ તોપણ નવ કર્યો, નવ ધર્યો ધ્યાને દોષને,
છે બાહ્ય વિધિ નિષેધ ક્રિયા, મહત જ્ઞાની કોશને;
સ્ત્રી સાથ છે તેમાંય શું થયું, જાગવ્યો ઇમ જોષને,
વળી દષ્ટાંતથી સિદ્ધાંત શોધી, રોવડાવ્યો રોષને. ૨૭
ચાંડાળગૃહમાં વાસવસતો, વાયુ દષિત છે વહી ?
જન જગતી પર સરવત્ર ચાલે, જગતી દૂષિત છે કંઈ ?
સવિતા કિરણ સર્વત્ર પસરે, સૂર્ય દૂષિત છે રહી ?
કવિતા કરે કવિ રવિ ગતિ સમ, કવિ દૂષિત છે નહિ. ૨૮
તેમ ગુરૂદત્તાત્રેય માનો, મદ્યપાનવડે કરી,

૨૪ માંસલનિતંબા— માંસલ(પુષ્ટ) નિતંબવાળી. ૨૮ શિષ્યોએ જે દૃષ્ટાંત જોઈને દત્તગુરૂ વિષે દોષ બુદ્ધિ કરી નહિ તે દૃષ્ટાંત કહે છે: ચાંડાળગૃહ ઈ૦—સ્પષ્ટ છે.

દૂષિત નથી કંઇ વાત માંહે, યોગયોગેશ્વર હરિ;
જે ચક્ષુ દૂષણ દષ્ટિવાળાં, તેહ ચક્ષુ વાંક છે,
મુનિ ધર્મધારી કર્મકારી, અન્ય બીજા રાંક છે. ૨૯
સહુ એમ નિર્ણય કરી ઊભા, જોઇ જોગી રૂપને,
મુક્તિકાંક્ષિત યોગીજન સહુ, ધરે ધ્યાન સ્વરૂપને;
સ્ત્રી સહિત મદ્યનું પાન કરતા, લહે યોગી યૂપને,
યોગીશ્વરા ! તપ સમાસક્તા ! નમું યોગીભૂપને. ૩૦
ઇતિ દત્ત ઉત્પત્તિ નામ અધ્યા', સપ્તદશમો જાણજો,
સુતપિતા સંવાદમાં ગુરૂ, દત્તનાંજ વખાણ જો;
જયશાલી જોગી જગતમાંહી, જગતગુરૂ મન આણજો,
સહુ આગમે નિગમે પુરાણે, થયા જેહ પ્રમાણજો ૩૧
નર શબ્દ એવો એક લેવો, **જૂની** થાયે અર્થ જયાં,
શબ્દાદિ લેતાં '**રાણી**' થાયે, વર્ણ જાયે વ્યર્થ જ્યાં;
તે શબ્દકેરૂં મધ્ય લેતાં, '**પુણી**' થાય સમર્થ જ્યા,
પર '**ણી**' જતાં '**પુરા**' રહે તે, ધાય દેખ ગર્થ જ્યાં ! ૩૨
હે વર્ણસંકર વર્ણમાં વર્ણો, સૂત સંકર છે મુખી,
હું નયન ઢાળી નમું તેને, વર્ણવું શોણુ દુખી !

---

૩૦ મુક્તિકાંક્ષિત–મુક્તિની જેમણે ઇચ્છા કરી છે એવા. યૂપ–યજ્ઞસ્તંભ. યોગરૂપી યજ્ઞસ્તંભ.

૩૨ પ્રેમાનંદ આ ગ્રંથમાં પોતાના રાખેલા રિવાજ મુજબ અધ્યાયના અંતમાં મૂર્ખ પુરાણીની નિંદા સંબંધી એક પ્રહેલિકા લખે છે: નર ૪૦—જેનો અર્થ જૂની થાય એવો એક નરજાતિનો શબ્દ( પુરાણી ) લેવો. શબ્દાદિ લેતાં—' પુરાણી ' શબ્દના આદિ અક્ષર લેઇ લેતાં. મધ્ય–'પુરાણી' શબ્દમાંનો ' રા ' અક્ષર લેઇ લેતાં. પર ૪૦—' પુરાણી ' શબ્દની પર ( પછી ) જે ' ણી ' અક્ષર છે તે જતાં.

પૂરૂં કરૂં પુરાણ હાવાં, જોઇ પુરાણી સુખી !
કુસુમ જળ ચંદન વિના માનો, વાણીની સેવા લુખી. ૩૩

## વલણ.

લુખી માનો સુખી સેવા, મુખી પુરાણી દેવ રે;
રૂખી મોટા દુખી નરકે, મુખી વર્ણવે ભૂદેવ રે. ૩૪

## કડવું ૪૧ મું.

## રાગ કેદારો.

સુણો પુત્ર કે' પિતા પવિત્ર, ચારૂ દત્તાત્રેય ચિરત્ર;
જેણે મિત્ર જગત આખું ગણ્યું રે. ૧
શિષ્યને થઇ પ્રસન્ન પોતે, મુક્તિ જુક્તિ આપી જોતં જોતે;
સંશય ખોતે સ્વરૂપ સાચું બણ્યું રે. ૨

## ઢાળ.

સ્વરૂપ સાચું બનિયું સહુનું, સાચી સાધ્યે સેવ;
(હવાં) અર્જુનને પ્રસન્ન થયા તે, વર્ણવું મોટા દેવ. ૩
હૈહય દેશ વિષે વસતો ઇક, કૃતવીર્ય ભૂપાળ;
તે ભૂપતિ ભૂ પાળી પ્રીતે, સ્વર્ગે ગયો દયાળ. ૪

---

૩૩ 'પુરાણી' શબ્દનું પૃથક્કરણ કરવાથી શું નિષ્પન્ન થયું તે કહે છે: છે ઇ૦—સ્પષ્ટ છે. વર્ણમાં—અક્ષરમાં કે જાતમાં. સૂત ઇ૦—તેમનો મુખી (શ્રેષ્ઠ પુરાણી) સૂત, તે પણ સંકર (વર્ણસંકર) છે. નયન ઢાળી—આંખ્યો મીંચીને (તેમનું મુખ જોવું ઉચિત નથી, એ ધ્વનિ છે).

૩૪ મુખી વર્ણવે ઈ૦—શ્રેષ્ઠ ભૂદેવ (બ્રાહ્મણો—પંડિતો) એમ વર્ણે છે. ૧ ચારૂ—સુંદર.

ત્યાર પૂછે તેના મંત્રીએ, પુરોહિતે ને લોક;
સુત અર્જુનને રાજ્ય આપવું, ધાર્યું એમ અશોકે. ૫
રાજ્યાભિષેક કરવા કારણ, બોલાવ્યો તે બાળ;
તે સમયે તે આવું બોલ્યો, નૃપાળબાળ કૃપાળ. ૬
અહો મંત્રી જેને અંતે છે, નરકતણું મહાદુઃખ;
તેવું રાજ્ય ન વાંચ્છું હું તો, ભલે જાઓ સહુ સુખ. ૭
જે અર્થે કર આપે લોકો, તે રક્ષણને માટે;
સર્વ પ્રકારે રાજા ઊંઘે, રક્ષણ થાય ન વાટે. ૮
વ્યાપારી વ્યાપાર વિષેથી, દ્વાદશમો દે ભાગ;
વ્યર્થ જાય તે આપ્યું લીધું, તેહ કહું મહાભાગ. ૯
માર્ગે જાતાં રક્ષણ કારણ, રાખે જન વળાવા;
ધન મનમાન્યું તેને આપે, તવ તે જાય વળાવા. ૧૦
એહ પ્રકારે રક્ષણ કરતા, વ્યાપારી સહુ જાણ;
ભાગ દ્વાદશમો કયી વિધિ લેવો, તેહ કહે સુજાણ. ૧૧
અજના પાળક એહ પ્રકારે, આહીર કરતા એમ;
આજ્ય દુગ્ધ દધિ તક્રેથી, દેતા વાંચ્છી ક્ષેમ. ૧૨
ષષ્ઠમ ભાગ કૃષિકારો દે, બાકીનું લે પોતે;
જો વધિયું તો વેંચી ખાતા, નીકર બેઠા રોતે. ૧૩
એહ પ્રકારે અનેક વિધિયે, લે રાજા ધન ધાન્ય;
રક્ષણ તેનું થાયે કોથી, શું કરવું અનુમાન. ૧૪
એવા નૃપને ચૌર કહો કે, જાણો તેના જેવો;
ઇષ્ટાપૂર્ત્તાદિક ફળ તેનું, જાયે થાયે કેવો ! ૧૫

---

૮ રાજ્યને અંતે શામાટે નરક છે તે કહેછે: જે ઈ૦—૨૫૫૮છે. ૧૨ અજ—બકરાં. આજ્ય—ઘી દધિ—દહી. ૧૫ ઇષ્ટાપૂર્તાદિક—યજ્ઞ અને નવાણ વગેરે કરાવવાં તે.

રાજાનું આપ્યું નવ ખાતા, તે ધન કારણ રક્ષે;
એવું રક્ષણ જે નૃપ નગરે, લોક ધરે છે વક્ષે. ૧૬
તેહ નગરનો રાજા જાણો, નિશ્ચે નરકે જાય;
મન્વાદિકે કેવું ભાખ્યું, તેનો કહું મહિમાય. ૧૭
રક્ષાણકેરૂં સારૂં કરીને, લેવો કાંઇક ભાગ;
તેહવડે ચોરી અટકાવી, હૃદયે ધરવો રાગ. ૧૮
એવું જે નવ કરતા રાજા, તે થાતા મહાપાપી;
તેવો પાપી હું નવ થાઉં, ધર્મ કર્મ ઉથાપી. ૧૯
તાપસ થઇને તપને સાધું, યોગી થાઉં યોગે;
ત્યાર પૂઠે પૃથ્વીનું પાલન, કરૂં થઈ નીરોગે. ૨૦
યોગબળે અસ્ત્રે થઉં પૂરો, ધાન્ય માન્ય સંયુક્ત;
સાધ્ય કરૂં સિદ્ધિ સર્વે હું, પૃથ્વીપતિ થઇ પુક્ત. ૨૧
એકજ રાજા મારા જેવો, થાયે પૃથ્વીમાંય;
એવું થાયે જે દિન મંત્રી, રાજા થાવું ત્યાંય. ૨૨
જો નવ થાયે એમ કદાપિ, તો રાજા નથી થાવું;
પાપભાગી થઇ મંત્રી મારે, નરક વિષે નથી જાવું. ૨૩
પુત્ર કહે પિતાજી સુણિયે, નિશ્ચય નૃપનો એવો;
મંત્રીમંડળ સાંભળી શોચે, ઉપાય કરવો કેવો ? ૨૪
તે મંડળમાંથી મતિશાલી, ગર્ગમુનિ કે' આમ;
અહો નૃપાળ તું એમજ ઇચ્છે, તો કરય કહું તે કામ. ૨૫
રૂડી રીતે રાજ્ય ચલાવા, ઇચ્છા જો તેં ધારી;
સહ્યાદ્રિકેરી ગુફા વિષે જા, વાસ વસે ભવપારી. ૨૬
મહાભાગ દત્તાત્રેય દેવા, ત્રણલોક ત્રાણને માટે;

૧૬ વક્ષે—છાતીએ. ૧૭ મન્વાદિકે—મનુ વગેરેએ.

તેહ કંદરા વિષે વસે છે, આરાધો શિર સાટે. ૨૭

ત્ર સમદૃષ્ટિવાળા, યોગ યુક્ત છે દેવ;

વર્યવાન દત્તાત્રેય દેવા, વિષ્ણુ અંશી એવ. ૨૮

તીપર આવ્યા જગધ્ધરવા, યોગશાસ્ત્ર આચરવા;

વૃત્રારિ જેને આરાધે, દાનવ દુસ્તર તરવા. ૨૯

દૈત્યે પદવી પોતાકેરી, લઇ લીધી'તી જાણ;

દિતિપુત્ર દાનવને જીતી, દત્તે લીધા પ્રાણ. ૩૦

પુરંદરને પાછી અપાવી, ઇંદ્રની પદવી આપે;

કૃતવીર્યનો કાર્તવીર્ય કે', મુનિ દાનવ કયમ શાપે ? ૩૧

એ સર્વે વિસ્તારી ભાખો, ગર્ગગુરૂજી આજ;

સુરે આરાધ્યા શી પેરે, દત્તગુરૂ મહારાજ. ૩૨

ઇંદ્રપણાનો અધિકારતો, અસુરે લીધો કેમ;

દત્તગુરૂએ કયી રીતથી, વાંચ્છ્યું વાસવ ક્ષેમ. ૩૩

## વલણ.

વાસવકેરૂં ક્ષેમ વાંચ્છ્યું, કર્યું કેયી વિધ રે;

ગર્ગ મુનિ જાણાવીએ તે, દત્તગુરૂ મહાસિદ્ધ રે. ૩૪

## કડવું ૪૨ મું.

## રાગ સામેરી.

ગર્ગગુરૂ કે' કાર્તવીર્ય તું, કરચની શ્રવણ આજ રે;

દાનવ દેવને હુઓ પૂરવે, રણસંગ્રામ રાજ રે. ટેક. ૧

યાતુધાનપતિ જંભ છે, નિર્જરપતિ પતિશચી રે;

---

૨૭ ત્રાણ—રક્ષણ ૨૯ વૃત્રારિ—ઈંદ્ર. ૩૦ દિતિપુત્ર–દૈત્ય. ૩૧ પુરંદર –ઈંદ્ર. ૩૩ વાસવ–ઇંદ્ર.

યુદ્ધ મંડાણું ઉભયતણું, રચના સેનની રચી રે. ગર્ગ૦ ૨
એક દિવ્ય સંવત્સર વીત્યો, લઢતાં લઢતાં તું જાણ રે;
તે સમય સુર સહુ હારિયા, નાઠા લઇ લઇ પ્રાણ રે. „ ૩
જય પામ્યા યાતુધાન ત્યાં, વિપ્રચિતિ આદિ નામ રે;
નિરૂત્સાહી જયે સુર હુઆ, મૂક્યું યુદ્ધનું કામ રે. „ ૪
તોયે ઉત્સાહ ધર્યો સુરે, એકી વાતે ત્યાં સત્ય રે;
મૂઠીઓવાળી નાસવું નિશ્ચે, ધર્યો ઉત્સાહ અત્ય રે. „ ૫
એવો ઉત્સાહ માની કરી, ગયા બૃહસ્પતિ પાસ રે;
દૈત્યવધ ઉપાય વિચારતા, ત્રિદશો પામી ત્રાસ રે. „ ૬
વાલખિલ્યાદિ સર્વે મળી, મંત્ર કરતા પ્રમાણ રે;
બૃહસ્પતિ મુખ એમ બોલિયા, સુણો સુર સુજાણ રે. „ ૭
દૈત્ય વિનાશ જો મન ધરો, શાંતિ પામવી સદ્ય રે;
તપાર્થી મહાત્મા મુનિ જે, આગમ નિગમે અવદ્ય રે. „ ૮
આચરણ અવળાં જેમનાં, અત્રિપુત્ર ગુરૂદત્ત દેવ રે;
પ્રસન્ન કરવા જોઇએ તેમને, સાચી સાધીને સેવ રે. „ ૯
વરદાતા શંકર સમા, અધિકું વળી એહ રે;
શિવનું આપ્યું નાશ કારણે, આ તો મોઘવારી મેહ રે. „ ૧૦
જાચો વરદાન દેશે સહી, થાશે દાનવ નાશ રે;
વરદાને સહુ મળી એકઠા, પામશો જય આશ રે. „ ૧૧
કાર્ત્તવીર્યને કહે ગર્ગજી, સુણી દેવગુરૂ ઉપદેશ રે;
ચાલ્યા આવ્યા દત્ત ગુરૂકને, દીન દાખવા દેશ રે. „ ૧૨

---

૨ યાતુધાન—રાક્ષસ નિર્જરપતિ– દેવનો સ્વામી. પતિશચી-શચીનો પતિ—ઇંદ્ર. ૬ ત્રિદશો—દેવો.

૭ વાલખિલ્યાદિ—સૂર્યના રથની આગળ ચાલનારા એ નામના ઋષિઓ. ૮ અવદ્ય—દોષ રહિત. ૧૨ કાર્ત્તવીર્ય—સહસ્રાર્જુન.

અવલોકયું આવી આશ્રમે, દત્તાત્રેયનું રૂપ રે;
લક્ષ્મી સહિત આનંદમાં, સુરા પીએ સુરભૂપ રે. „ ૧૩
ગંધર્વ ગુણગાણ ગાય છે, એવા જોયા દત્ત મુન્ય રે;
સુર સમીપ ગયા સહુ, નમી કહે મહાપુણ્ય રે. „ ૧૪
નમસ્કાર અંગીકાર તો, કરો જગ ગુરૂ રાઇ રે;
સાધ્ય અર્થની સિદ્ધિ કારણે, સ્તવન કર્યું સુખદાઇ રે. „ ૧૫
ભક્ષ્ય ભોજ્યાદિક અર્પિયાં, અર્પ્યા પુષ્પના હાર રે;
મુનિ કરે તે કરે દેવતા, ઊઠે તો ઊઠે સાર રે. „ ૧૬
ચાલે તો ચાલે ત્રિદશો, બેસે તો બેસે ત્યાંય રે;
એવા અનુગામી દત્તના, થયા સુરવર જ્યાંય રે. „ ૧૭
ત્યારે દત્તગુરૂ કહે દેવને, કહ્યા અભીષ્ટમાટ રે;
પરિચર્યા પ્રૌઢપણે કરો, દિસે મનમાં ઉચ્ચાટ રે. „ ૧૮
મારી પાસે કશું જોઇએ, વદો વાણી એ સત્ય રે;
સુર સમસ્ત બોલ્યા તદા, મુનિશાર્દૂલ મહામત્ય રે. „ ૧૯
જંભાસુરે સુર હરવિયા, લીધો ભૂલોક જાણ રે;
ભુવર્લોક સ્વર્ગલોક સહુ, લીધા જીતી નિરવાણ રે. „ ૨૦
ત્રયલોક ત્રિદશોતણા, ખુંચી લીધા કૃપાળ રે;
વળી મખભાગ લઈ લીધા સહુ, કરો સા'ય દયાળ રે. „ ૨૧
રક્ષાણ કરો મુનિ અમતણું, હતી અસુર આજ રે;
તમ કૃપાએ સ્વર્ગ વાંચ્છતા, પુનરપિ મહારાજ રે. „ ૨૨
દત્તાત્રેય કહે તદા, હું છું મદ્યપાનાસક્ત રે;
છું અજીતેંદ્રિય ઘણો, રમણ રામાને રક્ત રે. „ ૨૩

૧૩ સુરા-મદ્ય. ૧૮ અભીષ્ટમાટ-ઇચ્છેલા પદાર્થને માટે. પરિચર્યા-સેવા. ૨૦ ભુવર્લોક-પિતૃ ઓનો લોક. સ્વર્લોક-સ્વર્ગ. ૨૧ ત્રિદશોતણા-દેવના. મખભાગ—યજ્ઞના ભાગ ૨૨ હતી—હણીને.

તો અરિ પ્રભવું કઇ વિધિ, કરી શકું શું હુંય રે;
આકાશ લેવા બાથમાં, આવ્યાવત્ કરો શુંય રે. ૨૪
સુર કહે એમ શું કહો, જગનિયંતા દેવ રે;
દોષ લેપે ન લાવણ્યને, નહિ કામ ક્રોધ અહમેવ રે. ૨૫
વિદ્યારૂપી વારિએ કરી, શુધ્ધ થયુ અંતઃકર્ણ રે;
જ્ઞાનકિરણો તેમાં પ્રકટિયાં, થઇ રહ્યો શુધ્ધ વર્ણ રે. ૨૬
પાપરહિત પોતે સદા, જાણું જુક્તિ એ સર્વ રે;
ગર્વ ગળી ગયો સર્વનો, પાણ ધરો મહાપર્વ રે. ૨૭
દત્તાત્રેય કે' સહુ ખરૂં, સમદૃષ્ટિ હું સત્ય રે;
બ્રહ્મજ્ઞાની ભરપૂર હું, નહિ ખોટી તમારી મત્ય રે. ૨૮
કિંતુ આ સ્ત્રીસંગમથકી, હું થયો છું ઉચ્છિષ્ટ રે;
સ્ત્રીસંગત સંતત કરે, ભ્રષ્ટ થાય મહાશિષ્ટ રે. ૨૯
એ પ્રકારે જ્ઞાનીપણું, ગયું અમારૂં જેહ રે;
એમ સુણી બોલ્યા દેવ ત્યાં, આપ મહામોટા મેહ રે. ૩૦
વરસો ઇચ્છા જ્યાં મનતણી, તડિત તેડીને સાથ રે;
વળી સૂર્યકિરણની હારય જે, પડે દ્વિજ ચાંડાળ માથ રે. ૩૧
દોષ ન પામે તોય તે, દ્વિજસત્તમ સાર રે;
જગજ્જનેતા છે સાથમાં, પાપરહિત આ વાર રે. ૩૨
દયિતાને દોષ અડે નહિ, એણી પેર ગુરૂદત્ત રે;
ગર્ગ કહે અર્જુન પ્રતિ, એમ જાણ્યા મહત રે. ૩૩
ત્યારે હાસ્ય કરી દત્તે તહીં, જોયું સુર સનમુખ રે;
બોલ્યા બાળા કર સ્તન ધરી, પ્રકટ્યું મોટું જે દુઃખ રે. ૩૪
તેની સુખેચ્છા મારાથકી, સર્વે ધારી જો દેવ રે;

---

૨૪ પ્રભવું—હરાવું. આવ્યાવત્—આવ્યા જેવું. ૨૫. લાવણ્યને—સુંદરતાને. ૨૭ પાણ-હાથ ( અમારે માથે ધરો ). ૩૧ તડિત—વીજળી.

તો દાનવ લાવો મારીકને, ઉતારૂં અહંમેવ રે. ૩૫
જોયા વિના જીવ નવ લઉં, લાવો યુધ્ધને બા'ને રે;
જાઓ ન વાર કરો વડી, શકે આવો અનુમાને રે. ૩૬
અવલોકાગ્નિ સુર ! માહરો, રેત તેજ પ્રજાળે રે;
દર્શન મારૂં દાનવ દમે, જોઇએ કોણ તેને પાળે રે. ૩૭
ગર્ગ કે' અર્જુન સાંભળો, સુણી ગુરૂ દત્તનું વેણ રે;
સુરે અસુરને મોકલ્યું, પુનઃ લઢવાનું કે'ણ રે. ૩૮
વ્યાઘ્રને વળી વકારીએ, તેને લાગે શી વાર રે;
શિકાર થાય જો સામટો, તોય મારે મારણહાર રે. ૩૯
તેણે પ્રકારે દિતિસૂનુ, આવ્યા ધાઇ દેવ પર રે;
જણાતા હણાતા આવિયા, ભયભીત થઇ સુરવર રે. ૪૦
દત્તાત્રેયઆશ્રમ પાસ જઇ, ઊભા કંપિતકાય રે;
ગાળો દેતા ગૂઢ વાતની, આવ્યા દાનવ ત્યાંય રે. ૪૧
દેવ ગયા જે આશ્રમે, તેમાં ગયા દૈત્ય સર્વ રે;
ત્યાં દત્તાત્રેયને દીઠા, જેને બળ રૂપી ગર્વ રે. ૪૨
વામાંગા વામ અંગમાં, બેઠાં કલ્યાણકારી રે;
તન્વંગી તરૂણ દિસે ઘણી, ચંદ્રમુખી અતિધારી રે. ૪૩
ચંદ્રનું તેજ શીતળ કહે, એના વદનને જોઇ રે;
તે મૂઢમતિ માનું માનવી, રહે ભવોભવ રોઇ રે. ૪૪
એવી પ્રિયપત્ની ગુરૂ દત્તની, જોઇ બેઠી અસુર રે;
તે વળી મન વિચારતા, મહામાનિની મધુર રે. ૪૫
આ નીલાંબુજભ્રમ નેત્રની, માંસલશ્રોણીવાળી કોણ રે;

---

૩૭ અવલોકાગ્નિ—જોવા રૂપી અગ્નિ. રેત—વીર્ય-બળ. ૪૦ દિતિસુનુ-દાનવો. જણાતા હણાતા—દૈત્યો દેખે એમ નાસતા તથા તેથી તેઓનો માર ખમતા. ૪૩ વામાંગા—સ્ત્રી. તન્વંગી-નાજુક અંગવાળીસ્ત્રી.

માંસલકઠિનસ્તન ઓપતા, નિર્ખી મધુરવક્તા ઓણ રે. ૪૬
રમણિક ગુણ રામા વિષે, જે જે હોય અવિધાર રે;
તે સર્વ વશ્યા આવી સામટા, આ નારીમાંહી સાર રે. ૪૭
એવી નારી જોઇ અવનિમાં, ચળ્યા સર્વે અસુર રે;
ઇચ્છા ઉપજી તેને વિષે, થયા અતિશે આતુર રે. ૪૮
ઉદ્ધત થયા ગુણ સહુ ગયા, તૂટી મનતુરીતંગ રે;
મનવાજી વહ્યો પૂરમાં, કોથી અટક્યો ન વેગ રે. ૪૯
દેવ મૂક્યા દૈત્યે પડ્યા, વીસર્યા વૈરની વાત રે;
હરિવદનીહરણને કારણે, જુવે જાળવી જાત રે. ૫૦
તેહ પાપે મતિમોહ થયો, તેજ થયું ક્ષય સર્વ રે;
તેણે કરી માંહોમાંય કે', ધરી તન મનગર્વ રે. ૫૧
છે તત્વ રામા ત્રિલોકનું, રામારત્ન શિરોમણિ રે;
જો આવે હાથ આપતણે, (તો) વિધિદેવી મહા ગણી રે. ૫૨
કેમ મળે તરૂણી ભલી, કરવા લાગ્યા તેનો મંત્ર રે;
સુર અરિ ભૂલ્યા ગાજતા, લાગી તારૂણી તંત્ર રે. ૫૩
સર્વે મળી એમ ભાખિયા, નાખો શિબિકામાં એવ રે;
ઉંચકી ચાલો સ્થાન આપણે, ભાળ્યો ભલો એ ભેવ રે. ૫૪
ગર્ગ કહે નિશ્ચય કર્યો, દાનવે એણી પેર રે;
અતિ અનુરાગ્યા અબળાપરે, કામે કર્યો કુડો કેર રે. ૫૫
પછે દત્તની દયિતા સાધ્વી, ઘાલી શિબિકા માંય રે.
મસ્તક ધરી ચાલ્યા ઘરભણી, મોદવાળે મન જ્યાંય રે. ૫૬

---

૪૬ નીલાંબુજસમ—કાળા કમળ સરખાં. માંસલશ્રોણીવાળી—માંસથી પુષ્ટ જાંઘોવાળી.

૪૯ મનતુરીતંગ—મન રૂપી ઘોડાની લગામ. વાજી—ઘોડો. ૫૦ હરિવદની—ચંદ્રમુખી. ૫૨ તો મ૦—તો વિધિદેવી (વિધાત્રી)ને મોટી ગણી—અર્થાત્ મોટું ભાગ્ય માનવું. ૫૪ શિબિકા-પાલખી. ભેવ-ભેદ મર્મ. ૫૬ મોદવાળે મન-હર્ષવાળા મનથી.

ત્યારે મંદ હશી મુનિ ભાણ્યા, સુર સિધ્ધ થયું કાજ રે;
વારૂ થયું વૃદ્ધિ પામિયા સુર, ખોયું અસુરે રાજ રે. ૫૭
દાનવની શ્રી સાતે સ્થાનથી, ઓળંગી ગઈ આજ રે;
મસ્તકમણિમાં વશી જઇ, હોલો લઇ ગયો બાજ રે. ૫૮
હવાં રહે નહિ લક્ષ્મીજી, યાતુધાનની પાસ રે;
પુણ્ય સકળ પરવારિયું, વાધી દેવ જયતણી આશ રે. ૫૯
દેવ કે' સ્વામી જગતતણા, કહો લક્ષ્મીનાં સ્થાન રે;
ત્યારે મન માને અમતણું, રાડચે વસું જઈ રાન રે. ૬૦
શ્રી વશી સ્થાન કયે કયે, આપે કયું કયું ફળ રે;
કયા કયા સ્થાનકે વશી, થઇ નાશ કરે હરણ બળ રે. ૬૧
કૃપા કરી કહો મુનિ મહા, તવ બોલ્યા ગુરૂદત્ત ત્યાંય રે;
એક ચિત્તે સુણો સુર સહુ, કહું વસે લક્ષ્મી ક્યાંય રે. ૬૨
લક્ષ્મી વસે ચરણ નરતણે, તો પામે મંદિર મોટું રે;
જાનુમાં રહી જુગતે કરી, તેનું બળ નથી ખોટું રે. ૬૩
તે વસ્ત્રાભૂષણ આપે અવનવાં, દેતી ધનના ભંડાર રે;
ગુહ્યસ્થળનો પામી વાસ રે', ત્યારે આપે ઇંદિરા નાર રે. ૬૪
અંકે વશી આપે સંતતિ, હૃદે વશી પૂરે મનઅર્થ રે;
કંઠે કંઠાભૂષણ દઇ વસે, પમાડે ઇષ્ટ જન ગર્થ રે. ૬૫
બંધુ બાળાને મેળવે વળી, અટતાં અટવી અપાર રે;
અબ્ધિજા મુખ સ્થાનકે રહી, કરાવે મધુર ઉચ્ચાર રે. ૬૬
મીઠા બોલો જન સહુ કહે, લક્ષ્મી વશી જો મુખ રે;
વચનસિદ્ધિ તેને મળે, કવિ થઇ કાપે દુઃખ રે. ૬૭

---

૫૮ સાતે સ્થાનથી—હવે પછી કહેવાશે તે સાત સ્થાનથી. ૫૯ યાતુધાન —રાક્ષસ. ૬૬ અટતાં—ફરતાં. અટવી—જંગલ. અબ્ધિજા —લક્ષ્મી.

બોલ્યુ પાળે બીજા તેડનું, થાય લીલા લે'ર એ પેર રે;
શિરઃસ્થાને લક્ષ્મી જઇ રહી, જાય ત્યારે બીજાને ઘેર રે. ૬૮
ત્યાગ કરે પળમાં સહી, એવી લક્ષ્મીની રીત રે;
એ પ્રકારે થયું દૈત્યને, કહું તેની પૂર્ણ પ્રતીત રે. ૬૯
શિબિકા મસ્તક પર ધરી, બેસાડી લક્ષ્મી માંય રે;
માટે તજશે અધુના જુઓ, તજો ભય થયો આંય રે. ૭૦
અસ્ત્ર ધરો તમે હસ્તમાં, પડો તૂટી શત્રુ પર રે;
ભય ન પામો મારો સર્વને, મરડી અત્રે મૂળથી ધર રે. ૭૧
તેજ વિહોણા કર્યા સર્વ મેં, વળગ્યું વળી બીજું મોટું પાપ રે;
પરસ્ત્રી હરણે પુણ્ય દગ્ધ થઇ, પ્રકટ્યો નાશ સંતાપ રે. ૭૨
ગર્ગ કે' અર્જુન સાંભળો, પડ્યા તૂટી લઇ સુર શસ્ત્ર રે;
અસુરને મસ્તક શ્રી વશ્યે, લાગ્યાં અંગ માંહી અસ્ત્ર રે. ૭૩
દેવે માર્યા કોઇ નાસતા, મર્યા કોઇ થયા સનમુખ રે;
એમ જંભાદિક મહાઅરિ, કર્યા પળ વિપળે વિમુખ રે. ૭૪
પૂરા કરી પૃથ્વી પાર્થ્યા, લીધા ત્રણ લોક દેવ રે;
ગર્ગ કે' નૃપ એવી સાંભળી. દત્તગુરૂફળસેવ રે. ૭૫
પછે સ્તુતિ કરે લક્ષ્મીની, જોડી સુરવર હસ્ત રે;
એવી શ્રી આવી મુનિ કને, યૌવનઉન્મત્ત મસ્ત રે. ૭૬
દેવ આવ્યા કર જોડીને, લક્ષ્મીકેરી પુઠે જાણ રે;
પાગ લાગી દત્તદેવને, બોલ્યા મુખથકી વાણ રે. ૭૭
તમારી કૃપાએ સહુ મળ્યું, ધન્ય ગુરૂદત્ત દેવ રે;
એમ નમી સ્વર્ગે ગયા, સાધ્યાં સિદ્ધ દત્તસેવ રે. ૭૮
તેમ નૃપાળ જો તાહરી, અતુલ ઐશ્વર્યપ્રીતિ રે;

---

૭૬ યૌવનઉન્મત્ત—જુવાનીના જોરથી ઉન્મત્ત.

તો વેગે આરાધો મુનિ મહા, થાશે સંપૂર્ણ પ્રતીતિ રે. ૭૯
ઇતિ માર્કંડેયપુરાણમાં, ગર્ગવાક્ય અષ્ટમોધ્યાય રે;
ગર્ગ જેવા ગુરૂને નમી, વિપ્રજન ગુણ ગાય રે. ૮૦
કરવા પુરાણીનું પાધરૂં, પુર આણી આ પ્રીત રે;
સંસ્કૃતનું પ્રાકૃત મેં કર્યું, નવ જોઇ જવ રૂડી રીત રે. ૮૧
સે'લાં પુરાણ સમજી મને, વેતરે આડનું ચોડ રે;
દ્રવ્ય કાજે ભટકે ભલા, જાણે વળગ્યું હોય ઝોડ રે. ૮૨
ભૂત વળગ્યે મન ભમી ગયું, તેને સૂઝે ન સારૂં રે;
બ્રહ્મઅક્ષર જાણે નહિ પણ, ધારે વ્યાસનામ વારૂં રે. ૮૩
નમન કરૂં તેવા સર્વને, કાઢું કુશકેથી શુંય રે;
હાવાં કાર્તવીર્ય વરણન કરૂં, અલ્પ મતિ યદિ હુંય રે. ૮૪

## વલણ.

અલ્પમતિ યદિ હુંય નિશ્ચે, નમું કવિ કવિભૂપ રે;
વિપ્રજન વર્ણન કરે શું, દત્ત દેવ સ્વરૂપ રે. ૮૫

## કડવું ૪૩ મું.

## રાગ મેવાડાની દેશી ફેર.

ગુરૂવેણ સાંભળ્યું હો, કે દત્ત ઇચ્છા પૂરે;
દુઃખ તેનું ટળ્યું હો, મળવા મન કર્યું શૂરે. ૧
દત્તને આશ્રમે હો, ગયો અર્જુન સહી;
કરૂં વર્ણન ક્યમે હો, પૂજા પૂરી કરી જઇ. ૨
ભક્તિભાવ પૂરો હો, ધારી ચાંપે ચરણને;
સમજી ગયો શૂરો હો, જાણી છેલ્લી ધરણને. ૩
વારૂણી આણી આપે હો, પુષ્પમાળ દે આણી;

આણે સુગંધી જળ અમાપે હો, ફળાદિ પાક પ્રમાણી. ૪
એઠું જૂઠું લેતો હો, સેવા કરવા કાજે;
સંતોષ સારો દેતો હો, રીઝયા તવ ગુરૂ રાજે. ૫
પે'લાં ભાખ્યું દેવને હો, તેવું કહ્યું છે તેને;
સાધે શીદ સેવને હો, કુકર્મી ભજે શેને. ૬
મદિરાસકત હું તો હો, પાસે બેઠી પત્ની જુએ;
દૂષિત માન્ય તું તો હો, સારાકેરો સંશય ખુએ. ૭
કુત્સિતકર્મી એવો હો, ભલું કરવા નથી શકિત;
લાભ લઇશ કેવો હો, ભૂંડી કરે શો ભકિત ? ૮
મનોરથ પૂરે તારા હો, તેવાને જઇ આરાધે;
મૂકી કેડો મારો હો, સાચો સિદ્ધ કો સાધે. ૯
જડ કે' શુણો જનકજી હો, વધ્યા દત્ત વચન એવું;
સાજ આવ્યો'તો સજી હો, અભવિષ્ય હોયે કેવું. ૧૦
ગર્ગે કહ્યું સ્મરીને હો, પાગે નમ્યો યોગીને;
વધ્યો પાદ ધરીને હો, રગડો નવ રોગીને. ૧૧
આશ્રય કરી માયાનો હો, મોહ પમાડો શેણે;
હું છું કૂડી કાયાનો હો, જુવો અશ્રુ જાય નેણે. ૧૨
નિષ્પાપ આપ છો ગુરૂ હો, જગતમાત લક્ષ્મી ઊભાં,
પછે અમો શો ઝૂરૂં હો, કુકર્મ જડમૂળ ડૂબ્યાં. ૧૩
વચન સુણી આવું હો, પ્રસન્ન થયા મુનિ પોતે;
જેને ભલું ભાખ્યું હો, દીધો વર જોત જોતે. ૧૪
પૃથ્વી પૃષ્ઠ જેણે હો, વશ કરિયું પૂરૂં;
વેણ કહ્યું તેણે હો, કાંઇ ન રાખ્યું અધૂરૂં. ૧૫

---

૪ ફળાદિ—ફળ વગેરે.

દત્ત કે' વાર્તા છાની હો, જાણી કહી તેં મુજને;
મારી પ્રિયા પીછાની હો, વરદાન દેઉં હું તુજને. ૧૬
તું માગ્ય મન ગમતું હો, સાંભળ વળી કહું સાચું;
છે મન મારૂં ભમતું હો, તોય કોને હું રાચું. ૧૭
જે નર લક્ષ્મી સાથે હો, ગંધમાલ્યે પૂજે મને;
દે મદ્યમાંસ હાથે હો, રીઝું તેને કહું તને. ૧૮
આજ્યવાળાં મિષ્ટાન્ન હો, અરપી મને જે ભક્ષે;
વધારૂં માન દઇ યાન હો, ગાયને રાખે જે વક્ષે. ૧૯
મારા જોતાં પૂજે હો, બ્રાહ્મણ ભલા યોગધારી;
તેનું સારૂં સૂઝે હો, કરવા મને નિરધારી. ૨૦
વાજિંત્ર રમ્ય લઇને હો, વીણા વંશી શંખ વાઇ;
ગાને ગુરૂ કહીને હો, પૂજે અર્ચે દુઃખ જાઇ. ૨૧
મન ઇચ્છા તેની હો, પૂરી તુષ્ટિને આપું;
પુત્રની ઇચ્છા એની હો, આપી કષ્ટ સહુ કાપું. ૨૨
ધન્યા કન્યા અરપું હો, ધનાદિક દેઉં તને;
તનમન તરપું હો, ન યાચવો પડે કેને. ૨૩
વિઘ્ન તેનાં ટાળું હો, નિશ્ચે નૃપ તું જાણે;
કૃપાદષ્ટે ભાળું હો, પ્રીતિ પૂર્ણ પ્રમાણે. ૨૪
ગુહ્યનામ મારૂં હો, કહ્યું તેં જો આવારી;
લાગ્યું મને સારૂં હો, ઉતર્યો તું ભવપારી. ૨૫
મનની ઇચ્છા જેવી હો, તેવું માગી લે આજે;
કાર્તવીર્ય તને દેવી હો, અમૂલ્ય વસ્તુ સહુ સાજે. ૨૬
અર્જુન કે' જો આપો હો, તો પ્રજા પાલન માગું;

---

૧૯ આજ્યવાળાં-ઘીવાળાં યાન-વાહન ( બેસવાને ). ગાયને ૪૦—જે ગાયને વક્ષે ( છાતી ઉપર )રાખે-અર્થાત્ ગાયનું રક્ષણ કરે.

તેમાંનું કષ્ટ કાપો હો, પાપપૂર હું ત્યાગું. ૨૭
પ્રજા પાળતાં મુનિ હો, અધર્મની ન થાય પ્રાપ્તિ;
એવું આપો ગુણી હો, ન થાય કુકર્મે વ્યાપ્તિ. ૨૮
અરિઅનુસરણકેરૂં હો, જ્ઞાન આપો જો રીઝયા;
રણે પાછા ફેરૂં હો. શંકર જાતે જો ખીજ્યા. ૨૯
પ્રતિદ્વંદ્વી કોઇ હો, ન રણમાં થાયે મારો;
રહે સર્વ રોઇ હો, જોઇ દત્ત શિષ્ય તારો. ૩૦
ચપળ ચતુર્ભુજ શા હો, આપો સહસ્ર બાહુ મને;
નભ નગ જળ વશ્યા હો, જાઉં જુક્તે તેની કને. ૩૧
પૃથ્વી ને પાતાળે હો, ઇત્યાદિ સહુ ઠામે;
ગતિ સર્વ કાળે હો, થાતાં નવ વિરામે. ૩૨
ઉન્માર્ગે કદી મુનિ હો, પ્રવર્ત્યો પૂરેપૂરો;
નિવારવા જેવો ગુણી હો, મળે મને મહાશૂરો. ૩૩
અતિથિનો આદર હો, થાયે નિત્ય મમગેહે;
મળે દાનગ્રાહી વર હો, હું દાની બનું ઉજેહે. ૩૪
દાન દેતાં ધન મારૂં હો, ખૂટે નહિ કોઇ કાળે;
કરે સર્વનું સારૂં હો, તરૂણ વૃદ્ધ કે બાળે. ૩૫
સ્મરે મને જે સ્થળે હો, તે ઠામે જાવા મુજને;
આપો બળ દુઃખ કળે હો, નમી કહું છું તુજને. ૩૬
મારા દેશ માંહીથી હો, દ્રવ્યની નવ થાય નાસ્તિ;
અટકું હાવાં આંહીથી હો, માગ્યું મન ગમ્યું જાસ્તી. ૩૭
વળી અનન્ય ભક્તિ આપની હો, આપો એટલું જોઇએ;

---

૨૯ અરિ અનુસરણકેરૂં—શત્રુની પાછળ પડવાનું. ૩૩ ઉન્માર્ગે—ઉલટે માર્ગે.

મહત્તા મહા માપની હો, જાણી સંશય ખોઇએ. ૩૮
દત્તાત્રેય બોલ્યા હો, જે જે માગ્યું તેં મુખથી;
તારા તોલ તોલ્યા હો, જા તે દીધું મેં સુખથી. ૩૯
ચક્રવર્તી તું થશે હો, કૃપા મારી પૂર્ણ હવી;
મારી ભક્તિ ઉર વસે હો, થઇશ જ્ઞાની અનુભવી. ૪૦
જડ કહે સુણો પિતા હો, અર્જુન નમ્યો દત્તને પાય;
મળ્યા મંત્રી શોભિતા હો, આવ્યા ઘણે દિને ઘેર રાય. ૪૧
ઘર ઘરથી તેડિયા હો, રહ્યા કર્યા પરધાન;
દામ અતિ વેડિયા હો, રાજ્યાભિષેકમાં રાજાન. ૪૨
અર્જુન રાજ્યાભિષેકમાં હો, આવ્યા સુરના ગાયક જાણ;
ગંધર્વ ગાય વિવેકમાં હો, અપ્સરા નાચેછે નિરવાણ. ૪૩
સપ્ત ઋષિ આવિયા હો, માંહી વસિષ્ઠ આદિક મુન્ય;
મેરૂ નગ સહુ લાવિયા હો, આવી ગંગા પવિત્ર પુણ્ય. ૪૪
નદીઓ વહી રહી હો, આવી ભૂપકેરે ભુવન;
રત્નાકર રત્ન લઇ હો, આવ્યો જોવાને રાજન. ૪૫
પીપ્પલ લઈ વૃક્ષને હો, આવ્યો શચીપતિ શચી સમેત;
આમંત્રણ ગયું દક્ષને હો, આવ્યાં ત્યાં તે ઝાઝે હેત. ૪૬
વાસુકી લઈ નાગને હો, આવ્યો રાજ્યાભિષેકે જાણ;
આવ્યા દ્વિજ મહાભાગને હો, નમે નૃપમણિ સુજાણ. ૪૭
પ્રધાન જન પુરના હો, આવ્યા દેશતણા અનેક;
ગુણ ગાય શૂરના હો, ધાર્યો ધન્ય ધન્ય તેં ટેક. ૪૮
દત્તાત્રેય કૃપાવડે હો, થઇ સામગ્રી તૈયાર;
યોગી અનુગ્રહ શું અડે હો, થઇ પ્રાપ્ત સમૃદ્ધિ સાર. ૪૯

---

૪૪ નગ—પર્વત.

અંગ બળે વાધિયો હો, હૈહય જનપદકેરો ભૂપ;
જેણે દત્તગુરૂ લાધિયો હો, જે થયો માંહી તદ્રૂપ. ૫૦
રાજા થયા પૂઠે હો, દાંડી દેવડાવી દેશ;
અરિ કોઇ નવ ઊઠે હો, હારે હુંથી મહેશ શેષ. ૫૧
કાર્તવીર્ય વિણ આ પુરે હો, કોઇએ શસ્ત્ર ન ધરવાં પાણ;
જંતુ કોઇ નવ ચૂરે હો, જે વાંચ્છે સ્વયના પ્રાણ. ૫૨
અપરાધ એવો કરે હો, તેને મારૂં ચોરની પેર;
આણ એવી ફરે હો, થાયે હાહાકાર ઘેર ઘેર. ૫૩
નગરે એવું દિસે હો, શસ્ત્રપાણિ અર્જુન એક;
દોડે ઝટ દુઃખ મિષે હો, વપુમાંહે ધરી વિવેક. ૫૪
ગ્રામપાળ પોતે બન્યો હો, પશુપાળ રૂપ ભૂપાળ;
ક્ષેત્રપાળ તેને ગણ્યો હો, દ્વિજપાળ ભૂપ વિશાળ. ૫૫
તપસ્વીનું રક્ષાણ કરે હો, પાળે વાણઝારાના સાર્થ;
તે હેત કેવું ધરે હો, જેવો હરિએ રાખ્યો પાર્થ. ૫૬
ચોર ચક્ષુઃશ્રવા હો, વન્હિ શસ્ત્રે લાગે બીક;
સમુદ્રમાં દુઃખી હવા હો, તેને ઠામે રાખે ઠીક. ૫૭
બીજો ભય આવિયો હો, કે સ્મરે સહસ્ત્રભુજાળ;
ત્યાં સુખ સહુ લાવિયા હો, નિકટ આવી નૃપાળ. ૫૮
એ રીતે અરિગંજણો હો, સ્મરણ માત્રે ટાળે દુઃખ;
નૃપ રૈયતરંજણો હો, દેતો પૂર્ણ પ્રજાને સુખ. ૫૯
રાય રાજ્યે વસે હો, ધનદ લઇ ધન જાણ;

---

૫૦ હૈહય જનપદ—હૈહય નામનો દેશ. ૫૭ ચોર ૪૦—જેને ચોર, ચક્ષુઃશ્રવા ( સાપ ), વન્હિ, અને શસ્ત્રથી બીહીક લાગતી હોય, અથવા જે સમુદ્રમાં દુઃખી થયા હોય તેને તે ઠીક રાખે–બચાવે. ૫૮ સહસ્ત્રભુજાળ–હજાર હાથવાળો.

લક્ષ્મી નવ ખસે હો, વરદાન દીધું ધવપ્રાણ. ૬૦
યજ્ઞ ઘણા કર્યા હો, આપી દક્ષિણા મહામાન;
અરિ અતિ ધર્યા હો, સંગ્રામે અધિક સમાન. ૬૧
તપ પણ આચર્યું હો, વિક્રમ વાતે કરી અપાર;
સમૃદ્ધિ જોઇ સાંતરી હો, અંગિરા મુનિએ કર્યો વિચાર. ૬૨
સહસ્રાર્જુન સમો હો, નહિ મહીતળની માંય;
મુનિ કે' વદિયે અમો હો, જેથી વાણી દેવી લજાય. ૬૩
ગમે તે ગોપતિ હો, કરે મનગમતા મખ જાણ;
ગમે તે મહામતિ હો, પણ નહિ અર્જુન પાસ પ્રમાણ. ૬૪
દાનેશ્વરી ભલે બને હો, પણ નહિ અર્જુન જેવો કોઇ;
તપસી તપ કર્યું ગણે હો, પણ રે' એનાથકી રોઈ. ૬૫
સંગ્રામ શૂર સાચો થયો હો. ભલે પુરંદર પૂર;
ગર્વ અર્જુનથી ગયો હો, સાચોમાચો શાણો શૂર. ૬૬
ગમે તે નૃપ ગ્રહો હો, પણ નહિ કાર્ત્તવીર્ય સમાન;
એ નૃપ નેત્રે લહ્યો હો, તે પામ્યો સઘળે માન. ૬૭
જે દિનથી દત્તજી હો, થયા પુરપતિને પ્રસન્ન;
થયો જ્ઞાન મત્તજી હો, દત્તે યત્ને વાળો મન. ૬૮
પ્રતિસંવત્સરે હો, દત્તગુરૂજીકેરો જાગ;
મનગમતો કરે હો, રાખી ગુરૂ અભિધાને રાગ. ૬૯
યજ્ઞસ્થળ આગળે હો, તે નૃપની સર્વ પ્રજાય;
સંપત્તિ જોઇ વળે હો, સમાધિયોગની માંય. ૭૦
ચરાચર ભૂતના હો, ગુરૂ ગરવા જે દત્ત દેવ;
સદા યૌવન નૂતના હો, સાધે સર્વે તેની સેવ. ૭૧

---

૬૦ ધવપ્રાણ–પ્રાણ સમાન ધવે (સ્વામીએ–દત્તે). ૬૨ વિક્રમ–પરાક્રમ. ૬૪ ગોપતિ–પૃથ્વીપતિ–રાજા. ૭૧ નૂતના–નૂતનના અર્થાત્ નવા યૌવનના.

ગુરૂ સર્વેતણા હો, જેનો નહિ આદિ કે અંત;
ગુણ જેના ઘણા હો, સ્વયં શૌરિ મહામતિમંત. ૭૨
અર્જુન એથી થયો હો, ઋષિ મુનિ દેછે માન;
તાપ તપનો સંચો હો, ઉંચલ્યું એકું જૂઠું ધાન્ય. ૭૩
તો દત્ત મહિમાએ કરી હો, થયો વિશ્વ વિષે વિખ્યાત;
અપ્રમેય એ શ્રીહરિ હો, છે અનંત ને સાક્ષાત. ૭૪
શંખ ચક્ર ગદાદિકે હો, શોભે આયુધવાળા હાથ;
શાર્ઙ્ગધનુએ રીખે હો, છે મહામાયા સાથ. ૭૫
વેદ પણ વરણવે હો, કથા કહે પુરાણ પ્રમાણ;
યોગી પરણવે હો, યજે દાનવ માનવ જાણ. ૭૬
જે જે જન પૂજતા હો, દત્ત ગુરૂ ધરી પ્રેમ;
(તેને) મોક્ષપથ સૂઝતા હો, સુખી થાતા સ્વલ્પે એમ. ૭૭
ભગવાન મુખે ભણ્યા હો, હું છું હરિભક્તની પાસ;
સદૈવ મારા ગણ્યા હો, ટાળું ત્રીવિધિ તેના ત્રાસ. ૭૮
એવું હરિ વદ્યા હો, તો કયમ વીસરવા દેવ;
મુઆ જે મદે મદ્યા હો, ભટક્યા ભવાબ્ધિમાંહે એવ. ૭૯
હરિભક્ત મોટો કહે હો, તો ભક્તે ન જોવું કેમ;
જઇ આશ્રમમાં રહે હો, તેને કરે ક્ષાંતિ ને ક્ષેમ. ૮૦
અધર્મને ટાળવા હો, ધર્મનું કરવાને સ્થાપન;
આદિ અંતને ભાળવા હો, તે હરિ થાય ઉત્પન્ન. ૮૧
કરે પાલન જગતનું હો, તેની કહીશ હવાં હું વાત;

---

૭૫ રીખે–મારે—નાશ કરે. ( રિષ્–મારી નાખવું ). ૭૬ પરણવે—પ્રણમે. ૮૧ આદિ ૯૦—જેના આદિ અને અંત ભાળવા નહિ—અર્થાત્ જે અનાદિ અનંત છે.

માન મહાભક્તનું હો, રાખ્યું દેવે ક્યમ સાક્ષાત. ૮૨
કહું તે કારણે હો, અલર્ક જન્મ પ્રખ્યાત;
ત્રણ પેઢી તારણે હો, સુણો પિતૃભક્તની ખ્યાત. ૮૩
રાજર્ષિ અલર્કને હો, મુનિ દત્તે શીખવ્યો યોગ;
દહો ફીકટ ફર્કને હો, સુણ્યે ભવનો ટળશે રોગ. ૮૪
પુત્ર પિતાને કહે હો, કહું મદાલસા આખ્યાન;
વિપ્ર પુરાણી લહે હો, કહે પ્રાકૃત કરી પુરાણ. ૮૫
પુરાણી શ્રોતા સહી હો, તેનો વક્તા પ્રેમાનંદ;
કરે સપ્તાહ કરી હો, નહિ શ્રોતા સમજી મંદ. ૮૬
(હવાં) સપ્ત અધ્યા'તણી હો, હું કરીશ સપ્તાહ જાણ;
કારણ કહું ગણી હો, અર્પી યથામતિ પ્રમાણ. ૮૭
પુત્ર પુરાણીનો હો, હોયે મૂર્ખ અને અજાણ;
મુખ કહે આણીનો હો, લહી બીજે સુત સુજાણ ૮૮
પ્રીતિ પરપર થતી હો, તોય તનુજ નવ તજાય;
કોઇ મારે રતિ હો, કે ત્યાં પુરાણી લઢવા જાય. ૮૯
વિનાશી વખાણીને હો, પુરાણી શેવું કરે;
અવિનાશી જાણીને હો, શે પ્રેમાનંદ પરહરે. ૯૦
પુરાણીપુત્ર લાખો હો, શાખો કરી મુઆ લહ્યા;
ગ્રંથનાશ દાખો હો, અવિનાશી વેદ કહ્યા? ૯૧
સુત કાણો કૂડો હો, ન નાખી દે કોઇ;
ગ્રંથ રૂડો ભૂંડો હો, રાખ્યો એવી સોઈ જોઈ ૯૨
ઠઠમેઠ કરી ઠેલે હો, કુરૂપો વિવા' કાજે;

---

૮૬ સપ્તાહ—સાત દિવસમાં કરવાની કથા. ૮૯ પરપર—બીજા ઉપર. ૯૦ પરહરે—(કવિતા રૂપી પુત્રને). ૯૧ શાખો—ગજબ.

વિપ્રગ્રંથ મેળે હો, ન્યાય એ છેતો આજે. ૯૩
આ લખવાનું કારણ હો, છે તો પુરાણી માટે;
માર્જાર શુકમારણ હો, જોઇ કો ન ઉચ્ચાટે ? ૯૪
ઇતિશ્રી માર્કંડેય હો, પુરાણ પ્રાકૃત કીધું;
પિતા પુત્ર સંવાદય હો, દત્તાત્રેયે દાન દીધું. ૯૫
એકોનવિંશતિતમે હો, અધ્યાય અહીં પૂરો હવો;
મદાલસા સુણો તમો હો, પછે યોગ અવનવો. ૯૬

## વલણ.

અવનવો યોગ આગે, કહું કરજોડી શ્રીહરિ રે;
પ્રેમાનંદ પર પુરાણી રીઝે, જેમ કરિ પર કેસરી રે !! ૯૭

---

૯૬ એકોનવિંશતિતમે—ઓગણીસમે.

## સમાપ્ત.